# વિદ્યાર્થી

“ વિદ્યાર્થી ” નામના હસ્તલિખિત માસિકમાંના
કેટલાક લેખોનો સંગ્રહ.





દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના વિદ્યાર્થીઓ

કિંમત ૧-૮-૦



મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ–અમદાવાદ.
મુદ્રકઃ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.

સંવતઃ ૧૯૮૦



પ્રતઃ ૫૦૦

આવૃત્તિ ૧ લી.

પ્રકાશક,
નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટ
દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન,
ભાવનગર.

# નિવેદન

દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનમાં 'વિદ્યાર્થી' એ નામનું એક હસ્તલિખિત માસિક નીકળે છે. એ માસિકનું આખું તંત્ર વિદ્યાર્થીઓના હાથમાં છે. આ માસિકમાંથી અમુક પસંદ કરેલા લેખો આજે પુસ્તક રૂપે પ્રકટ થાય છે.

વિદ્યાર્થીઓમાં મનોરાજ્યો, તેમની ઉર્મિઓ, તેમની દૃષ્ટિ, તેમની રુચિ-અરુચિ, તેમની મહેચ્છાઓ, વિદ્યાર્થીમનના અનેક આવિર્ભાવો આ લેખોમાં તરી આવે છે, અને એ રીતે વિદ્યાર્થીના માનસના અભ્યાસીને આ પુસ્તક માર્ગદર્શક બનશે એવી આશા આપીએ તો કાંઈ ખોટું નથી. જે સંસ્થામાં વિદ્યાર્થીઓ પોતે રહે છે તે સંસ્થા તરફની તેમની દૃષ્ટિ સંસ્થાના

કાર્યવાહકોને જ નહિ પરન્તુ એવી સર્વ સંસ્થાઓના કાર્યવાહકોને ઉપયોગી થશે એમ પણ અમે માનીએ છીએ.

લેખોની ભાષા તેવીને તેવીજ રાખી છે. માધ્યમિક શાળાના ત્રીજા ચોથા ધોરણના વિદ્યાર્થીઓને આ પુસ્તકનું વાચન ઘણું લાભદાયક થશે એમ પણ અમે માન્યું છે.

સાથે સાથે દક્ષિણામૂર્તિના વિદ્યાર્થીઓના માનસનું સમાજને એક પ્રકારે દર્શન પણ થઈ જાય છે, એટલે દક્ષિણામૂર્તિના કાર્યનું સારૂં નરસું પ્રતિબિંબ પણ સમાજ આ લેખોમાં કાંઈક અંશે જોઇ શકે તો ના નહિ.

નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટ,
નિયામક.



# અનુક્રમણિકા

# વિદ્યાર્થી



## તેનું જીવ્યું ધિક્ હો જગતમાં
## એમ માનું ફરી ફરી



'વહાલો મ્હારો દેશ આ' કદી એમ જે બોલ્યા નથી,
જેણે કદી 'આ માતૃભૂમિ વંદ્ય છે' માન્યું નથી;
જેણે વિદેશીની કરી નકલ લજવી ભૂમાતને,
તેનું જીવ્યું ધિક્ હો જગતમાં એમ માનું ફરી ફરી. ૧
જેને નથી પરવા અહિત કે હિત કરો મા હિંદનું,
જેને નથી પરવા કરો ઉદ્ધાર યા તો ના કરો:
જેનું હ્રદય કંપ્યું નથી દુઃખો સુણી ભારતતણાં,
તેનું જીવ્યું ધિક્ હો જગતમાં એમ માનું ફરી ફરી. ૨

## વિદ્યાર્થી

જેણે નથી કદી દાખવી કંઈ દાઝ ભારતવર્ષની,
જેણે કદી નથી માનથી જોયું મહાત્માઓ ભણી;
જેણે સ્વીકારી પેટ સાટે નોકરી યવનો તણી,
તેનું જીવ્યું ધિક્ હો જગતમાં એમ માનું ફરી ફરી. ૩
જેઓ કદી હિંદીતણાં દુઃખે નથી દુઃખી થયા,
જેઓ કદી સુખ જોઇ માનું હર્ષઘેલા નથી થયા;
જેણે કદી ના દુઃખ ટાળ્યાં કંઈ પ્રયત્નો આદરી,
તેનું જીવ્યું ધિક્ હો જગતમાં એમ માનું ફરી ફરી. ૪
જેણે દીધી છોડી ભૂમિ ભારતતણી, તે શું કરે ?
ભરવા ગૃહો પરદેશીનાં, ના માન હિંદી હુન્નરે;
ત્યાં જઇ ન લાવ્યા કંઈ, ગયા તે આવવા માટે ફરી,
તેનું જીવ્યું ધિક્ હો જગતમાં એમ માનું ફરી ફરી. ૫

**ભાસ્કર ગજાનન વિદ્વાંસ.**

# લોકમાન્ય બાળ ગંગાધર ટિળક



લોકમાન્ય ટિળકનો જન્મ સને ૧૮૫૬ ની ૨૩ મી જુલાઇએ રત્નાગિરીમાં થયો હતો. તેમના પિતાનું નામ ગંગાધર શાસ્ત્રી અને માતાનું નામ પાર્વતીબાઇ હતું.

પાર્વતીબાઈ શુદ્ધ આચારવિચારવાળાં અને ધર્મનિષ્ઠ હતાં. ગંગાધર શાસ્ત્રી ચોક્સ, ટાપટીપયા અને માની હતા. તેઓ કોઇનું કંઈ પણ સાંખી શકતા નહિ. પહેલાં તેઓ દશ રૂપીઆના નોકર તરીખે કામ કરતા, પરંતુ પાછળથી તેઓ પુનાના આસિસ્ટંટને હોદ્દે ચડયા હતા.

બાળ ગંગાધરને લગભગ સાત વર્ષની ઉંમરે નિશાળે બેસાડયા હતા અને દશમે વર્ષે જનોઈ દીધું હતું. નાનપણથી જ તેઓને અમરસાર, શબ્દરૂપાવલિ વિગેરે શીખવવામાં આવ્યું હતું.

દશમે વર્ષે બાળ ગંગાધરનું પુનામાં આગમન થયું. પુનામાં રહીને જ તેઓએ વિદ્યાપ્રાપ્તી કરી. ત્યાં જ રહીને સારા હિંદને તેમણે હચમચાવ્યું. ત્યાં રહીને જ તેમણે પો-

તાનાં પરાક્રમ બતાવ્યાં અને ત્યાં જ પોતાની વિદ્યાથી, દેશભક્તિથી અને કર્તવ્યપણાથી પોતાને The Uncrowned King of Deccan અને Emperor of Poona કહેવડાવ્યો. આ રીતે રત્નાગિરીમાં પાકેલા અનેક હીરાઓ પુનામાં પ્રકાસ્યા છે.

કુમાર મંદિરનો અભ્યાસ પુરો કરીને તેઓએ વિનય મંદિરમાં પ્રવેશ કર્યો અને ત્યાં તેઓ વિનીત થયા. આગળ અભ્યાસ કરવા માટે તેઓએ ડેક્કન કોલેજમાં અભ્યાસ કરવો શરૂ કર્યો. આ જ અરસામાં તેઓનાં લગ્ન થયાં અને લગ્ન પછી એક વર્ષે તેમના વડિલ મૃત્યુ પામ્યા.

જ્યારથી તેઓએ કોલેજનો અભ્યાસ શરૂ કર્યો, ત્યારથી તેમની સર્વવ્યાપી બુદ્ધિનો વિકાસ થવા માંડયો. ગણિત અને સંસ્કૃતમાં તેમની બુદ્ધિ ઉત્તમ રીતે ચાલતી હતી. યુવાવસ્થામાં લોકમાન્યને કવિતા કરવાનો નાદ હતો. તેમણે કેટલીએક મરાઠી તેમજ સંસ્કૃતમાં ઉત્તમ કવિતા લખી છે. આ વાત અજાયબ પમાડે તેવી છે, પરંતુ 'Hero is hero at all his points.' સને ૧૮૭૬માં બી. એ. અને ૧૮૭૯ માં એલ એલ. બી. થયા.

સને. ૧૮૮૦ માં વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરે પૂનામાં 'ન્યુ ઇંગ્લિશ સ્કુલ' સ્થાપી.

તેઓ લોકમાન્યના ગુરુ હતા. લોકમાન્ય અને તેમના સહાધ્યાયીઓ આ સ્કુલમાં શિક્ષક તરીકે જોડાયા. આ વખતે ન્યુ ઇંગ્લિશ સ્કુલના ચાલકોએ 'કેસરી' નામનું પત્ર પ્રગટ કરવાનો વિચાર કર્યો. તેમાં મુખ્ય ભાગ ગોપાળરાવ

આગરકરનો હતો. તેમનો વિચાર આ પત્ર દ્વારા દેશભક્તિ કરવાનો હતો. સને ૧૮૯૧ માં લોકમાન્ય, આગરકર વિગેરેએ મળીને 'કેસરી' અને 'મરાઠા' નામનાં બે પત્રો પ્રગટ કર્યાં. હજુ પણ આ બે પત્રો ચાલે છે. 'કેસરી' મરાઠીમાં નીકળે છે અને 'મરાઠા' અંગ્રેજીમાં નીકળે છે. આ પત્રો છપાવવા માટે તેઓએ કોઇ છાપખાનાનો કટાઈ ગયેલો સામાન ખરીદ્યો. તે વખતે મુદ્રક અને પ્રકાશકનું નામ લખવાનો નિયમ ન હતો. આ પત્રો પહેલાં ગલાવતી વખતે પૈસાની ઘણી તંગી પડી હતી. તે વખતે 'કેસરી'નું જવાજમ ૧) રૂપીઓ હતું. સારા અને વિદ્વાન પુરુષોથી ચાલતું સોંઘામાં સોંઘું પત્ર પહેલવહેલું આ જ હતું.

ધીમે ધીમે અંદર અંદર મતભેદ પડયો, અને પરિણામે 'કેસરી' લોકમાન્યના હાથમાં આવ્યું. તેમણે નવા સંચાઓ અને જમીન ખરીદી ને 'કેસરી મુદ્રણાલય' સ્થાપ્યું. જ્યારે લોકોએ લોકમાન્યના લેખોમાં દેશહિતની લાગણી જોઇ, ત્યારે 'કેસરી'ની જરૂરયાત વધી પડી..'કેસરી' નિષ્પક્ષપાતે બધા વિષય ચર્ચતું. 'કેસરી' એક વર્ષ ચાલ્યું હશે તેટલામાં તો લોકમાન્યને અને આગરકરને ૧૦૧ દિવસનો જેલ નિવાસ મળ્યો. જેલ દરમ્યાન 'કેસરી' નૃસિંહ ચિંતામણ કેળકર ચલાવતા. હાલ પણ તેઓ જ ચલાવે છે. લોકમાન્યના લેખોમાં અને વર્તનમાં ધીરજ સ્પષ્ટ જણાઈ આવતી હતી, તેથી લોકો 'કેસરી' અને લોકમાન્યને એક જ ગણતા હતા. જ્યારે જ્યારે કોઇ સામાજિક, રાજકીય અથવા ધાર્મિક પ્રશ્ન લોકોમાં ઉઠતો ત્યારે દરેકની દૃષ્ટિ 'કેસરી' ઉપર પડતી.

ન્યુ ઇંગ્લિશ હાઇસ્કુલને ચાર વર્ષ થયાં કે તરતજ તેના કાર્યવાહકોએ કોલેજ સ્થાપવાની હિલચાલ શરૂ કરી.

સને ૧૮૮૪માં સર જેમ્સ ફરગ્યુસનને હસ્તે 'ફરગ્યુસન કોલેજ'ની સ્થાપના થઇ. ધીમે ધીમે કોલેજ ઉચ્ચ સ્થિતિએ ચડી. લોકમાન્ય પણ આ કોલેજમાં જોડાયા હતા, પરંતુ પાછળથી તીવ્ર મતભેદ પડવાથી તેઓ નીકળી ગયા હતા.

લોકમાન્ય અને સાહિત્ય-લોકમાન્ય દેશસેવક હતા એટલુંજ નહિ પરંતુ ઉત્તમ સાહિત્યસેવક પણ હતા. તેમણે 'ઓરાયન' અને 'આર્ટિક હોમ' નામે બે પુસ્તકો અંગ્રેજીમાં અને 'ગીતા રહસ્ય' અને બીજા લેખો મરાઠીમાં લખ્યા છે. 'કેસરી' મારફત પણ તેમણે માતૃભાષાની ઉત્તમ સેવા બજાવી છે. પહેલા પુસ્તકમાં (ઓરાયનમાં) તેમણે વેદનું પ્રાચીનત્વ સિદ્ધ કર્યું છે. આ પુસ્તકના વિદ્વત્તા ભર્યા લખાણથી દેશ પરદેશના વિદ્વાનો અંજાઇ ગયા હતા. આ પુસ્તક પછી 'આર્યોનું મૂળસ્થાન' ('Artic Home') એ પુસ્તક લખવું શરૂ કર્યું. આ વખતે તેઓ અનેક ચળવળોમાં ગુંથાયેલા હતા અને તેમનો ઘણો ખરો વખત ભાષણો કરવામાં અને લખવામાં જતો. દરમ્યાન પૂનામાં પ્લેગ અને દુષ્કાળ ફાટી નીકળ્યો અને જે વખતે તેમને સખ્ત કામ કરવાનું હતું તે વખતે કમનશીબે 'કેસરી' પર રાજદ્રોહનો આરોપ મૂકાયો અને લોકમાન્યને પકડવામાં આવ્યા. આથી લોકોમાં અશાંતિ ફેલાણી. 'ઓરાયન'ને લીધે પશ્ચિમના ઘણા વિદ્વાનોને પણ લાગી આવ્યું. તેઓએ ધાર્યું કે જો આવો વિદ્વાન માણસ જેલમાં મજુરી કરશે તો

જગતને હાનિ પહોંચશે. તેથી તેઓએ લોકમાન્ય માટે જેલમાં વાંચવા લખવાની સગવડ કરાવી.

જેલમાં લોકમાન્યે વેદનું વાંચન અને ચિંતન જારૂ રાખ્યું અને છૂટયા પછી 'આર્યોનું મૂળ સ્થાન' Aratic Home લખ્યું. ત્રીજું પુસ્તક 'ગીતા રહસ્ય' નામનું લખ્યું. આ પુસ્તક પ્રસિદ્ધ તેમજ અત્યંત મહત્ત્વનું છે.

લોકમાન્ય હંમેશાં છ વાગે ઉઠતા અને નિત્યકર્માદિ કરીને ટપાલ વાંચતા અને લખતા. ત્યાર બાદ છાપખાનાની તપાસ લેતા. તેમનો ઘણો ખરો વખત વાચનમાં જતો. તેમના પુસ્તકાલયમાં ઇતિહાસ, સાહિત્ય અને કાયદા વિના ૧૦,૦૦૦ પુસ્તકો હતાં. આ ઉપરાંત જુના ગ્રંથો જે ઘણા અલભ્ય છે તે પણ પુસ્તકાલયમાં હતા.

તેઓ પોશાકમાં તેમજ બીજી બધી રીતે સાદા હતા. તેમને ચા પીવાની ટેવ હતી. સોપારીની આદત તો એટલી બધી જબરી હતી કે તેમણે ઘરમાં ઠેકાણે ઠેકાણે સૂડીસોપારી રખાવી હતી.

લોકમાન્યનાં પત્નીનું નામ સત્યભામા હતું. તેઓ ઘણાં સુશિલ હતાં. જ્યારે લોકમાન્યને હદપાર કરવામાં આવ્યા, ત્યારે તેમણે અન્નનો ત્યાગ કર્યો હતો અને ફક્ત દુધ અને ફળ લેતાં. જ્યાં સુધી લોકમાન્ય જેલમાં હતા ત્યાં સુધી એક ડગલું પણ ઘર બહાર તેમણે ભર્યું નથી. તેમણે ધાર્યું કે રાજ્યારોહણ વખતે તેમને છોડવામાં આવશે અને એક વખત મેળાપ થશે પરંતુ તેમ થયું નહિં, અને મેળાપની આશામાં ને આશામાં તેમણે પોતાનો પ્રાણ છોડયો.

તે વખતે આપણા દેશનાયકો મર્હુમ પૂ૦ દાદાભાઇ, સ્વ૦ ગોખલે, શ્રી પાલ, સ્વ૦ ન્યાયમૂર્તિ રાનડે અને લોકમાન્ય વગેરે હતા. પરંતુ દેશની અનન્ય સેવા બજાવવા લોકમાન્યે જેટલો ભોગ આપ્યો છે તેટલો કોઇ પણ નેતાએ આપ્યો નથી. તેઓએ પોતાની ઘણીખરી જીંદગી જેલમાં જ ગાળી છે. જેલમાં પણ તેમણે ' ગીતારહસ્ય ' જેવું ઉત્તમ પુસ્તક લખ્યું.

ઈ. સ. ૧૮૯૭ માં લોકમાન્ય પર સરકારે રાજદ્રોહનો કેસ માંડયો. જયુરીએ નિર્દોષ ઠરાવ્યા છતાં તેમને ૧૮ માસની સખ્ત મજુરીની શિક્ષા ભોગવવી પડી.

આ વખતે લોકમાન્ય ' કેસરી ' માં રાષ્ટ્રીય શિક્ષણ નો વિષય ચર્ચતા હતા અને ' કેસરી ' નો ફેલાવો પણ બહોળો થયો હતો. ૧૮૯૭ માં જ્યારે લોકમાન્ય પકડાયા, ત્યારે મહારાષ્ટ્રનું એક પણ ગામ એવું ન હતું, કે જ્યાં 'કેસરી' ન હોય. આ જ વખતે પૂનામાં પ્લેગ ફાટી નીકળ્યો અને બે યુરોપીયનનાં ખૂન થયાં. આ ખૂનનું કારણ 'કેસરી' ના લેખો છે એમ સરકારે માન્યું અને આપણે ઉપર જોયું કે નિર્દોષ છતાં સરકારે લોકમાન્યને સજા કરી.

ત્રીજીવાર જેલયાત્રા–પૂનામાં એક બ્રાહ્મણ બિનવારસ મરી જવાથી તેની મિલ્કત માટે ટ્રસ્ટીઓ નીમવામાં આવ્યા. એમાં લોકમાન્ય પણ હતા. આ ટ્રસ્ટીઓને રદ કરવા તે બ્રાહ્મણની ઓરતે કોર્ટમાં ફરીયાદ કરી. તેમાં લોકમાન્યની જુબાની લેવામાં આવી અને ખોટી જુબાની આપવાનો આરોપ મૂકીને ન્યાયાધીશે લોકમાન્યને સજા કરી. આ સજાથી પણ લોકોમાં અસંતોષ ફેલાણો હતો.

છેલ્લી અને મહાન્ જેલયાત્રા–૧૯૦૮ માં સરકારે ફરી લોકમાન્ય ઉપર રાજદ્રોહનો આરોપ મૂક્યો. આ વખતે લોકમાન્ય 'સરદાર ગૃહ'માં પોતાના મિત્રો સાથે વાતચીત કરતા બેઠા હતા, તેવામાં પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ ત્યાં આવ્યો અને સાથે લાવેલ વોરંટ બજાવીને લોકમાન્યને એક ગાડીમાં બેસાડી લઈ ગયો. તરતજ એક બીજો પોલિસ ઇન્સ્પેક્ટર પૂને ગયો અને લોકમાન્યના પરિવારને એક ઓરડામાં પૂરીને ઘરની જડતી લીધી; પરંતુ કંઈ હાથ લાગ્યું નહિ. સિંહગઢનો બંગલો પણ તપાસ્યો પરંતુ ત્યાંથી પણ નિરાશા પ્રાપ્ત થઈ.

તા. ૨૫ મી એ કેસ શરૂ થયો. તા. ૧૨ મીના 'કેસરી'ના '**देशाचे दुर्दैव**' એ લેખ માટે ૧૨૪ મી **अ** અને ૧૫૩ મી **अ** કલમ પ્રમાણે લોકમાન્ય ઉપર રાજદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો. આ કેસ ૨૯ દિવસ અટક્યો. કેસ દરમ્યાન લોકમાન્યને જામીન ઉપર છોડવા અરજી આવી, પરંતુ તેનો ઇન્કાર થયો. કૉર્ટના જે ઓરડામાં લોકમાન્યને રાખવામાં આવ્યા હતા, ત્યાં તેમના મિત્રમંડળને મળવાની છૂટ હતી.

'કેસરી'ના '**हे उपाय टिकाउ नाहित**' એ લેખને રાજદ્રોહી ગણીને લોકમાન્ય ઉપર બીજો આરોપ મુકાયો. આ રીતે તેમના ઉપર જુદા જુદા ચાર આરોપો મૂકાયા. તા. ૧૩ મી જુલાઈથી હાઇકોર્ટમાં કેસ ચાલુ થયો. આ કોર્ટની આસપાસ લશ્કર ગોઠવવામાં આવ્યું હતું.

શરૂઆતમાં કોર્ટ સમક્ષ લોકમાન્યના લેખોનું અંગ્રેજી ભાષાન્તર વાંચી સંભળાવવામાં આવ્યું. લોકમાન્યને આ બાબત પુછતા કહ્યું, કે 'ભાષાન્તર ભૂલ ભરેલાં છે.' ત્યાર પછી

છ યુરોપીઅન અને બે પારસીઓનું પંચ નીમાયું. એક બે દિવસ સાક્ષીઓની જુબાનીમાં ગયા અને ૧૮ જુલાઇએ ફરી કેસ ચાલ્યો. આ વખતે મુંબઇના પ્રતિષ્ઠિત માણસો પણ કોર્ટમાં આવ્યા હતા. લોકમાન્યે પંચને ઉદ્દેશીને ભાષણ કર્યું. આમ આમ સાડાચાર કલાક એક સરખુ કામ ચાલ્યા પછી પંચનું અને ત્યારબાદ ન્યાયાધિશ વગેરેનાં ભાષણો થયાં.

છેવટે રાત્રીના ૯–૨૦ કલાકે પંચે લોકમાન્યને આરોપી ઠરાવ્યા અને ન્યાયાધિશે તેમને સજા કરી. લોકમાન્યના છેલ્લા ઉદ્‌ગારો–'પંચે ગમે તેવો ન્યાય આપ્યો પરંતુ હું તો મારી જાતને નિર્દોષ માનું છું.'–તરતજ મોટર મારફત સ્ટેશને અને ત્યાંથી સ્પેશિઅલથી સાબરમતી જેલમાં તેમને લઇ જવામાં આવ્યા; અને ત્યાંથી માંડલે લઇ જવામાં આવ્યા.

મુંબઇમાં ખબર પડી કે તરતજ હડતાલ પડી અને લોકોએ પોતાના નેતા તરફની સાચી લાગણી બતાવી. જોત જોતામાં સમગ્ર દેશમાં ખબર પડી. લોકોએ જાહેર સભાઓ ભરી અને. લોકમાન્ય તરફ બની શકે તેટલી પૂજ્ય બુદ્ધિ બતાવી.

લોકમાન્યને જેલમાં પુસ્તકો વાંચવાની છુટ હતી. તેમણે ત્યાં ગીતાનું સૂક્ષ્મ અધ્યયન કર્યું અને છૂટયા પછી 'ગીતા-રહસ્ય' નામનું ઉત્તમ પુસ્તક લખ્યું.

ઇ. સ. ૧૯૧૪ માં લોકમાન્ય જેલમાંથી છૂટયા અને માતૃભૂમિ તરફ પાછા ફર્યા; આ વખતે જર્મન વિગ્રહ શરૂ થયો હતો.

લોકમાન્યે 'કેસરી' મારફત લોકોને કેળવવા માંડયા અને ઠેક ઠેકાણે ભાષણો કરવાં શરૂ કર્યાં. સ્થળે સ્થળે

'સ્વરાજ્ય સંઘો' સ્થાપ્યા. દરમ્યાન અહમદનગરમાં ' સ્વરાજ 'ના ભાષણની ખાતર તેમને પરહેજ કરવામાં આવ્યા, પરંતુ જામીન ઉપર છોડી દેવામાં આવ્યા અને અપીલ કરવાથી જામીનમાં-થી પણ છૂટયા. આ વખતે લોકમાન્યની ૬૧ મી જયન્તી ઉજવવામાં આવી. પુનામાં મોટી ધામધુમ થઈ. લોકોએ એક લાખ રૂપીઆ લોકમાન્યને ભેટ કર્યા; પરંતુ તે પોતે ન લેતાં દેશસેવામાં વાપરવા કહ્યું.

ઈ. સ. ૧૯૧૪ માં શરૂ થયેલ મહાયુદ્ધમાં ભાગ લેવા માટે અને જોડાવા માટે લોકોને ઉપદેશ કર્યો હતો. આ વખતે વાયસરૉયે દિલ્હીમાં ' યુદ્ધપરિષદ્ ' ભરી. આમપરિષદ્માં બધા દેશનાયકોને નોતરવામાં આવ્યા હતા, અને લોકમાન્યે પણ તેમાં લાભ લીધો હતો. આ પરિષદ્માં વાયસરૉય અને લોકમાન્ય વચ્ચે મતભેદ ઉઠયો; એથી લોકમાન્ય તથા અન્ય દેશભક્તો સભા છોડી ચાલ્યા ગયા. આથી વાયસરૉયે તેમને દિલ્હીમાં આવવાની બંધી કરી.

ત્યાર પછી તેઓ સર વેલેન્ટાઇન શીરોલ કે જેણે 'Indian Unrest' નામના પુસ્તકમાં તેમના ઉપર આરોપો મુકયા હતા, તેના ( સર વેલેન્ટાઇન ) ઉપર કેસ ચલાવવા વિલાયત ગયા. વિલાયત જતાં કોલંબો આગળ તેમને અટકાવવામાં આવ્યા અને થોડાએક વખત પછી વિલાયત જવાની રજા આપી.

લોકમાન્ય વિલાયત પહોંચ્યા. કેસ પણ માંડયો, પરંતુ તેમને કોર્ટ તરફથી અન્યાય મળ્યો. ત્યાં તેમણે કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે હિંદને માટે અંગ્રેજોને જગાડવા તનતોડ મહેનત કરી.

હિંદના પ્રતિનિધિ તરીકે 'પેરીશ પરિષદ'માં જતા તેમને સરકારે અટકાવ્યા હતા. આ વખતે અમેરિકાના પ્રેસિડન્ટને પણ હિંદ માટે પત્ર લખ્યો હતો.

ઈ. સ. ૧૯૧૯ માં તેઓ હિંદમાં પાછા ફર્યા. આ વર્ષે તેમને અમૃતસરની કોંગ્રેસના પ્રમુખ થવા નિમંત્રણ કરવામાં આવ્યું; પરંતુ કેટલાએક સંજોગોને લીધે તેમણે તે નિમંત્રણ સ્વીકાર્યું નહિ.

ઈ. સ. ૧૯૨૦ ની ઓગષ્ટની પહેલી તારીખે રાત્રીના લગભગ ૧૨-૪૫ મા કલાકે આ મહાન્ રાષ્ટ્રજનકના આત્માએ સ્વર્ગવાસ કર્યો. આ વખતની ખબર પડતાં મુંબઈમાં ચાલતાં નાટકો અને સિનેમાઓ બંધ પડી ગયા. લોકોનાં ટોળેટોળાં તેમના નિવાસગૃહે ભેગાં થવાં લાગ્યાં. 'સરદાર ગૃહ'ને પહેલે મજલે રાખેલા આ દેશભક્તના શબનાં રડતાં રડતાં લોકોએ દર્શન કર્યાં. બીજે દિવસે એક વાગે સરઘસ નીકળ્યું. આ રાષ્ટ્રઉદ્ધારકની સ્મશાનયાત્રામાં હજારો માણસો આવ્યાં હતાં અને તેમનું પવિત્ર શબ મ. ગાંધીજી, મૌલાના શૌકતઅલી અને લાલા લજપતરાય વગેરે પવિત્ર આત્માઓએ ઉચક્યું હતું. શબને આખા શહેરમાં ફેરવીને ચોપાટીપર લાવવામાં આવ્યું અને ત્યાંથી ઘી અને સુખડથી તેનો અગ્નિસંસ્કાર કર્યો. તેમની પવિત્ર રક્ષાનો લોકોએ ભસ્મ તરીકે ઉપયોગ કર્યો, તેમનાં હાડકાંને ગંગાજીમાં પધરાવવામાં આવ્યાં.

મહાત્મા ગાંધીજીએ મદ્રાસમાં લોકમાન્યને નિવાપાંજલી આપતાં પોતાના ભાષણમાં કહ્યું હતું કે "તેમના જીવનની જેમ, તેમના મરણથી પણ દેશમાં નવચેતન સ્ફુર્યું છે. તેમની સ્મશાનયાત્રામાં જો તમે હાજર હોત, તો તમે મારા કહે-

વાનો અર્થ સમજી શકત. લોકમાન્ય દેશ ખાતર જીવ્યા. દેશની આઝાદી એ એમનો જીવનમંત્ર હતો. એમની મરણ પથારીએ પણ તેમણે એ જ મંત્રનું રટણ કર્યું હતું. તેથીજ સારી પ્રજા ઉપર તેમણે આવો અલૌકિક કાબુ મેળવ્યો હતો, તેથીજ ઉંચા વર્ગના મૂઠીભર માણસોનો જ નહિ પણ લાખો અને કરોડો સ્ત્રીપુરૂષોનો પ્રેમ તેમણે સંપાદન કર્યો હતો. એમના જીવનમાં સ્વાર્થત્યાગની સતત તપશ્ચર્યા હતી. આથીજ તેમણે દેશ ઉપર કાબુ મેળવ્યો હતો. દેશની જરૂરયાતો તેમણે પારખી અને દેશને માટે જીવવું કેમ અને મરવું કેમ એ પણ તેમને આવડયું. એમના જીવનમાંથી જો કાંઇ શીખવાનું હોય, તો તે એ એકજ છે, કે જો આપણે આપણા દેશ માટે કંઈ પણ કરવા માગતા હોઇએ તો સુંદર ભાષણોથી નહિ પણ દરેક શબ્દો અને કાર્ય પાછળ જે કાંઈ સ્વાર્થત્યાગ સમાયો હશે તેથીજ થઈ શકશે.'

છેવટે, તેમના ધૈર્ય, સ્વાર્થત્યાગ, સાદાઈ, નિરભિમાનતા અને દ્રઢ નિશ્ચયાદિ ગુણો આપણા જીવનમાં ઉતારવાની પ્રભુ આપણને તાકાત આપો.

પ્રભુ, તેમના પવિત્ર આત્માને શાંતિ આપો !

**ગિરધરલાલ કેશવજી દવે.**

# ગોપાળ કૃષ્ણ ગોખલે



ગોપાળ કૃષ્ણ ગોખલેનો જન્મ કોતળુક ગામમાં તા. ૯ મી મે ૧૮૬૬ ના રોજ થયો. તેમના પિતાનું નામ કૃષ્ણરાવ અને માતાનું નામ સત્યભામા હતું. તેમના પિતા દૃઢ-નિશ્ચયી, સ્વાભિમાની, પ્રમાણિક અને ટેકદાર હતા; અને તેમની માતા સ્વભાવે ગરીબ, મહેનતુ, સત્ત્વશીલ, નિષ્ઠાવંત અને ધાર્મિક ભાવિક હતાં. આ બન્નેના ગુણોનું ગોપાળનામાં મિશ્રણ હતું.

ગોપાળરાવની મા અતિશય પાપભીરુ હતાં, અને તેમનો આ ગુણ ગોપાળરાવમાં નાનપણથી જ ઉતર્યો હતો. તે મરાઠી નિશાળમાં ભણતા હતા, તે વખતની એક વાત સાંભળવામાં આવી છે તે ઉપરથી તેની ખાતરી થશે.

એક વાર ઘેરથી ગણી લાવવા માટે એક દાખલો મહેતાજીએ બધા વિદ્યાર્થીઓને લખાવ્યો. બીજે દિવસે જ્યારે દાખલો જોવામાં આવ્યો, ત્યારે ફક્ત ગોપાળરાવ સિવાય

બધાનો દાખલો ખોટો હતો. શિક્ષકે ખુશી થઈ તેમને પહેલો નંબર આપ્યો અને વખાણ કરી શાબાશી આપી. બીજા વિદ્યાર્થીઓને ઠપકો આપ્યો. તરતજ ગોપાળરાવ રોવા લાગ્યા. આ જોઈ શિક્ષકે પ્રેમથી આશ્વાસન આપતાં પૂછ્યું "ભાઈ ગોપાળ, તું કેમ રવે છે! તારો દાખલો સાચો છે. બીજાઓનો ખોટો છે. ખોટાવાળાને રોવાનું હોય. તું છાનો રહે." ગોપાળરાવે આ સાંભળી ઉલટું વધારે રોવા માંડયું, અને ડુસકાં ભરતા બોલ્યા, 'મારે એ પહેલો નંબર નથી જોઇતો. મારો દાખલો સાચો છે એ વાત સાચી પરંતુ તે મેં પોતે ગણેલ નથી. ઘેર બીજા પાસે ગણાવ્યો છે. માટે મને માફ કરો. મેં લુચ્ચાઈ કરી છે અને એથીજ મને રોવું આવે છે. મારી ઠગાઈ તમે માફ કરો."

કાગલમાં મરાઠી શિક્ષણ પૂરું કર્યા પછી તેઓ તથા તેમના મોટાભાઈ ગોવિંદરાવ બન્ને કોલ્હાપુરમાં અંગ્રેજી અભ્યાસ કરવા માટે ગયા. પરંતુ હજી અંગ્રેજી અભ્યાસ અર્ધોપર્ધો થયો, એટલામાં તેમના પિતા બહુમૂત્રના દરદથી બેંતાળીસમા વર્ષે મરણ પામ્યા. આ સખત ઘા હતો. બે છોકરા અને ચાર છોકરીઓના ભરણપોષણનો ભાર બિચારી સત્યભામાબાઈ ઉપર આવી પડયો. તે કઇ રીતે બધાનું પોષણ કરે? પાસે પૈસા પણ નહતા. કૃષ્ણરાવના ભાઈ અંતાજીપંત કોંકણમાં પોતાનો ઘરવહેવાર જેમ તેમ ચલાવતા હતા. તેમને ભાઈની ખોટ પડી, તોપણ શોક શમાવીને તેઓ કોલ્હાપુરથી આવ્યા. અને લાગવગથી ગોપાળરાવના મોટાભાઇ ગોવિંદરાવને પંદર રૂપીઆની કારકુનની નોકરી અપાવી અને પોતે સત્યભામા બાઇને તથા

છોકરીઓને પોતાને ગામ તેડી ગયા. આ પ્રમાણે ૧૩ મા વર્ષે ગોપાળરાવ અને ૧૮ મે વર્ષે ગોવિંદરાવ નબાપા થયા.

અંતાજીપંતની સાંપાત્તક સ્થિતિ બહુ સારી ન હતી. તેઓ પોનના કુટુંબનુંજ જેમ તેમ ગુજરાન ચલાવતા હતા. એટલે ગોપાળરાવને ભણવા માટે પૈસા મોકલી શકતા નહિ. આથી ગોપાળરાવના ભણતરનો બધો ભાર તેમના મોટાભાઈ ગોવિંદરાવ ઉપર પડયો. ગોવિંદરાવ તો ભણ્યા નહિ, પણ ગોપાળને ભણાવવો એવો ગોવિંદરાવે દૃઢ નિશ્ચય કર્યો. કારણ કે તેઓ જાણુતા હતા કે ગોપાળ મહેનતુ છે, અને આશાવંત છે. તે વખતે ગોવિંદરાવને ક્યાંથી ખબર હોય કે ગોપાળ તો હિંદનું રત્ન નીકળશે! ગોવિંદરાવને ફક્ત પંદર રૂપીઆ જ પગાર હતો. તેમાંથી પોતે પોતાનું ગુજરાન જેમ તેમ કરી સાત રૂપીઆમાં ચલાવી લેતા અને દર મહિને ગોપાળને આઠ રૂપીઆ ભણુવા માટે મોકલતા. ભણતર પૂરું થતાં સુધી ગોવિંદરાવે સુખનો વિચાર સરખો પણ કર્યો ન હતો. જો ગોવિંદ-રાવે તેમને ભણાવ્યા ન હોત, તો હિંદને એવું નરરત્ન મળત કે નહિ તે કોણ જાણી શકે? ગોપાળરાવ ફક્ત તેર વરસના બાળક હતા છતાં તેઓ પોતાની ગરીબાઇ સમજતા હતા. પોતાનું માસિક ખર્ચ આઠ રૂપીઆ કરતાં વધારે ન થાય તે માટે ખાસ કાળજી રાખતા. તેલનું ખર્ચ ઠરાવ્યા જેટલુંજ કરતા અને એ કરતાં વધી ન જાય તેટલા માટે તે કેટલીક વાર મ્યુનિસિપાલિટિના ફાનસ પાસે બેસીને વાંચતા. આવી ગરીબાઇમાં તે વખતના ઘણા મહાન પુરુષો ઉછરતા. મહિને વીશ વીશ, પચીસ પચીસ રૂપીઆ ફક્ત પોતાનાં ચાલુ ખર્ચ માટે મગાવનારા વિદ્યાર્થીઓ આજ કાલ ઘણા

હોય છે. પાલક સંસારનું ગાડું ગમે તેમ ચલાવે, પોતાના સુખનો અને કેટલીવાર જરૂરીઆતોને પણ ત્યાગ કરે અને છોકરાના ખર્ચ માટે વીશ વીશ, પચીશ પચીશ રૂપીઆ દર મહિને મોકલે; અને છોકરાઓ સિનેમા જોવામાં, ચા–કૉફી, સોડા–લેમન પીવામાં અને નાટકશાળામાં વન્સમોરની તાળીઓ પાડવામાં દંગ થઈ મહાલે! વડીલો સ્વાર્થત્યાગ કરે પણ તેનું પરિણામ શું? છોકરાના સ્વાર્થ અને પરમાથ બન્નેનો ભોગ! આ દેશના તરૂણ, ગરીબ વિદ્યાર્થીઓ ગોપાળરાવના તે વખતના વર્તનની નકલ કરશે? તેને પોતાની નજર આગળ રાખશે?

ગોપાળરાવ મોજશોખ કરનારા વિદ્યાર્થી નહતા. તે પોતાની ગરીબાઇ સમજતા, ને પોતાના મોટાભાઈ પોતા માટે ઘણું કષ્ટ વેઠે છે, કાળજી રાખે છે, અડચણો ભોગવે છે, માટે આપણે પણ બને તેટલો ઓછો ભાર તેમની ઉપર નાંખવો એ વિશે તે હંમેશાં કાળજી રાખતા. તે જે વીશીમાં જમવા જતા ત્યાં બે દર હતા. એક સાડાચાર રૂપીઆનો અને બીજો ચાર રૂપીઆનો. સાડાચાર રૂપીઆમાં દૂધદહીં મળતાં અને ચાર રૂપીઆમાં ન મળતાં. ગોપાળરાવે ચાર રૂપીઆમાં જ જમવું પસંદ કર્યું.

તેમનો સ્વભાવ કેટલો માની હતો તે નીચેના દાખલા ઉપરથી સમજાશે. એક વાર જમતાં જમતાં તેમણે દહીં માગ્યું. નોકરે તો તરત જણાવી દીધું કે 'ચાર રૂપીઆ-વાળાને વળી દહીં! દહીં તો સાડાચાર વાળાને મળે છે. જો દહીં ખાવું હોય તો આઠ આના વધારે પડશે.' ગોપાળરાવને પોતાની ભૂલ સમજાઈ ને શરમીંદા થઈ ગયા. પણ તે હતા

માની એટલે તે વખતે 'આઠ આના વધારે લે પણ દહીં આપ' એ પ્રમાણે કહીને દહીં લીધું. તે વખત ગયો, પણ વીશીવાળાએ જે અપમાન કર્યું તે તેમના મનમાંથી ગયું નહિ. આટલા બધા માણસોમાં અપમાન થાય એ તેમને ઘણુંજ ખોટું લાગ્યું. તેમણે બીજે દિવસે સાડાચાર રૂપીઆમાં જમવાનું કહી દીધું. પણ હવે એ વધારાના આઠ આના કાઢવા ક્યાંથી ? વધારે પૈસાની તો આવક ન હતી. આઠ રૂપીઆમાં જ બધું પૂરૂં કરવાનું ! જ્યારે તેઓ ચાર રૂપીઆમાં જમતા ત્યારે પડતર દિવસોના પૈસા કાપ્યા વગર હિસાબ ચુકવતા, અને બીજાઓ પૈસા કાપતા. તેમણે પણ પડતર દિવસોના પૈસા હવે કાપવા માંડ્યા. આમ કરી ભોજનનો આંકડો મહિનાને અંતે ચાર ઉપર જવા દેતા નહિ. જો કદાચ પડતર દિવસ ન પડે તો રજામાં ખાસ ભૂખ્યા રહીને પણ પૈસા વધવા ન દેતા.

એકવાર એક શ્રીમંત વિદ્યાર્થીએ ગોપાળરાવને નાટક જોવા આવવા માટે બહુજ આગ્રહ કર્યો. તેના બહુજ આગ્રહથી, મન નહોતું છતાં જવું પડયું. તે દિવસે તો પેલા મિત્રેજ ટીકીટ લીધી. પણ બીજે દિવસે તે ગોપાળરાવ પાસે પૈસા માગવા આવ્યો ! ગોપાળરાવ તો આભાજ બની ગયા. તેમને એમ હતું કે ટીકીટના પૈસા મિત્ર જ આપશે. તે વખતે તો તેમણે પૈસા આપી દીધા. ટીકીટના પૈસા બે આનાજ હતા, પણ ગોપાળરાવને મન એ બે આના એ ઘણું હતું. તે બે આનાનો ખર્ચ કાઢવા માટે તેમણે તેટલા દિવસનું તેલ બચાવ્યું અને મ્યુનિસિપાલિટિનાં ફાનસથી વાંચ્યું !

ખર્ચ વધારીને મોટાભાઇને વધારે ત્રાસ ન આપવો

એ હેતુથી પછી તો તેમણે વીશીમાં જમવું છોડી દઈ હાથે રસોઈ કરી જમવા માંડયું.

એક વાર તેઓ હોળીના ઉત્સવમાં બીજા જોડીઆઓ સાથે આટાપાટા રમતા હતા. તેમાં ગોવિંદરાવ એક બાજુ આવ્યા અને ગોપાળરાવ બીજી બાજુ આવ્યા. ગોપાળને પાટી સંભાળવાની હતી ને ગોવિંદને એ પાટીમાંથી પસાર થવાનું હતું. રમત જ્યારે બરોબર રંગમાં આવી, ત્યારે ગોવિંદરાવે ગોપાળને કહ્યું, 'ગોપાળ, હું તારાથી મોટો છું, માટે મને તારી પાટીમાંથી જવા દે.' નાના ભાઈએ જવાબ આપ્યો, 'મોટાભાઈ, તમે કહેતા હો તો હું રમત છોડી ચાલ્યો જાઉં, પરંતુ મારા પક્ષનો વિશ્વાસઘાત નહિ કરૂં." આ હકીકત તેમની સત્યનિષ્ઠા બતાવે છે. રમત જેવી નજીવી બાબતમાં પણ અસત્ય આચરણ કરવું તેમને યોગ્ય ન લાગ્યું.

મેટ્રિકમાં પાસ થયા પછી તેઓ કોલ્હાપુરની રાજારામ કોલેજમાં દાખલ થયા. આ વખતે મહારાષ્ટ્રમાં નવીન ચેતન આવ્યું હતું. એવામાં ટિળક અને આગરકર ઉપર 'કેસરી'-માં દેશદ્રોહી લેખો લખ્યા માટે કેસ ચાલ્યો. બધા જુવાન મહારાષ્ટ્રીઓને આ સંકટ પોતા ઉપરજ આવ્યું હોય એમ લાગ્યું. તે કેસમાંથી તેમને છોડાવવા માટે ફંડ-ઉઘરાણાં થવા લાગ્યાં. રાજારામ કોલેજના વિદ્યાર્થીઓએ એક નાટક ભજવ્યું અને તે નાટકના પૈસા ફંડમાં ભર્યા. ગોપાળરાવનો સ્વભાવ ભણવા સિવાય બીજી પંચાતમાં પડવાનો ન હતો; છતાં ટિળક અને આગરકર માટે તેમને માનબુદ્ધિ હતી, તેથી તેમણે એ નાટકમાં ભાગ લીધો. સંન્યાસિનીનો પાર્ટ ભજવવાનો હતો.

ગોપાળરાવ વાંચતા ત્યારે એ પાઠ્યપુસ્તક એટલી બધી વાર વાંચતા કે તેમાંથી દરેકે દરેક લીટી તેમને યાદ રહેતી. ઘણા વિદ્યાર્થીઓ તેમને પૂછતા કે ‘ ફલાણો શબ્દ કયે પાને આવ્યો?’ ભોળા ગોપાળરાવ સમજતા નહિ કે આ મશ્કરી કરે છે. તેઓનો તો ઉત્તર તૈયાર જ હોય. આથી બધા વિદ્યાર્થીઓ તેમને ‘ ગોખણીયો ગોપાળ ’ કહેતા. ગોપાળરાવ ખીજાતા અને કેટલીક વાર હથોહાથ પણ આવી જતા. આ નાનપણનો ચીડાવાનો સ્વભાવ તેમનામા મરતાં સુધી થોડે ઘણે અંશે રહ્યો હતો.

ઇ. સ. ૧૮૮૪ માં અઢાર વરસની ઉમરે તે બી. એ. પાસ થયા. તેમનો ઐચ્છિક વિષય ગણિત હતો.

પાસ થયા પછી તેમનો વિચાર એલ એલ. બી. થવાનો હતો. તે કલાસની સગવડ માટે પૂનામાં ન્યુ ઇંગ્લીશ સ્કૂલમાં શિક્ષકના નોકરી લીધી અને સાથે અભ્યાસ પણ શરૂ કર્યો. ત્યાં માસિક પગાર ૩૦) રૂ. મળતો હતો. એક વરસ પછી તેમણે વકીલાતની પરીક્ષામાં પાસ થવા માટે વર્ગને દિવસે મુંબઇ જવા માંડયું. આમ બન્ને કામ સાથે ચાલ્યાં. વળી દેશપાંડે અને ગોપાળરાવે મળીને એક ‘પબ્લિક સર્વીસ એકઝીબીશન કલાસ’ કાઢ્યો, અને તેમાં વારા ફરતી તેઓ શીખવવા જતા અને એમાંથી ૩૦–૪૦ રૂપીઆ મળતા. પગારના ૩૦ અને આ ૩૫ મળી રૂ. ૬૫ માંથી તેઓ પોતે તો ૧૫–૨૦ રૂપીઆ જ પોતા માટે રાખતા અને બાકીના પોતાના મોટાભાઇને મોકલાવી આપતા.

આગરકરના સહવાસથી પૈસા કે મોજશોખ તરફ વધારે લક્ષ ન આપતાં, ઐહિક વિષયના મોહપાશમાં વધારે

ન પડતાં વિદ્યાદાન જેવું જ્ઞાનપ્રસારનું કોઈ કાર્ય કરાય એ હેતુથી ઈ. સ. ૧૮૮૬ માં ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાં જોડાયા.

ઇ. સ. ૧૮૮૬—૮૭ માં તેમણે એક ગણિત લખ્યું જે હજી પ્રસિદ્ધ છે.

તેમનાં લગ્ન ૧૮૮૦ માં તેમની મરજી વિરુદ્ધ એક પાંડુરોગવાળી કન્યા સાથે કરવામાં આવ્યાં. આ વાત ગોખ-લેને ગમતી નથી એમ મોટાભાઈ તથા ભાભીના સમજવામાં આવ્યાથી તેમણે તેમનું બીજું લગ્ન ૧૮૮૭ માં કર્યું.

ગોપાળરાવ લાઇફ મેમ્બર થયા પછી ન્યુ ઇંગ્લીશ સ્કૂલમાં વધારો થઇ, ફર્ગ્યુસન કૉલેજની સ્થાપના થઇ. અને ગોખલેજી તેમાં પ્રોફેસર નીમાયા. કહે છે કે પહેલાં ચાર પાંચ વરસ વિદ્યાર્થીઓને ગોખલેજીના શિક્ષણમાં રસ જામતો ન હતો, જો કે તેઓ તો શીખવવા માટે પૂરેપૂરી મહેનત લેતા હતા.

આગરકરનો અને ગોખલેનો સહવાસ દિવસે દિવસે વધવા માંડ્યો. આગરકરને એમ લાગ્યું કે જો રાવસાહેબ રાનડે સાથે ગોપાળરાવનું ઓળખાણ થઇ જાય, તો ગોપાળ-રાવની શક્તિ દેશને કામ આવે. એટલે તેમણે રાવસાહેબને વાત કરી. રાવસાહેબ અને ગોખલેની મુલાકાત થઇ. ત્યાર પછી રાનડે ગુરુ અને ગોખલે શિષ્ય તરીકે રહ્યા. આ શાળામાં તેમણે ચૌદ વરસ શિક્ષણ લીધું.

ત્યાર પછી આગરકર અને ટિળક વચ્ચે મતભેદ પડ્યો, એટલે બે પક્ષ જૂદા થયા. ગોખલેજીનો તો આગરકર ઉપર વધારે પ્રેમ હતો તેથી ટિળક તરફની પૂજ્યબુદ્ધિ ઓછી થઇ.

રાનડેનો સંબંધ વધતાં સાર્વજનિક સભાનું ત્રિમાસિક ચલાવવાનું કામ ગોખલેને સોંપવામાં આવ્યું. તેના તેમને ૪૦ રૂ. મળતા, પરંતુ આગળ જતાં તેમને જણાયું કે સેવા તો નિષ્કામવૃત્તિથી જ કરવી જોઈએ, અને તેમણે તે માસિકના રૂપિયા લેવા બંધ કરી સ્વાર્થત્યાગનો પહેલો પાઠ શીખ્યા.

ઈ. સ. ૧૮૮૯ થી તેમણે નેશનલ કોંગ્રેસમાં ભાષણો આપવા માંડ્યાં. અને ત્રણ ચાર વરસમાં તો સારા ભાષણકર્તા થઈ ગયા. રાનડેના સહવાસથી જ રાજકીય ચર્ચામાં ભાગ લેતા થયા.

ઈ. સ. ૧૮૯૫ માં રાષ્ટ્રીય મહાસભા પૂનામાં ભરાવાની હતી અને તેમાં ગોખલેની જોઈન્ટ સેક્રેટરી તરીકે નિમણુક થઈ હતી.

હિંદની સાંપત્તિક આવકજાવક સારૂ તપાસ કરવા એક રૉયલ કમિશન ઇંગ્લાંડમાં ૧૮૯૭ ની સાલમાં નીમ્યું. રાનડે એક આંકડાશાસ્ત્રી હતા એટલે તેના શિષ્યને પણ તેમણે બરાબર ભણાવ્યું હતું; અને આ કમિશન આગળ જુબાની આપવા તેમને રાનડેએ તૈયાર કર્યા. પીરોજશાહ મહેતાની સાથે તે વિલાયત જવા ઉપડ્યા.

આ જુબાનીમાં તેમણે સિદ્ધ કરી બતાવ્યું કે હિંદની સરકાર અનહદ ખર્ચ કરે છે, અને તેની કોઇ તપાસ પણ રાખતું નથી. લશ્કરી ખર્ચ તો ઘણો જ વધ્યો છે, અને કેળવણી વગેરે તરફ જરા પણ ધ્યાન અપાતું નથી. વળી ઇંગ્લાંડ અને હિંદ વચ્ચે ખર્ચની વહેંચણી કરવામાં હિંદને અન્યાય મળે છે-વગેરે.

## ગોપાળ કૃષ્ણ ગોખલે

ગોખલે જ્યારે ઇંગ્લાંડમાં હતા ત્યારે મુંબઇમાં પ્લેગ શરુ થયો હતો. એ પ્લેગને અટકાવવા માટે સરકાર સખત ઇલાજ લેતી હતી. જેને પ્લેગ થયો હોય તેને તેના ભાઈ, બહેન, મા, બાપથી છૂટો પાડી લઇ જતા. વળી તે ઘરનાં માણસોને પણ જૂદાં રાખતા. ઘરમાં કોઇને દરદ થયું છે કે નહિ તેની તપાસ કરવા અમલદારો અને સિપાઇઓ ઘરમાં પણ ઘુસી જતા અને જ્યાં ન જવું જોઇએ અથવા તો જ્યાં જવાથી હિંદુઓની લાગણી દુભાય તેવી જગાએ પણ જતા; અને બહેન કે સ્ત્રીને સ્પર્શ કરી તાવ આવ્યો છે કે નહિ તે જોતા. આથી હિંદુઓની લાગણી એકદમ ઉશ્કેરાઇ ગઇ. હિંદુઓમાં જેનો સ્વભાવ એવો હોય, કે–ગમે તે થયું હોય પણ રોગીને જૂદો તો રાખવો જ નહિ, ઉલટું તેના ખાટલા પાસે બેસી તેની માવજત કરવી જોઇએ–તેને ઠેકાણે તે દરદીને તદન અલાયદો લઈ જવામાં આવે એ હિંદુઓથી કેમ સાંખી શકાય?

જો પ્લેગથી બીવાનું કોઈએ શીખવ્યું હોય તો તેનો દોષ સરકાર માથે જ આપણે મૂકી શકીએ. એથીજ આપણે કોઇની પણ સેવા ચાકરી કરવામાં પાછા પડીએ છીએ. ચેપ લાગશે તો? એ બીક જ ત્યારે આવી. ત્યાં સુધી શું ચેપી રોગો નહિ હોય? પૂનાનો યુવાન વર્ગ આથી એટલો બધો ઉશ્કેરાઈ ગયો કે જ્યુબિલિની રાત્રે બે અંગ્રેજ અમલદારોનાં ખૂન થયાં.

આવા અત્યાચારની વાતના કાગળો મિત્રો તરફથી ગોખલે ઉપર આવ્યા, એટલે ગોખલે એકદમ ઉશ્કેરાઈ ગયા. એમાં, સ્ત્રીઓની આબરૂ અંગ્રેજ સોલજરોને હાથે લૂંટાવા-

ના ભયમાં છે, સખત અત્યાચાર થાય છે–વગેરે. આ બધી વાત ગોખલેએ વર્તમાનપત્રો દ્વારા બહાર પાડી. આથી ઇંગ્લાંડની સરકારે મુંબઇ સરકારને આ બાબત તાર કર્યો. મુંબઇ સરકારે તપાસ કરી, પણ ગોખલેની તરફેણમાં કહેવા કોઇ પણ મિત્રો બહાર પડયા નહિ. જેમણે કાગળો લખ્યા હતા તેઓ પણ કોઈ બહાર આવ્યા નહિ. બધા બ્હી ગયા, પોતાની નામર્દાઇ બતાવી આપી. આથી ગોખલે તદ્દન નાસીપાસ થઇ ગયા. તેઓ જ્યારે પાછા મુંબાઈ આવ્યા, ત્યારે પોલિસ કમિશ્નર બંદર ઉપર તૈયાર જ હતો. તેણે આ બાબત માટે ખુલાસો માગ્યો અને સાબિત કરવા કહ્યું. જેમણે જેમણે કાગળો લખ્યા હતા તે બધાને પૂછી જોયું પણ કોઇ જુબાની દેવા તૈયાર થયું નહિ, એટલે ઘણાજ નમ્ર શબ્દોમાં ગોખલેએ પોતે કરેલ ભૂલ્યટાની માફી માગી. આ માફી માગી તે યોગ્ય કર્યું છે કે અયોગ્ય તેની ચર્ચામાં ઉતરવાની અત્યારે જરૂર જણાતી નથી.

હવે તેઓ દેશકાર્યમાં વધારે ને વધારે ભાગ લેવા માંડયા, અને રાનડે પણ તેમને એ જ ઉપદેશ આપ્યા કરતા. તેઓ ઇ. સ. ૧૮૯૦–૯૧ એ બે વરસ મુંબઇની ધારાસભામાં એક સભાસદ તરીકે ચૂંટાયા હતા. ત્યાં તેમણે ખેતી ઉપર અને વસુલાત ઉપર સરકાર બરાબર ધ્યાન નથી દેતી એમ જોરદાર ભાષણથી જણાવ્યું હતું.

એટલામાં રાનડે ગુજરી ગયા. હવે રાનડેનું બધું કાર્ય ગોખલેને માથે આવી પડયું. રાનડેના 'કામના ડુંગર પડેલા છે; કોદાળી પાવડા લઈ કામે મંડો;' 'રાતદિવસ એક જ –દેશકાર્યનો–વ્યવસાય કરનારા માણસો જાઇએ;' એ શબ્દો

તેમને સાંભરતા. અને તેથી ગોખલેએ ઈ. સ. ૧૯૦૨ માં ફર્ગ્યુસન કૉલેજની નોકરી છોડી.

એ જ અરસામાં વાઇસરોયની ધારાસભામાંથી પિરોજશાહ મહેતાએ પોતાની જગ્યા ખાલી કરી અને તેની જગ્યાએ ગોખલે નિયુક્ત થયા. ત્યાં બજેટ ઉપર સખત ભાષણ આપવા લાગ્યા. સરકારી તિજોરીમાંનો કર વાજબી કરતાં વધારે વસુલ થાય છે; કરના બોજાથી રૈયત ચગદાઇ જાય છે; અને હિંદની આબાદી વિશે સરકારી અમલદારોનું કહેવું સત્ય નથી—આ ત્રણ મુદ્દાઓ તેમના ભાષણમાં હતા. હવે દર વરસે બજેટની ખાંચખૂંચ ગોખલે તપાસવા લાગ્યા.

તેઓ કહેતા હતા, કે કેળવણી તરફ સરકાર જરા પણ પૈસો ન ખરચતાં લસ્કરી ખર્ચ જ વધાર્યે જાય છે, અને એથી રૂપીયે પૈસા જેટલો રોટલાનો ટુકડો વળી કેળવણી ખર્ચને મળે! એથી વધારે નહોતું મળતું છતાં તેઓ ભાષણો આપવામાં પોતાનું બનતું કરતા. મીઠા ઉપરનો કર પણ ઓછો કરાવ્યો હતો.

ઈ. સ. ૧૯૦૫ માં Servants of India society 'ભારત સેવક સમાજ'ની તેમણે સ્થાપના કરી. તે જ સાલમાં તેઓ બનારસની રાષ્ટ્રીય મહાસભામાં પ્રમુખ ચુંટાયા.

રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ પહેલાં તેમને હિંદની સ્થિતિ ઈંગ્લાંડના લોકોને સમજાવવા માટે ઇંગ્લાંડ પાછા જવું પડ્યું. ત્યાં પચીશ દિવસમાં તેમણે ૪૫ ભાષણો જૂદે જૂદે ઠેકાણે આપ્યાં. તેમાંનો મુખ્ય વિષય બંગાળાના ભાગલા પાડ્યા તે હતો. આથી બંગાળીઓનાં મન દુભાયાં હતાં, અને

તેમને એમ લાગતું હતું કે સાચા સ્વરાજ્ય સિવાય હવે છૂટકો જ નથી. કર્ઝનની કારકીર્દીથી બધા લોકો બહુજ કંટાળી ગયા હતા. હિંદીઓનું માન, તેમની જરૂરીયાતો તરફ તો ધ્યાન જ અપાતું ન હતું. 'મહારાણીનો ઢંઢેરો તો અમસ્તો બતાવવા માટેજ છે, તે અમલમાં મૂકી શકાય નહિ' એમ કર્ઝન મહાશય કહેતા. આ ભાષણોમાં તેમને એટલો બધો શ્રમ પડયો કે તેમનું ગળું દુખવા લાગ્યું અને આગબોટ ઉપરજ ઓપરેશન કરાવવું પડયું. હિંદમાં આવ્યા પછી બનારસ ગયા અને ત્યાં પ્રમુખપદનું કામ કર્યું. તે ભાષણમાં કર્ઝનનાં બધાં દુષ્ટ કૃત્યોનો ઉલ્લેખ હતો, પણ સરકાર કયાં સાંભળવાની હતી! ત્યાર પછી ૧૯૦૬ માં તેઓ ફરી વાર ઇંગ્લાંડ જઈ આવ્યા.

તેઓ દક્ષિણ આફ્રિકાની લડતમાં સરકારનું અને લોકોનું સમાધાન કરવા ગયા હતા, અને ત્યાં તેમણે સમાધાન પણ કર્યું. ૧૯૦૬ થી ૧૯૧૪ સુધી તેમણે ભાષણો આપ્યા કર્યાં અને સરકાર પાસે સુધારા માગ્યા કર્યા; પણ તેનું જોઇએ એવું ફળ તો ન જ આવ્યું. થોડો ઘણો લાભ થયો.

તેમને પંદર વર્ષ પહેલાં એક વાર આગબોટની કેબિનનાં બારણાનો ધક્કો છાતીમાં લાગ્યો હતો અને ત્યારથી જ હૃદયનો દુખાવો શરુ થઈ વધવા માંડયો હતો; અને મધુમેહનો રોગ પણ લાગુ પડયો. એટલે તેમની શક્તિ ક્ષીણ થવા લાગી. છતાં આટલું સખત કામ ઉઠાવ્યું એથી તેમની તબીયત લથડી પડી, અને ૧૯૧૫ ના ફેબ્રુઆરીની ૧૯ મી તારીખે તેમણે દેહ છોડયો.

# ગોપાળ કૃષ્ણ ગોખલે

૧૮૮૬ની સાલમાં ગોખલેજીએ સાર્વજનિક કાર્યમાં પ્રવેશ કર્યો, અને ત્યારથી સતત, વધારે ને વધારે તેમાં ભાગ લેવા માંડયો. ગોખલે પહેલાં પોતાના જ સ્વાર્થનો વિચાર કરતા તે બદલાઇ સર્વ રીતે પોતાના સ્વાર્થમાં બેદરકાર થયા અને દેશને માટે કર્મસંન્યાસી થયા. તેઓ કહેતા–' હું હિંદુ નથી, હું મુસલમાન નથી, હું હિંદી છું.

"દેશસેવાનું કામ ધારણ કરો અને સત્ય માર્ગ શોધી આગળ પગલાં ભરો. સેવા–સેવા, સ્વદેશની સેવા કરો;" આ જ ગોખલેજીનો હિંદુસ્તાનને સંદેશો છે.

માઘ–૧૯૭૭ **ભાસ્કર ગજાનન.**

# અમારી ભિક્ષા



ઘણી વખત એવું બને છે, કે કાંઇક નવું સાંભળવાથી નવા વિચારો જન્મે છે. એ મુજબ એક વખત શાળામાં મુ. હરભાઈલાલભાઇએ 'ખેતી' એ કવિતા પર એટલું સરસ વિવેચન કર્યું હતું કે જેના પરિણામે આ વિચાર અમને સ્ફુર્યો હતો. શરૂઆતમાં અમારો વિચાર એ હતો કે ગામડામાં ફરવું, રેંટીઆ ચાલુ કરવા તથા ભાષણો આપી મેટ્રિકના ધ્યેયમાંથી વિદ્યાર્થીઓને છોડાવવા.

વિચારોમાં અનેક જાતનાં પરિવર્તનો થયા બાદ એ વિચાર અમલમાં મૂકવા ધાર્યો; કે બોટાદમાં અને આસપાસનાં ગામડાંઓમાં ભાષણો આપવાં, અને બીજે દિવસે ગામમાં અર્થભિક્ષા લેવા નીકળવું. આ ફંડ ભવન માટેજ કરવાનું હતું. મુ. નાનાભાઇને અમે અમારા વિચારો જણાવ્યા એટલે તેઓએ અમ બાળકોની વિનતિને વધારે દૃઢ કરી. વળી તેમણે અમને કહ્યું કે ત્યાં જો રેંટીઆની જરૂર પડે તો

તમે મંગાવશો તેટલા મોકલીશ. આ ઉપરાંત ખાવા વગેરે ખર્ચ માટે ૫૦ રૂ. આપવાનું પણ કહ્યું. આથી તો વળી 'વાંદરાને નિસરણી' બનાવ્યા જેવું થયું. ઉત્સાહમાં અને ઉત્સાહમાં રજા પડવાને કેટલા દિવસો રહ્યા છે તે ગણતા હતા અને મુરબ્બીના અનુમોદનથી, અમે નવરા બેસતા એટલે "જટાશંકર! ચંપકલાલ! આમ આવો, ત્યાં જઇ શું શું લાવવું છે, શું શું કરવું છે વગેરે કાર્યક્રમ ઘડો, ચાલો." પણ આ ક્યાં સુધી? બે મિનિટ!

દિવસો ધીમે ધીમે જવા લાગ્યા અને ઉંઘમાંથી ઉઠયા ત્યાં તો 'રજા'ના પોકાર કર્ણગોચર થયા. હું, ચંપકલાલ, જટાશંકર, દિવસમાં ત્રણી વાર મુ. નાનાભાઇને ઘેર અને ત્યાંથી જગ્યાએ એમ કેટલાય આંટા ખાઈ મુ. નાનાભાઇને કાયર કરી નાંખતા. પણ પુત્રની ભૂલોને પિતાએ ક્યારે ક્ષમા નથી આપી?

પહેલાં તો ઉપર્યુક્ત ત્રણ જણાઓએ જ આ કામમાં ભાગ લેવા વિચાર રાખ્યો હતો, પણ મુ. નાનાભાઇના કહેવાથી આપણા મોટા બંધુ ભાસ્કરરાવ તથા હરિલાલને સાથે આવવાનું કહેવા કહ્યું. ભાઇ હરિલાલ તો વહેલા બંગાળામાં જવાના છે એમ ખબર મળ્યા, એટલે ભાસ્કરરાવને આવવા કહ્યું.

વિચારતાં અમારી સાથે વધારામાં ભાઇ ગિરધરલાલ, રવિશંકર, લાભશંકર, મૂળશંકર તથા હરિદાસને લેવાનું નક્કી કર્યું. ભાઇ હરિદાસ કરાંચી જવાના હતા એટલે ન આવ્યા. ભાઇ ચંદુલાલ વનમાળીનો વિચાર હોવા છતાં બીજા ભાઈઓ વધી જવાથી તેમને આ કાર્યમાં ભાગ લેવા ના પાડી તે માટે તે માફી બક્ષશે.

રજા તો ગુરુવારથી શરૂ થવાની હતી પણ અમો ચાર જણે ( હું, ભાસ્કરરાવ, જટાશંકર તથા ચંપકલાલ ) મંગળવારે સવારની ગાડીમાં જવા માટે સોમવારે તૈયારી કરી.

અમારા ઉત્સાહમાં ભંગાણ પડવા જેવું થઈ જાત. જટાશંકરને બોટાદ મોકલવા તેમના પૂજ્ય પિતાશ્રી પાસે અમે રજા માગવા ગયા. જ્ઞાતિનો અથવા એવો પ્રસંગ હોઈ તેમણે ના પાડી. જટાશંકરે કહ્યું ' કે અમે ચાર જણ ખાસ છીએ, એટલે ન જાઉં તો ન ચાલે.' તેમનું તથા તેમના પિતાશ્રીનું મન દુભાયું છતાં રજા આપી.

હવે આપણે ઉપર જણાવેલ વાત પર ચડીએ. રાત્રે જ તૈયાર થઈ તુરતજ સ્ટેશન પર જઈ વેઇટિંગ રૂમમાં સૂઇ રહેવાનું હતું. મુ. નાનાભાઇએ ત્યાં વાપરવા માટે રૂ. ૩૦) આપ્યા. મારૂં ખીસ્સું ગરમ થયું. મ્હારા મનથી મ્હોટો દેખાયો. મૂળશંકર તથા ડાહ્યાલાલ પાછળથી બોટાદ આવવાના હતા એટલે તેમને ત્યાંસુધીની ટિકિટના પૈસા આપી અમે સ્ટેશન પ્રતિ પ્રયાણ કર્યું.

જટાશંકર તથા રવિશંકર ઘોડાગાડીમાં અમારો સામાન નંખાવી આગળથીજ સ્ટેશને ગયા હતા. પૈસા આપવાના અમારી પાસે હતા, એટલે ઘોડાગાડીવાળા સાથે તેઓ શું કરશે એના વિચારથી તથા ઘડીભર ક્ષુદ્ર ગમ્મત થાય એવા ઉદ્દેશથી ગામમાંની ગરબીઓ જોવા અમે ગયા. ઘણું ફર્યા પછી સ્ટેશને પહોંચ્યા. પણ ઘોડા ગાડીવાળાને ભવનમાંથી પૈસા લઇ આવવાનું કહી તેને અમારા પહોંચ્યા પહેલાં વિદાય કરી દીધો હતો.

## અમારી ભિક્ષા

રાત્રે સાડાબાર વાગે અમે સુતા. પાંચ વાગે ઉઠી દંત-મંજન, શૌચાદિ કાર્યથી પરવારી સામાન લઇ ગાડીમાં બેસી ગયા. ગાડી ઉપડી. સ્ટેશન તો જાય ભાગ્યાં ! ભાસ્કરરાવ ગાતા હતા અને કોઇ વાર હસતા હતા અને વચમાં કોઇ કોઇ હસાવતા હતા અને આનંદ કરતા હતા. ત્યાં ધોળા આવ્યું.

ઘણા જુના ભાઇઓને ખબર હશે કે ચંપકલાલ રાયચંદ જેઓ અત્યારે ભવનમાંથી નીકળી ગયા છે, અને જે ભોજનમાં તેમજ બીજે ઠેકાણે કદી મોડા થતા નહિ તેઓ એમની એજ પ્રકૃતિ મુજબ આ વખતે પણ પહેરણ કાઢી, કળશો તથા ધોતીયું લઇ સ્ટેશનના નળે ન્હાવા ઉપડયા. થોડીવારમાં તો ન્હાઇને આવ્યા અને પોશાક સજી અમારી સાથે વાતો કરવામાં સામિલ થઇ ગયા. ગાડી ઉપડી.

બોટાદ સ્ટેશન આવવાને થોડીજ વાર રહી અને પૂલ આવ્યો એટલે હું અને ચંપકલાલ નમાવેલ નવા ભાઇઓને અમારા શહેરની જુદી જુદી દેખાતી જગ્યાઓની માહિતી આપવા લાગ્યા. થોડી વારમાં સ્ટેશનના પ્લેટફૉર્મ ઉપર ગાડી આવી ઉભી રહી. ચંપકલાલે એકો ભાડે કરી સામાન ભર્યો અને અમો ચારે જણે અમારી ગુડિયાવેલ હાંકી મૂકી.

હું, દરબારના શબ્દોમાં કહું તો, તૂટલા બંધુડાની ઘોડે જાઉં વાજે વાજ ! ચંપકલાલ તથા બીજા ભાઇઓ એકા સાથે પાછળ આવતા હતા. ઘેર ગયા એટલે અમો આવ્યા છીએ એના ખબર પ્રસરી ગયા. હું તો ઘેર જઇ પાછો દુ-કાને ગયો અને ત્યાં પણ ખબર આપી. ત્યાંથી પાછો ઘેર આવ્યો ત્યારે બધા આવી પહોંચ્યા હતા.

અમે ત્રણ જણ ન્હાવા ગયા. ન્હાઈ, નિત્યકર્મથી પરવારી જમવાની તૈયારી કરી. અમારી સાથેના બે બ્રાહ્મણ ભાઈઓને જમવામાં મજા પડે તેમ ન હતું. તેમને માટે ભોજનમાં હતું મૂળાનું શાક, પૂરી અને થોડુંએક દૂધ. આવું ભોજન હોવા છતાં પણ તેઓએ ચલાવ્યું. બપોરે નાસ્તા માટે ઉંચી ચીજ–શુકરવારીઆ–દાળીઆ લાવ્યા અને ઉપાહાર કર્યો.

'ભવનની રૂપરેખા' ની પાંચસો નકલ અમે ત્યાં વહેંચવા લઈ ગયા હતા. એટલે આજે મંગળવારે જમ્યા પછી તે ચોપડીઓ વહેંચવા નીકળી પડયા. પહેલાં તો 'ઘટશે' એમ જાણી દુકાને જ આપતા પણ આખરે ઠીક વધી પડી. પાછળથી વિદ્યાર્થીઓને આપી એટલે આખા ગામમાં સારો ફેલાવો થયો. આખા ગામમાં અમે આવ્યા છીએ અને અમે શ્રી. દ. વિ. ભ.[1] ના વિદ્યાર્થીઓ છીએ એ વાત સૌ કોઈ જાણી ગયા. અમે જ્યારે બજારમાં નીકળતા, ત્યારે નાનાં નિર્દોષ બાળકો નીચેના શબ્દો કર્ણગોચર કરાવતા; "જો, આ છોકરાઓ જાય છે ને, તેણે અમને દક્ષિણામૂર્તિની ચોપડી આપી હતી; તું પણ માગ એટલે આપશે."

અમે આવ્યા છીએ અને અમારે શું શું કાર્ય કરવું છે એ હકીકત જણાવવા પ્રથમ તો અમે 'સમાજ–સેવા' મંડળના મંત્રી રા. રા. હરજીવન કુબેરદાસ, જેઓ હીરાલાલ ઉ. ના સગા છે તેમને મળ્યા. અમારી સર્વ હકીકત જણાવતાં અમે કહ્યું કે અમે ભિક્ષા માગતી વખતે જરા પણ બોલવાના નથી. આથી તેમણે કહ્યું કે 'મારી ઇચ્છા તમારી

---

[1] દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન.

સાથે ભિક્ષા માગવા નીકળવાની છે.' અમને તો જોઈતું હતું અને વૈદ્યે કીધું એના જેવું થયું. અમે સાદર આભાર માન્યો.

તેમને મળ્યા બાદ ત્યાંના એક પ્રતિષ્ઠિત વકીલને મળવા ગયા. તેણે જણાવ્યું કે 'તમારી હકીકત સાચી અને સ્તુત્ય છે, પણ અમારી સંસ્થાને[1] હજુ પૂરૂં ફંડ મળતું નથી એટલે તમને ક્યાંથી આવી-અપાવી શકીએ ?'

તેમનો આ વિચાર તેમના બૉર્ડીંગ તરફના ભાવ તરફ જોતાં સ્તુત્ય છે, પણ અમને એ ઠીક ન લાગ્યું. ત્યાંથી પાછા ફર્યા અને રાત્રે ઘેર બેઠાં બેઠાં વિચાર કરવા લાગ્યા કે 'ભાઇ! ચાલો હવે પાછા, કાંઇ વળવાનું નથી.' અમોએ આવો વિચાર તો ઘડીભર કર્યો, પણ ભાઈ ભાસ્કરરાવે કહ્યું કે મુ. નાનાભાઇના નીકળતી વખતના સદ્બોધ પ્રમાણે વર્તવું જોઇએ.-"ફંડ સામું ન જોતાં, પાછા ન હઠતાં, પ્રયત્ન કરજો."

વકીલને મળ્યા પછી એવો વિચાર કર્યો, કે ભાવનગરથી ભાઇ રવિશંકર આવવાના છે તેમની સાથે ચમત્કારિક ફાનસ ( Magic lantern ) મંગાવવું, એટલે ભાઇ ભાસ્કરરાવ તથા ચંપકલાલ સ્ટેશન તાર કરવા ગયા.

આજે રાત્રે ભા૦ થી રવિશંકર આવવાના હતા એટલે અમે ચારે જણ સ્ટેશન ગયા. ઘણો વખત બેસી રહ્યા. અન્તે કલાક લાંબા થયા અને અમને ઉંઘ આવી એટલે અમે સૂઈ ગયા. ભાસ્કરરાવ જાગતાં જ બેઠા.

થોડી વારે ગાડી આવી. અમે ઊઠયા અને ચમત્કારિક ફાનસની શોધમાં હોંશથી નીકળી પડયા. જેને તેડવા આવ્યા

1 બોટાદમાં એક 'સમાજ સેવા ભવન ' ત્યાંના નાગરિકો તરફથી નીકળેલ છે.

હતા તે આવ્યા, પણ જે લાવવાનું હતું તે ન આવ્યું. પોટકું ખોલ્યું પણ અંદર જેને માટે તાર કર્યો તે ન દીઠું.

બીજે દિવસે બુધવારે વહેલા ઉઠયા. 'અમારી ભિક્ષા'ની છાપેલ પ્રતો ભિક્ષા માગવાના દિવસ પહેલાં વહેંચવા ભાઇ રવિશંકર છપાવી લાવ્યા હતા. પ્રતો અને અમે પાંચે જણ ગામમાં નીકળ્યા. અમારા પોશાકમાં ધોતીયું, પહેરણ અને બેગ. પ્રતો ૭૦૦ હતી એટલે ખૂબ વહેંચી.

આજે ઘણું કામ હતું. આજે સાંજે 'અમારી સંસ્થા, અને ભિક્ષા' એ વિષે જાહેર ભાષણ રાખ્યું હતું. ગુરુવારે ભિક્ષા માગવાનું નિયત કરેલું હતું. પ્રમુખ શ્રી માટે સમાજ સેવા મંડળના મંત્રીને મળ્યા. તેમણે તો સીધો જવાબ આપ્યો કે ન્યાયાધીશ સાહેબને પ્રમુખપદ લેવાનું કહો. ન્યાયાધ્યક્ષ પાસે ગયા; વાત કરી. તેમણે કહ્યું ' કે આજે તો અમારા માટેજ ખાસ નાટકમાં ખેલ રાખેલ છે એટલે ત્યાં જવું પડશે, માટે નહિ આવી શકાય.' ( પાછળથી તેઓ સભામાં તો આવ્યા હતા ).

ન્યાયાધ્યક્ષે ના પાડી એટલે નગરશેઠ તથા જીનના શેઠને મળ્યા; તેમણે પણ ના પાડી. ખૂબ ફર્યા પછી એમ નિશ્ચય કર્યો કે પ્રમુખની જ જરૂર નથી. રાત્રે વેળાસર જમી અમે, નગરશેઠના દુકાન સામેના ચોગાનમાં ગયા. ત્યાંજ બધાં ભાષણો અપાય છે. એવે વખતે મહાજન તરફથી બધી વ્યવસ્થા થાય છે; પણ આ વખતે અમારા જેવા ન્હાના વિદ્યાર્થીઓની દાદ કોણ સાંભળે? સમાજસેવા મંડળના મંત્રીએ બધું તૈયાર કરાવરાવ્યું. ભાષણના ચોગાનમાં શ્રોતા-

જનોની ત્રુટી હતી. ગામમાં એવી અફવા ફેલી હતી કે ભાવનગરવાળા છોકરા ભાષણ કરશે અને ત્યાં જ ખરડો કરશે. આ ખરડાથી ઘણા અટક્યા.

વખત થતાંની સાથેજ ભાઇ ભાસ્કરરાવ ઉભા થયા. ભાષણ કરવાની જગ્યાએ જઇ તેમના સુમધુર સ્વરે ત્રણ ચાર દેશભક્તિનાં કાવ્યો ગાયાં, અને આથી થોડાએક આકર્ષાયા. જાણે કે એકલા ગાવાના જ હોય નહિ!

ભાસ્કરરાવે ભાષણ દરમિયાન અમારી સંસ્થા, ઉદ્દેશ, કાર્ય, અભ્યાસક્રમ, રીતભાત, વ્યવસ્થા, બાળમંદિર, શાળા, દવાખાનું વગેરે બાબતોનું રૂપરેખાના વાંચન સાથે સ્પષ્ટીકરણ કર્યું.

તેમના ભાષણ પછી શ્રી. હરજીવનદાસ ઉભા થયા; તેઓ 'સ્વદેશી'માં માનનારા છે અને વર્તે છે. તેના ભાષણનો ટુંક સાર વાંચતાં શું આપણે કંટાળીશું? નહિ.

સારઃ—"આ ભાઇઓ આપણા અતિથિઓ છે. તેઓ ફક્ત અર્થલાભથી લોભાઇ આવ્યા નથી, પણ તેમની સંસ્થા કેવી છે અને કેવું કામ કરે છે તે જણાવવા આવ્યા છે, તેમને અર્થની જરૂર હોય અને એટલાજ માટે તેઓ આવ્યા હોય તોપણ આપણે યોગ્ય સત્કાર કરવો જોઇએ. એ બ્રહ્મચારીઓ ક્યાંયથી આવી ચડયા છે. આપણે આપણા ગામની સંસ્થા સારી છે અને બીજી હલકી છે એમ માનવાનું કાંઇ કારણ નથી. સૌ આ ફાળામાં યથાશક્તિ આપે."

તેમના પછી એક શિક્ષક, ભાઇ હિંમતલાલ ઉભા થયા. તેઓએ કહ્યું "આપણે ફુલ નહિ તો ફુલની પાંખડી આપીને પણ સંતોષવા જોઇએ. જો દરેક વેપારી ચાર આના આપે તો પણ ૭૫ રૂપિયા થઇ જાય."

પછી ફરીથી હરજીવનદાસે 'અમારી ભિક્ષા'નું ચોપાનીયું વાંચ્યું અને ખુલાસો કર્યો. ભાષણ પૂરૂં થયું અને આવેલા થોડાએક સદ્ગૃહસ્થો ખરડો કરવા માટે ચર્ચા ચલાવવા લાગ્યા; પણ ક્યાં સુધી? અમે ઉભા હતા ત્યાં સુધી.

આજે બુધવારે રાત્રે ભાઇ ગિરધરલાલ, લાભશંકર. લક્ષ્મીદાસ, ચુનીલાલ, મૂળશંકર અને ડાહ્યાભાઇ આવ્યા.

બીજે દિવસે હતો ગુરુવાર. આજે અમારી મહેનતનું ફળ મળવાનું હતું. મુ. નાનાભાઇની આજ્ઞા મુજબ સૌ વહેલા ઉઠી, સ્થાન તથા નિત્યકર્મ કરી, પંદર મિનિટ પ્રભુનું સ્તવન કરી ભાઇ ભાસ્કરરાવના હાથમાં ઝોળી આપી અને સ્વારી ઉપડી. સાડાબાર વાગ્યા સુધી ભિક્ષા માગી, ત્યારે બાવીશ રૂપિયા થયા. આટલા થોડા વખતમાં ગામની જ બધી દુકાનો માગી લીધી હતી. એક ખોજાભાઈએ ભિક્ષામાં એક લખવાનો કાંકરો આપ્યો હતો, પણ એ કાંકરો–પેન તેણે ખરા મનથી આપ્યો હતો એમ જણાયાથી અમને અત્યાનંદ થયો છે.

ગામની દુકાનની ભિક્ષા ઉપર અમોએ વધારે આધાર રાખ્યો હતો ત્યાંથી જ ફક્ત બાવીશ રૂપિયા થયા એથી સાધારણ મનુષ્યત્વ પ્રમાણે અમોને મનમાં જરા લાગી તો આવ્યું.

અમે પ્રભુ પાસે પ્રાર્થના કરીએ છીએ કે એ ગુન્હો માફ કરે. તે વખતે સરસ્વતી દેવી પધારી–અમારા મનમાં મુ. નાનાભાઈની 'ગમે તેમ થાય, પાઈ પણ ન મળે, પણ આસ્થા રાખજો'એ શિખામણ ઉદ્ભવતી અને અમે અટકતા.

બપોરે બે વાગે ફરીથી ભિક્ષા લેવા નીકળ્યા. થોડી એક દુકાનેથી ભિક્ષા માગી ત્યાં તો ચાર વાગ્યા. ભાઇ ભાસ્કરરાવ

અત્યારે અમોને ભિક્ષા માગતા મૂકી ચાલ્યા ગયા. તેઓ વળા જવાના હતા, પણ અમે તેને આ કાર્યને લીધે મૂકવા ન ગયા.

સાંજે કેટલીએક દુકાનોએ અને ઘરે માગ્યું, અને રાત્રે રૂપિયા ગણ્યા તો ૪૨ થયા. અમોએ પાંચસોથી હજારની આશા રાખેલી, પણ તે આશા સફળ ન થઇ. પણ મારે સગર્વ ધન્યવાદ આપવો ઘટે કે જે ગામની સ્ત્રીઓએ પહેલાં કદી આવા કાર્યમાં જરાપણ ભાગ લીધો ન હતો તેમણે પણ આ વખતે સારી મદદ આપી. દુકાનો કરતાં ઘરેથી વધારે પૈસા મળ્યા હતા. બીજે દિવસે બપોરે ભાઈ ગિરધરલાલ, રવિશંકર, લાભશંકર તેમના વતન મોરબી ગયા. થોડાંએક ઘરોમાં બીજે દિવસે ગયા હતા. સાંજે વીસ રૂપિયા વધ્યા. બધા મળી બોટાદમાંથી રૂા. ૬૨ મળ્યા. ૧૦ રૂા.નો ખર્ચ કર્યો એટલે ખર્ચ બાદ કરતાં રોકડા રૂપીઆ બાવન રહ્યા. 'અમારી ભીક્ષાના ચોપાનીયામાં નીચે પ્રમાણે છપાયેલું હતું.:—

## શ્રી દાક્ષણામૂર્તિ વિદ્યાર્થિભવન, ભાવનગર.

## અમારી ભિક્ષા

૧. શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન

૧ ઉત્તમ કેળવણી આપતી સંસ્થા છે;
૨ રાષ્ટ્રીય કેળવણી આપતી સંસ્થા છે;
૩ મફત શિક્ષણ આપતી સંસ્થા છે;
૪ ધર્મનું શિક્ષણ આપતી સંસ્થા છે;
૫ વિદ્યાર્થીઓનાં શરીરોને મજબૂત કરનારી સંસ્થા છે;
૬ સાદાઇ ને સ્વાવલંબન શીખવનારી સંસ્થા છે;
૭ આત્મભોગ આપનારા શિક્ષકોની સંસ્થા છે;

૮ તમામ જ્ઞાતિના વિદ્યાર્થીઓને દાખલ કરનારી સંસ્થા છે;
૯ જાહેર પ્રજાની મદદ ઉપર નભતી સંસ્થા છે.

૨ આ ભવનના અમે વિદ્યાર્થીઓ છીએ. એ ભવનને માટે અમારા પૂજ્ય મુરબ્બીઓ ફંડ કરી રહ્યા છે. અમે પણ એ ભવનની યત્કિંચિત્ સેવા કરી ભાગ્યશાળી થઇએ એ હેતુથી આ ભિક્ષા માટે નીકળીએ છીએ.

૩ અમે તિથિ ૯ ને ગુરુવારના રોજ આ ગામમાં ભિક્ષા માગવા માટે નીકળીશું.

૪ ભિક્ષા માટે અમે જુદી જુદી દુકાનોએ તથા ઘરોએ ઝોળી લઇને ફરશું અને કોઈ જે કાંઈ આપશે તે આભાર સાથે લેશું.

૫ અમને ભિક્ષા આપનાર સદ્‌ગૃહસ્થો તેમજ સન્નારીઓ પોતાની શ્રદ્ધાથી જ અમને આપશે, કોઇના દબાણથી નહિ આપે.

૬ અમે ખાસ કારણ વિના કોઈ સ્થળે એકાદ મિનિટથી વધારે વખત રોકાશું નહિ. એ દરમ્યાન અમને કાંઇ નહિ મળે તો અમને કાંઈ આપવાની ઇચ્છા નથી એમ સમજી અમે મુંગા મુંગા ચાલ્યા જશું.

૭ ભિક્ષા આપનાર અમારામાંથી કોઇ એક જણને આપશે, બધાને છુટું છુટું આપવાની જરૂર નથી.

૮ પુરુષો તેમજ સ્ત્રીઓ સર્વની પાસે અમારી આ યાચના છે.

૯ અમે શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના જ વિદ્યાર્થીઓ છીએ, ને આ ભિક્ષાવ્રત માટે અમારા મુરબ્બીઓએ

# અમારી ભિક્ષા

અમને અનુમતિ આપી છે એવું જાણવાની જેની ઇચ્છા હોય તેણે અમારા મુખ્ય વિદ્યાર્થી પાસેથી તે અનુમતિપત્ર વાંચી લેવું.

૧૦ આ ભિક્ષાના દ્રવ્ય ઉપર શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થ-ભવનનો જ સર્વ હક છે.

આશ્વિન્ શુદિ ૮
બુધવાર.

લિ. અમે છીએ,
શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિ-
ભવનના મોટા વિદ્યાર્થીઓ.

સં. ૧૯૭૮ પોષ
વદ ૫.

જમનાદાસ વલ્લભદાસ દાણી.

# અમારી પાલીતાણાની મુસાફરી



શ્રી દક્ષિણામૂર્તિ ભવનના વિદ્યાર્થીઓ પાલીતાણાની મુસાફરીએ ગયા હતા તેનું બ્યાન નીચે આપું છું.

સોમવારની સવારે વિદ્યાર્થીઓ મુસાફરીએ નીકળ્યા. મેઇલમાં જવાનું હતું. વિદ્યાર્થીઓનો ઉત્સાહ ઘણો હતો. સવારમાં વહેલા ઉઠી સૌ પોતાનું બેડીંગ બાંધતા બાંધતા અંદર અંદર-હું આમ કરીશ, બીજો કહે કે-હું આમ કરીશ, એવી જુદી જુદી જાતની સ્પર્ધા સ્પર્ધી કરતા હતા. પ્રથમ વર્ષના વિદ્યાર્થીઓની કુદાકુદ જોતાંજ માણસને એમ થાય કે હું પણ આ વખતે બાળક હોત અને આવો આનંદ લેત તો કેવું સારૂં.

નવ વાગ્યા એટલે જમીને બધાએ સ્ટેશન તરફ પ્રયાણ કર્યું અને જાણે કે સત્યાગ્રહી સીપાઇઓ નીકળ્યા ! સ્ટેશને પહોંચ્યા પછી બધા ગાડીમાં બેઠા.

# અમારી પાલીતાણાની મુસાફરી

થોડીવાર પછી ગાડી ઉપડી. શિહોર ઉતરવાનું હતું તેથી બધા ત્યાં ઉતર્યા. ધર્મશાળામાં જ મુકામ કરવાનો હતો એટલે બધાએ સાંજ મુકામ કર્યો. ઠરાવ્યા પ્રમાણે ત્યાંથી સિહોરી માતાએ જવાનું હતું. સવારીએ સિહોરી માતા તરફ કુચ કરી. શિહોર એટલે જાણે કે યમપુરીનું નર્ક. દરવાજા પાસેથી ઉપર ચડ્યા, ત્યાં ધીમે ધીમે નર્કના જુદા જુદા કુંડો આવવા લાગ્યા.

એમાં એક રૌરવ નરકનો કુંડ આવ્યો. પણ દરેકે તેનો પણ અખતરો કરવાનો હતો જ, એટલે મુખમાંથી 'અરરર' એવો ઉદ્ગાર કાઢી તેમાંથી ઝટ બચી જવા પ્રયત્ન કરવા માંડ્યો. માંડ માંડ બચી જઇ ઉપર પહોંચ્યા. ઉપરથી શહેરનો સુંદર દેખાવ મનનું આકર્ષણ કરતો હતો.

નીચે ચાલતો માણસ તદ્દન નાના છોકરા જેવો લાગતો હતો. વિદ્યાર્થીઓએ ત્યાં એક તોપ છે તે શોધવા પ્રયત્ન કર્યો, પરંતુ છેવટે નિરાશ થઇ બધા પાછા વળ્યા. બધા પેલા કુંડના દર્શનથી કંટાળી ગયા હતા. એટલે ઉતરતી વખતે તો જો બીજો રસ્તો મળે તો જ ઠીક એમ માની ઉતરતા હતા. ત્યાં કોઇની દૃષ્ટિમાં બીજો રસ્તો પડવાથી 'આ તરફ, આ તરફ' એવો પોકાર કરી બધાની ભાંગેલી આશાને સતેજ કરી અને બધા બીજે રસ્તેથી ઉતર્યા. તે રસ્તો જો કે પહેલાંના રસ્તા કરતાં ઠીક હતો પરંતુ નરકપુરીનું નરક તો કાંઈ જવાનું છે? એટલે થોડોક સ્વાદ ત્યાં પણ મળ્યો. તે રસ્તો ગામમાં થઇને જતો હતો એટલે બધાને એમ થયું હતું કે ગામમાં કાંઇક સ્વચ્છતા હશે એટલે

ચાલવાનું ઠીક પડશે. પણ એ લોકો જાણતા જ હતા કે નરક પુરીમાં વળી સ્વચ્છતાની આશા હોય ? માણસોને રસ્તો પૂછતા છેવટે મોટી બજારમાં નીકળ્યા. ત્યાંથી ખાસ કુંડ કે જે સિદ્ધરાજે બંધાવેલો છે તે આવ્યો. અને સિદ્ધરાજ તેમાં નાહ્યો હતો, તેથી તેનો કોઢ નષ્ટ થયો હતો એવી માન્યતા ત્યાંના લોકોમાં ચાલે છે. એ કુંડ મેં જોયેલો હતો તેથી મને તેની માહીતી હતી કે તેનું પાણી હંમેશાં ગંદુ રહે એ સ્વાભાવિક છે. કારણ કે જે પાણીને પ્રવાહ નથી તે પાણી હંમેશાં ગંદુ હોય જ. પરંતુ વરસાદ આવતો હતો એટલે આશ્રમ લેવા અંદર ગયા. પડખે નાની દહેરીઓ છે તેમાં ઉભા રહ્યા. વરસાદ બંધ પડયા પછી અમે ગૌતમ કુંડ તરફ ઉપડયા. ગૌતમ કુંડનું પાણી વહેતું હોવાથી તે પાણી નિર્મળ હતું. પણ તેની પાસે એક ઉંડો ધરો હતો એટલે ગૌતમ કુંડ તેની પાસે લેખામાં ન આવ્યો. બધાની ઉત્સુકતા તે ધરામાં ન્હાવાની થઈ અને તેમાં બધા પડયા. એક કલાક નાહીને બધા ગૌતમશ્વર વગેરે સ્થાળોએ જોવા નીકળ્યા. પરંતુ હું તેઓની સાથે ન હોવાથી ત્યાં શું થયું તેની મને જાણ નથી. અમે થોડા એક સીધા નદીમાં ચાલતા ચાલતા છેવટે અમારા મકાને પહોંચ્યા.

પેટમાં બિલાડીઓ બોલતાં હતાં તેથી તેને શાંત કરવા રસોયાની મુલાકાત પહેલી લીધી. પરંતુ બધા આવે ત્યારે તે ઇચ્છા પૂર્ણ થાય તેવું હતું. એટલે નિરાશા ! બધા આવ્યા, જમવા બેઠા, રોટલા ખુટાડયા, અને થોડા એક ખૂબ જ થાકી જોવા ઉઠી સુવે ગયા. વિદ્યાર્થીઓની ધારણાથી અને અપેક્ષા રાહ બહુ હતી. ઘણાખરા વિદ્યાર્થી પહેલાં ન્હાવાને કામે લાગ્યા

જગ્યા આપી સૌથી ઊંચા વારા લેતા હતા. તે કામ પૂર્ણ કરી બધા ગાડીમાં બેસવા ગયા. બે ડબા રીઝર્વ ખાસ બહિષ્ણામૂર્તિ માટેજ જાણે કર્યા ન હોય એમ જાણી બધા બે ડબામાં ચઢી બેઠા.

થોડીક વાર પછી ગાડી ઉપડી, રાત્રી પડી ગઈ. નાના વિદ્યાર્થીને નિદ્રા દેવીએ પ્રેરણા કરી, એટલે જેમતેમ કરી સુવું એ નિશ્ચયમાં તેઓ ગુંથાયા. પણ મારા જેવા તો તેને ઠપકો આપતા કે મુસાફરીમાં તે વળી સુવાનું હોય ? પણ નાનાને વહેલી ઉંઘ આવે એ સ્વાભાવિક હતું.

થોડીક વાર પછી ક્યાંક કે જ્યાં ટાંકી રાખવામાં આવી છે ત્યાં એન્જીન પાણી લઈ મહુવા તરફ ચાલ્યું, રાત્રિમાં તો કાંઈ દેખાય નહિ એટલે બધા ઝંટાળી ગયા, અને જલદી પાલીતાણા જઈએ અને નિદ્રાદેવીની ઉતાવળને પૂર્ણ કરીએ એવી ઇચ્છા હતી. પાલીતાણા ઉતર્યા. સામાન અને ગાડાં દિવાન સાહેબના તરફથી મોકલવામાં આવ્યાં હતાં. નાના વિદ્યાર્થીઓ અને સામાન અંદર મૂકી બધા રવાના થયા. બજારમાં થઈ અમારે ઉતારે એટલે બીકાનેરીમાં પહોંચ્યા. ગાદલાની સગવડ હતી, અને મકાન પણ સારૂં હતું એટલે બધા ત્યાં પડ્યા કે ઉંઘવા મંડ્યા અને નિદ્રા દેવીની ઇચ્છાને પૂર્ણ કરી.

હવે વળી રાતમાં કોઈ ઉઠે ? હવે તો સિધા સવાર સુધી એક ઉંઘ લઈ બધા માંડ માંડ સાડ સાત વાગે ઉઠ્યા. દાતણ કરી પોતીયાં લઈ બધાએ શેત્રુંજય તરફ પ્રયાણ કર્યું. શેત્રુંજયની તળેટીમાં પહોંચ્યા.

ત્યાંથી બધાને સાથે નીકળવાનું હતું. બધા આવી રહ્યા પછી ઉપર ચઢવા માંડયું. હજુ થોડુંએક ચઢયા, ત્યાં તો થાકવા માંડયા. વિશ્રામ લેવાના વચમાં ચોતરા રાખવામાં આવ્યા હતા. લગભગ બાર ચોતરા ચડી ઉપર જવાનું હતું. વચમાં કુદરતનો દેખાવ મનોહર લાગતો હતો. જુદાં જુદાં લીલાં છમ ઝાડો, પક્ષીઓનો કલ્લોલ અને જુદાં જુદાં પક્ષીઓના કીલકીલાટનો અનુભવ કરતા ઉપર ચઢવા લાગ્યા. લગભગ દશમી ટોચે પહોંચતાં ધુમસનો સ્પર્શ થવા લાગ્યો. છેટે શેત્રુંજી દષ્ટી ગોચર થતી હતી. વાતાવરણ તદ્દન શાંત અને ગંભીર હતું. જુદી જુદી ટોળીઓ પડી ગઈ હતી. અમે ત્રણ જણા હતા. છેટે જ્યાં બે રસ્તા આવ્યા તેમાંથી કયો રસ્તો ગ્રહણ કરવો તે જરા વિચારવા જેવું હતું. પણ 'હિંમત રાખી ભૂલા પડીશું, તો પર્વતનો અનુભવ થશે અને નહિતર કાં તો મૂકામે પહોંચશું.' "હિંમતે મરદા તો મરદે ખૂદા" અને "લાગે તો બાણ નહિ તો થોથું" એમ વિચાર કરી માર્ગ ગ્રહણ કર્યો. ધુમસમાં માણસ બે હાથ છેટો હોય ત્યારેજ નજરમાં આવતો; પણ ત્યાં તો માણસ કોઈ મળેજ શેનો ? મુંઝાણા તો ખરા. સામે સામા હિંમતનાં આશ્વાસન આપતા ત્રણે જણા ચાલ્યા. છેવટે આગળ ગયેલા વિદ્યાર્થીઓનો અવાજ કર્ણગોચર થયો. હિંમત મળી, ચાલો હરકત નહિ એમ કરતા મંદીરમાં પહોંચી ગયા. આ વખતે મને કૃષ્ણ સુદામાનો પ્રસંગ યાદ આવતો હતો.

બધાને મળ્યા, બધા આવ્યા પછી દહેરાંઓ જોવા અને ન્હાવાની સગવડ કરવા અમારા મુખ્ય ગૃહપતિએ પોલીસને પૂછ્યું. પોલીસે સાથે આવી સગવડ કરી. આપી સુરજ

કુંડમાંથી પાણી બહાર લાવી ન્હાવાનું હતું. પણ ન્હાવાનું મરજીયાત રાખવાથી થોડાજ ન્હાયા. ન્હાયા પછી બધાં દહેરાઓમાં અમે ફર્યા. જૈનોનાં દહેરામાં પૈસા અખુટ હતા. જૈનોની ધર્મ ઉપર શ્રદ્ધા કેટલી હોય છે તે તેના ઉપરથી માલુમ પડતું હતું. ત્યાં એક ઉંટ નાખવામાં આવ્યું છે. તેના વિષે એવી માન્યતા છે કે જો કોઈ પણ માણસ તેની નીચેથી પસાર થાય તો તેનાં પાપ ધોવાઇ જાય છે. અને એમ ખબર પડે છે કે જે પાપી હોય છે તે નીચેથી પસાર થઇ શકતો નથી. એટલે જેનું શરીર જાડું તે પાપી અને જેનું પાતળું તે પુણ્યશાળી!

આ બધું જોઇ ઉપાહાર કરવા ગયા. તેમાં પાકના લાડુ અને ગાંઠીયા હતા. દાંત પાડવાનો સહેલો ઉપાય તે લાડુ ખાવા. અસલ જાણે ગોળ પથરો! નાના વિદ્યાર્થીઓને તો ભૂખ્યું રહેવું પડે તેવું હતું. છતાં ક્ષુધાને સંતોષવા જેમ તેમ પથરા મારી ભાંગ્યા અને ખાધા. ચોમાસામાં ત્યાં સૂર્યનાં દર્શન પામવાં એ જરા મુસ્કેલીની વાત હતી. તેથી હવે જલદી તડકો મળે એવી આશાએ એકદમ નીચે ઉતર્યા. લગભગ ૩ાા ના સુમારે ઉતરવાનું શરૂ કર્યું હતું. ઉતરવામાં મુશ્કેલી હોયજ શાની? પણ ખરી કુદરત તો તે વખતે જોવાની હતી. વાદળાંઓ આમતેમ દોડતાં નજરે પડતાં હતાં. અને એકાંત ભુમિમાં જાણે વાસ કરતા હોઇએ એવો ભાસ થતો હતો. અને જો એ સ્થળે મહુલી હોય તો નીચેની લીટીનો અનુભવ થાય.

" વ્યક્તિ જ્યાંહિ સમાય, સમષ્ટિના તાદાત્મ્યમાં;
મુંગો રાસ રમાય, ત્યાં મહુલી મારી હજો. "

આ બધું જોતા જોતા અમે નીચે ઉતર્યા અને ઉતારે પહોંચ્યા. જમ્યા, બીજે દિવસે ગામનાં મકાનો, રાજદરબાર, ટાવર વગેરે જોઈ સ્ટેશને ગયા, અને રાત્રે ભાવનગર આવ્યા. ભવનમાં પહોંચ્યા અને ક્ષુધાને શાંતિ આપી. ગાદલાંનો અનુભવ લઈ સવારે સ્નાન કરી શાળામાં ગયા.

વીરસુત ત્રિભુવન મહેતા.

( ચતુર્થ વર્ષ )

# ખોખરાના ડુંગરો



અમે વાળુકડથી સવારના લગભગ પાંચ વાગે ઉપડયા હતા. તે દિવસો અંધારીઆના એટલે તે વખતે પરોઢીએ ચંદ્રમાનું ધીમું ધીમું તેજ આવતું હતું. આખું વાળુકડ ગામ નિદ્રાધીન થઇ ગયું હતું. માત્ર અમારા ઉતારામાં કેટલાક લોકો જાગતા હતા. તેઓમાંના કેટલાક અવાજથી તથા કેટલાક અમને સગવડ પુરી પાડવા જાગેલ હતા. અમારી સાથે એક ભોમીયો અમે લીધો હતો. વાળુકડથી માળનાથ મહાદેવનું મંદિર ડુંગરી ત્રણ ગાઉ થતું હતું. ઉપડયા ત્યાંથી તે ખોખરાના ડુંગર શરૂ થાય ત્યાં સુધી ચુપકીથી ચાલવાનો હુકમ થયો એટલે અમે ચુપકીથી ચાલવા લાગ્યા. અહિંથી ખોખરાના ડુંગર સુધી ગાડા રસ્તો હતો, પણ ઠેઠ માળનાથ મહાદેવ સુધી ન હતો. કારણ કે માળનાથ મહાદેવનું મંદિર ડુંગરાઓની વચ્ચે ખીણમાં હતું.

ગાડું અમારી પાછળ હતું ને બિસ્તરાઓ તથા લાકડીઓ અમારી સાથે હતી. રસ્તામાં અમે એક વાવ પાસે આવ્યા કે જ્યાંથી ખોખરના ડુંગરો શરૂ થતા હતા.

અમારો ઉતારો ભાવનાથ મહાદેવમાં હતો. આ મંદીરની બધી બાજુ ડુંગરા છે. અહિંના પર્વતમાંથી વરતેજની નદી નીકળે છે. મંદિર બહુ પુરાણું દેખાય છે. આ મંદિરની પડખે બે કુંડો છે. આ કુંડો આપણા બોર તળાવના નાવાના લાંબા કુંડ પડખેના કુંડ જેવડા છે.

અમે ગયા ત્યારે એક કુંડ પાણીથી ભરેલો હતો ને એક કુંડ ખાલી હતો. આ કુંડમાં બધા ન્હાવા હતા અને બહુ ગમ્મત પડી હતી. આ કુંડમાં કાંઠે કેડ જેટલું પાણી હતું. અમે આ મંદિરમાં ન્હાવ્યા ત્યાં સુધી રોકાયા અને પછી ડુંગરોમાં ફરવા અને ઉપાહારની શોધમાં નીકળ્યા. કારણ કે અહિં ગાડું આવી શકે એમ નહતું. ઉપાહાર ગામમાં હતો. ગાડું અમારી પાછળ છુટયું હતું, અને તેનો હાંકનાર ડુંગરી રસ્તાથી તદન અજાણ્યો હતો. તે ગાડામાં ગૌરીશંકર તથા નારણજી એમ બે રસોયા હતા. તેઓ પૂછતા પૂછતા ડુંગરા સુધી આવ્યા. તેમને ડુંગરામાં કયે માર્ગે ચાલવું તે ખબર ન હતી. તેમણે આંખો મીંચી નદી કાંઠે ગાડું હંકાર્યું. અમે જરા થોભ્યા અને બધા સાથે થયા એટલે ટેકરા ઉપર ચડવા આતુર થયેલા હોવાથી ટેકરી ઉપર ઝડપથી કૂચ કરી. પાલીતાણાના શેત્રુંજા ડુંગર માફક આહીં પણ ટેકરીઓ એક ઉતરે-બીજી ચડે એમ દેખાવા લાગી. જેમ તળાવની બધી બાજુ પાળ હોય તેમ અહિં પણ આડે બાજુ પર્વતો અને

વચ્ચે ઉંડા ખાડા દૃષ્ટિગોચર થતા હતા. અને તેમાં રોઝ, હરણ, ગાય, ભેંસ વગેરેનાં ટોળાં દીસતાં હતાં. આ ખાડાઓ જોઇ આપણો ભવનનો વીજળીનો ખાડો તેની પાસે એક બચ્યું છે એમ લાગતું હતું.

અમે ટેકરાની ટોચ ઉપર આવતા ત્યારે એક તરફ ઉંડો ખાડો દેખાતો. બીજી તરફ જેના ઉપર ઉભા હોઇએ તેના કરતાં પણ વધારે ઉંચો ટેકરો દૃષ્ટિગોચર થતો, અને ત્રીજી બાજુ દૂર મેદાનમાં સ્થિર નદી અને તળાવો દેખાતાં હતાં. અમે ટેકરા ઉપર ચઢી નીચે ખાણોમાંથી ચાલ્યાં જતાં રોઝો, ગાયો, ભેંસો વગેરેને દુર્બિનથી જોતા હતા. અમને થોડે દૂરના ટેકરા ઉપર કંઇ ધોળું ધોળું દેખાતું ત્યારે તે શું છે તેની ખાતરી કરવા અમે દુર્બિનનો ઉપયોગ કરતા. ટેકરાઓ ઉપર ગોઠણ ગોઠણ સુધી ઘાસ ઉગી ગયું હતું. આ ખડ જ્યારે પવનથી હલતું ત્યારે સવારે સમુદ્રનાં મોજાં જેવો અને બપોરે આખો પર્વત બળતો હોય એવો દેખાવ થઇ રહેતો!

અમે આવા ડુંગરો પર ચઢતા અને ઉપરથી મોટા પથરાઓ દોડવતા. એક પથરો છોડીએ કે તરતજ તે દડવા માંડતો અને જેમ જેમ નીચો જતો તેમ તેમ તેનું જોર વધતું જતું. વચમાં કેટલાએક પત્થરો બીજા પત્થરો સામે અફળાતા અને જે જે દડતા પત્થરો મોટા હતા તે તે તેની વચ્ચે આવતા પત્થરો ઠેકી કુદકા અને ફલાંગો-મારતા ખીણમાં પહોંચી જતા.

આ જોવાથી ગમ્મત આવે એ તો સ્હેજ છે. જ્યારે પત્થર પૂર જોસમાં દોડતો ત્યારે તેના વચ્ચે આવનાર પ-

ત્થર સાથે ભટકાઈ મોટો અવાજ થતો, અને જો વચ્ચે આવનાર પત્થર નાનો હોય તો તેને જમીનદોસ્ત કરી જીત કરવા આગળ ધસતો. પરંતુ નાનો દડતો પત્થર વચ્ચે જો કોઈ મોટા પત્થરની હડફેટમાં આવતો, તો તે ત્યાંજ અટકી જતો. આ પત્થરો જ્યારે દડતા ત્યારે અમે તે પત્થરો દુર્બિનમાંથી જોતા અને આનંદ લેતા.

આ નદીને નાનો વેળો હતો. અને તેમાં રેતીને બદલે મોટા પત્થરો હતા; તથા લીલો ઘણે ઠેકાણે બાઝી ગઇ હતી. અમને આવામાં ગાડું ચલાવવું બહુ મુશ્કેલ પડયું હતું. અમારામાંથી અમે હરિદાસ, અમીચંદ, નારણજી, શવજી, વગેરે વિદ્યાર્થીઓને ગાડા સામે મોકલ્યા.

અમે માળનાથ મહાદેવથી એકાદ ખેતરવા ચાલ્યા, ત્યાં ખીણમાં એક આંબાવાડીયું આવ્યું. આ ઝુંડની પડખેજ એક નાની સરખી નદી વહેતી હતી. તેનો પટ વધુમાં વધુ ત્રણ હાથ ભાગ્યે જ હશે. અહીં અમને ગૌરીશંકર બોઘડાં સહિત ભાળ્યા. અમારામાંના થોડાએક "ગાડું મળ્યું! ગૌરીશંકર ઉપાહાર લાવ્યા! ગાડું આ રહ્યું!" વગેરે બૂમો પાડવા લાગ્યા.

ગૌરીશંકરે અમને ગાડાની સઘળી હકીકત કહી સંભળાવી. પણ મુસાફરીમાં મુશ્કેલીથી આનંદ આવે એ સ્વાભાવિક છે, તેથી સૌને તે સાંભળવામાં આનંદ આવ્યો. અમને બહુ ન્હાવાથી ભૂખ લાગી હતી, અને વળી અમને થોડું ચાલતાં વારજ ગાડું મળ્યું તેથી અમારા આનંદનો પાર રહ્યો નહિ. અમે અમારો મુકામ આંબા નીચેજ રાખ્યો. અહીં પાણીનું વહેણ પડખેજ વહેતું હતું. તેથી પાણીની છૂટ હતી.

## ખોખરાના ડુંગરા

અહિં ગૌરીશંકરે રાંધવું શરૂ કર્યું, અને અમે અમાર ઉપાહારની તૈયારીઓ શરૂ કરી. ઉપાહારમાં ગોળધાણી ખાધા, અને પછી ઉપાહાર ખાઇ રસોઈ તૈયાર થાય એટલો વખત બહાર ડુંગરામાં ફરવા ગયા. અમે ત્યાં ડુંગરાઓમાં બહુ આનંદ લીધો. પછી અમે આવ્યા ત્યારે અમારો ખાધેલો ઉપાહાર પચી ગયો હતો, તેથી બુંદીના લાડુ, દાળ, ભાત, શાક વગેરે ખૂબ ખાધું અને બપોર પછી ભેખડના બંધ તરફ ઉપડયા.

જટાધર

# પરિષદ્ પર્યટન



અમે જુનાગઢ-ગિરનારની મુસાફરીએ આ વખતે જવાના હતા. પરંતુ રાજકોટમાં વિદ્યાર્થી મહાસભા ભરવાના ખબર મળ્યા એટલે જુનાગઢનો વિચાર માંડી વાળવો પડ્યો અને રાજકોટ જવાનું ઠરાવ્યું. વિદ્યાર્થી મહાસભા તા. ૨૩-૨૪ મીએ ભરાવાની છે એમ ઠર્યું, એટલે તા. ૨૨ માએ સાંજે રાજકોટ પહોંચવું એ પ્રમાણે કાર્યક્રમ ગોઠવીને અમે તા. ૧૭ મીની સવારની ગાડીમાં ઉપડયા.

**તા. ૧૭-૪-૨૧**

વેઇટીંગ રૂમમાં મચ્છરો અમારી બહુ અચ્છી રીતે મહેમાનગીરી કરશે એવી બીકથી સૌ સ્ટેશને રાત્રે સુઇ રહેવાને બદલે સામાન:સાથે બે ત્રણ વિદ્યાર્થીઓ જ ત્યાં સુતા. બાકીના તો સવારમાં વહેલા ઉઠીને સ્ટેશને ગયા. ટીકીટો લીધી અને ગાડીમાં બેઠા.

# પરિષદ્ પર્યટન

નીકળતી વખતે અમે અગિયાર વિદ્યાર્થીઓ હતા. મુ. મુંસાલાલભાઇ અમારી સાથે હતા. અહીંથી અમારે મૂળી ઉતરવું હતું, એટલે ભાઈ શાંતિલાલને માંડમાંડ અમારી સાથે લીધા, કારણ ત્યાં સ્વામીનારાયણના મંદિરમાં તેમના કાકા રહે છે એટલે અમને બહુ અડચણ ન આવે. ગાડીમાં ગમ્મત કરતા કરતા અમે બપોરે લગભગ અઢી ત્રણ વાગે મૂળી સ્ટેશને ઉતર્યા. રસ્તામાં લીંબડીથી અમારી સાથે ભાઇ વ્રજલાલ પણ આવ્યા હતા.

વઢવાણ છોડયા પછી એક વિદ્યાર્થી બારણા પાસે ઉભા હતા ત્યાં બારણું અચાનક ઉઘડી ગયું અને તે પડતા પડતા બચ્યા. એ જોયું કે તરતજ અમારા તો હોશ કોશ ઉડી ગયા હતા; પણ સહિસલામત રહ્યા એટલી ઇશ્વરની કૃપા.

મૂળી સ્ટેશને ઉતર્યા પછી સામાનને માટે અમે એક એકો ભાડે કર્યો અને તેમાં એક વિદ્યાર્થીને બેસાડીને અમે બધા પગે ચાલવા લાગ્યા. જો કે ખરે તડકે ચાલવા કેટલાએક નારાજ હતા પણ શરમને લીધે કોઇ બોલી શકયું નહિ. અમે એવાને ગાડીમાં બેસવા કહ્યું પણ માન્યું નહિ. સ્ટેશનથી ગામ બે ગાઉ દૂર છે. એકાદ કલાકે અમે મૂળી પહોંચ્યા. સ્વામીનારાયણના મંદિરમાં જ ઉતર્યા હતા. ધર્મશાળામાં ગોતતાં ગોતતાં માંડ એક ઓરડા મળી. તેમાં પણ કચરાનો તો ડુંગર જ હતો. અમારો ઉતારો ત્યાં જ રાખ્યો.

ઓરડીને વાળીઝુડી સાફસુફ કરી અંદર અમારો સામાન ઉતારી અમે ન્હાવા માટે ગયા. ત્યાં એક બાંધેલ કૂવો છે અને તેમાંથી ઓઇલ ઇંજીન ટાંકામાં પાણી ભરે છે, અને

પછી ત્યાંથી આખા મંદિરમાં નળવડે પાણી પહોંચાડે છે. ઓઇલ ઇંજીનની સાથેજ વળી દાણા દળવાની ઘંટી પણ ચાલે છે. કામ કરનારા બધા સાધુઓ અને પાળાઓ જ હોય છે. તેઓ તો બધા આખો દિવસ કામ કર્યા જ જાય છે. કોઇક અહિં કામ કરે; કોઇક ગાયો વગેરે ઢોર ચરાવે; કોઇક ખેતર જાય એમ કામો વહેંચી લીધાં હોય છે. ઇંજીન ઘંટી વિગેરે જોયું પછી ત્યાં નળ ઉપર નહાયા. નાહીને પાછા આવ્યા ત્યાં સ્વામીનારાયણ ભગવાનની પ્રસાદી ભાઈ શાંતિલાલે અમારા ઉપાહારને માટે તૈયાર રાખી હતી. ગોળામાં પાણી ભર્યું અને અમે થોડો થોડો નાસ્તો લીધો.

મંદિરની ઉપજ વરસ દહાડે એક લાખ કે દોઢ લાખ રૂપીઆની છે. મૂળી ગામનો અર્ધો ભાગ તો મંદિરે જ રોક્યો છે, અને ઉપજમાં તો સ્ટેઇટની બરોબર જ ઉતરે !

આખા મંદિર ઉપર દેખરેખ રાખવા સરકાર તરફથી એક રીસીવર રહે છે. અમારામાંથી એક બે જણને માથે ધોળી ટોપી હતી, એટલે શક પડ્યો હશે એથી અમને ત્યાં બોલાવ્યા. હેડ ક્લાર્કે અમારાં નામ લખી લીધાં. અમારા પહેલાં થોડા દિવસ અગાઉ કેટલાક ધોળીટોપી વાળા આવીને મંદિરમાં ભાષણ કરી ગયા હતા એમ અમને તપાસ કરતાં માલમ પડ્યું, અને અમને પણ બધા ભાષણ કરવા માટે કહેતા હતા.

સાંજે અમે ગામ જોવા માટે નિકળ્યા. મૂળી ચોથા વર્ગનું રાજ્ય છે. ગામ નાનું છે. એક ગુજરાતી નિશાળ છે, અને એક અંગ્રેજી નિશાળ પણ પાંચમા ધોરણ સુધીની છે.

ગામની વચ્ચે લાઇબ્રેરી છે, પણ ઘણી જ ખરાબ અવસ્થામાં. કોઇ તેના ઉપર સારી દેખરેખ રાખતું હોય એવું લાગ્યું નહિ. ધૂળ તો ઘણી પડી હતી. એકાદ બે ચોપાનીઆં અવ્યવસ્થિત રીતે ટેબલ ઉપર પડયાં હતાં. વાંચવા પણ કદાચ કોઈ જ આવતું હશે. કબાટમાં કેટલાંક સારાં પુસ્તકો હતાં પણ તેની હાલત બહાર કરતાં તો સારી ન હતી.

ગામની બહાર બધી ઑફીસો છે. તે બધી બંધ હતી, એટલે બહારથી જ જોઈ. પાસેજ તળાવ છે પણ તેમાં પાણી ન હતું. દૂર અંગ્રેજી શાળાના વિદ્યાર્થીઓ ક્રિકેટ રમે છે. ગામમાં એક હોટલ પણ છે. ગામમાં બીજું કાંઈ ખાસ જોવા જેવું ન હોવાથી થોડીએક શેરીઓમાં ફરી અમે પાછા મંદિરમાં આવ્યા. રાત્રે મંદિરમાંથી અમારે માટે ખીચડી, શાક, દુધ અને પુરી આવ્યાં હતાં. તે ખાઇને બહાર મંદિરની નિચેના ઓટલા ઉપર પથારીઓ નાંખી અમે સુતા. ગાદલાં ગોદડાં ત્યાંથી જ ચિઠ્ઠી કઢાવવાથી મળી શકે છે, એટલે અમે પણ ત્યાંથી થોડાંએક ગોદડાં લીધાં.

**તા. ૧૮–૪–૨૧**

સવારમાં પાંચ વાગ્યામાં તો મંદિરમાં શરણાઇ-નોબત વાગવા માંડ્યાં. એટલે અમે બધા ઉઠ્યા. ત્યાં રોજ સવારે નોબત વાગે છે, અને એ વખતે જ બધા સાધુઓ વગેરે ઉઠીને નિત્યકર્મમાં લાગી જાય છે. ન્હાઇધોઇ અમે ગામમાં નિશાળ જોવા ગયા. નિશાળમાં કાંઇ ઠેકાણું નહોતું. ત્યાર પછી મંદિરમાં આવીને બધું મંદિર જોવાની શરુઆત કરી. આચાર્યની હવેલી ઉઘડાવીને બધી જોઇ. હવેલી ઘણી મોટી

તથા મજબુત છે. મકાન જાણે કોઇ વૈભવી રાજા મહારાજા માટે બનાવ્યું હોય તેવી જાતનું છે. આપણે તો અંદર ભુલા પડી જઇએ એવું છે. પછી બધા સાધુઓના રહેવાનાં નિવાસગૃહો જોયાં. સાધુઓ પાસે પણ સામાન તો વધારે જોવામાં આવે છે.

બ્રહ્મચારીઓનું રસોડું તથા રહેવાનું સાધુઓથી અલગ હોય છે. બ્રાહ્મણો જ બ્રહ્મચારીઓ થઇ શકે છે. બ્રહ્મચારીઓ જ મંદિરના પૂજારીઓ હોય છે; અને મંદિરના થાળ તૈયાર કરવાનું કામ બ્રહ્મચારીઓ શિવાય બીજા કોઇ કરી શકતા નથી. કોઠાર જોયો, તેમાં એક પટારો તો ઘણો મોટો જોવામાં આવ્યો. હું સારી રીતે અંદર ઉભો રહી શકું તેટલો ઉંચો, પાંચ સાડાપાંચ ફીટ પહોળો અને ૮–૯ ફીટ લાંબો હશે! ત્યાંથી એક શિક્ષાપત્રી વેચાતી લીધી, અને અમે અમારી ઓરડીએ પાછા આવ્યા. તે દિવસે મંદિરમાં બધાને અગિયારસ હતી, તેથી થાળ બધા અમારે માટે શાંતિલાલ લઇ આવ્યા હતા. જમીને તરતજ એક ગાડું તથા એકો ભાડે કરી સ્ટેશને જવા ઉપડયા. આ વખતે બધા એકામાં જ બેઠા હતા. સ્ટેશને આવીને અમારે બેસી રહેવું પડ્યું, કારણ કે ગાડીને આવવાને વાર હતી. ધોળી ટોપી ત્યાં પણ બધાને ભડકાવતી હતી. અસહકાર વિષે તથા ગાંધીજી વિષે તરેહ તરેહના સવાલો પૂછાતા હતા, અને જયંતિલાલ ઉત્તર આપતા હતા. અહિંથી અમારે મોરબી જવું હતું એટલે ત્યાંની ટિકીટ લઇ અમે ગાડી ઉપર ચઢયા.

વાંકાનેર જંકશને અમારે ગાડી બદલાવવી પડી.

મોરબી જવાની ગાડી કાંઈક નાની છે. પાસે એક કંપાર્ટમેન્ટ બંધ હતો. જયંતિલાલ પાસે ચાવી હતી તેથી તે વડે ડબો ઉઘાડી અમે અંદર પેઠા. ત્યાં એક મોરબીની ચટરી પાગડી-વાળો માણસ આવ્યો. તેણે કહ્યું "ઉતરી જાઓ, આ પોલિસનો ડબ્બો છે." અમે તો તરતજ ઉતરી પડયા અને બીજા બેઠા હતા ત્યાં જઈ બેઠા. ત્યાં પાછો, તે જ માણસ આવ્યો અને પૂછ્યું "ચાવી કોની પાસે છે?" મેં કહ્યું, "મારી પાસે નથી. હોય તો લઇ જા." એટલે તે અમને ડરાવવા એક સાંધાવાળાને તેડી આવ્યો અને કહ્યું, "આ ડબામાં કૂંચી છે માટે આ બંધ કરી દેજે". મેં કહ્યું, "બહુ સારૂં, ગર્દી ઓછી થશે." થોડી વારે તે પણ ચાલ્યો ગયો. અમારા ડબામાં ગર્દી સખ્ત હતી. સાંકડે મોકળે માંડમાંડ બેઠા અને ગાડી ઉપડી. સડકમાં કાંઈ લેવલ તો હતું જ નહિ. એક પાટો નિચો હતો અને એક ઉંચો હતો! કે પછી ડબો જ એવી ફેશનનો બનાવ્યો હોય! સાંજે છ એક વાગે અમે મોરબી સ્ટેશને ઉતર્યા. ત્યાં અમારાં નામ તથા કોને ત્યાં ઉતરવાના છીએ તે બધું લખી લીધું. જકાતવાળાને અમારી ટ્રંકો ઉઘાડીને બતાવી. ઉઘડાવી ખરી પણ અંદર કાંઈ જોયું નહિ! ત્યાંથી ટિકીટ લઈ અમે ટ્રામમાં બેઠા. મોરબી સ્ટેશનથી વવાણીયા સ્ટેશન (મોરબી ગામમાં સ્ટેશન છે) સુધી ટ્રામને એન્જીન જોડે છે. રસ્તામાં પૂલ, નદી વિગેરે દેખાવ ઘણો સુંદર દેખાય છે. મચ્છુ નદી ભરપૂર હતી. પૂલ ઉપર બન્ને બાજુએ બે ઘોડા તથા બે પાડાનાં પૂતળાં હતાં. વળી, એક ચોકમાં ત્યાંના હાલના ઠાકોરનું પૂતળું અને બીજા એક ચોકમાં મુંબઇના ગવર્નરનું પૂતળું છે. સડકને કાંઠે જ 'મણિ મંદિર'નું ભવ્ય મકાન બંધાય છે.

વવાણીયા સ્ટેશનથી જૂદી જૂદી જગ્યાએ મોરબીનાં ગામડાઓમાં ટ્રામ જાય છે. અહિંથી ગામ શરુ થાય છે. અહિંથી ટ્રામને બળદ જોડવામાં આવે છે અને ટ્રામ ગામમાં ધીમે ધીમે ચાલે છે. જેમ જેમ ઘર આવતાં જાય તેમ તેમ ઉતારૂઓ ઉતરી પડે છે. ગામમાં આ ટ્રામ ઉભી બજારે ચાલી જાય છે અને ઠેઠ દરબાર ગઢના ટાવર પાસે આવી ઉભી રહે છે. બજારનો દેખાવ પણ સુંદર છે. બધી દુકાનો એક જ જાતની અને ઉપર બધાને એક જ જાતની અગાશીઓ છે. ટ્રામને ગામમાં બળદ જોડે છે એ એક જાતની ઉતારુઓને સગવડ જ છે. કારણ એ એટલી ધીમી ચાલે છે કે જે જગ્યાએ ઉતરવું હોય ત્યાં ઉતરી પડાય અને ચડવું હોય ત્યાંથી ચડી શકાય! અમે પણ અમારે ઉતરવાના ખાંચા પાસે ઉતરી પડયા અને ગિરધરલાલને ઘેર ઉતર્યા. તેમના મોટા ભાઇ અમને સામા તેડવા આવ્યા હતા. અહિં અમને તો અમારા ઘર જેવું જ લાગ્યું. રાત્રે જમીને સૂઈ ગયા.

**તા. ૧૯–૪–૨૧**

સવારમાં ઉઠીને મચ્છુ નદીએ ન્હાવા ગયા. પાણી નદીમાં ઘણું જ છે, પણ બંધિયાર છે. કારણ કે આગળ બંધ બાંધેલો છે. અહિં રામ ઘાટ નામના ઘાટ બાંધેલ છે. અહિં ન્હાવાની સગવડ છે પરંતુ ધોવાની જોઇએ તેવી નથી. બધા તર્યા. મારે માટે તો તરવું નકામું હતું, એટલે મેં તો પગથીએ ગળા સુધીના પાણીમાં જઇને નાહી લીધું. ન્હાયા પછી અમારે પૂલ જોવા જવાનું હતું. લક્ષ્મણ, ટપુ પાસ લેવા ગયા હતા, પણ હજી પાછા આવ્યા ન હતા. એટલે અમે રાહ જોતા ઘેર જ બેઠા. ઘણી વાર થઈ પણ કોઇ પાછું આવ્યું જ

નહિ એટલે અમે જમવા બેઠા. ત્યાં તેઓ પાસ લઇને આવ્યા અને કહ્યું કે હમણાંને હમણાં જ પૂલ જોવા જવાનું છે. એટલે અમે ઉતાવળે જમી લીધું અને કપડાં પહેરી પૂલ જોવા માટે ગયા.

૩૨ જણને માટે આઠ આનાનો પાસ કઢાવવો પડે છે. આઠ આનાથી ઓછો તો પાસ નિકળતો જ નથી. પૂલ ઉપર જતાં પહેલાં દરબારગઢની પાસે થઇને લાકડાના પૂલ ઉપર થઇને ચાલવું પડે છે. તે લગભગ તૂટવા જેવો હવે થઇ ગયો છે. તે પૂલ ઉપર થઇને ઝુલતા પૂલ ઉપર અવાય છે. પૂલની આ તરફ હજુર બંગલો છે અને બીજી બાજુ પણ બંગલો તથા ઑફીસો છે. પૂલ ઘણો લાંબો છે. લગભગ ૩૦૦-૩૫૦ ફીટ લાંબો હશે. કામ ઘણું મજબુત છે પણ પાટીયાં હવે અડી ગયાં છે. ઉપર ચાલવામાં આપણા બોડ તળાવના પૂલ કરતાં ઘણી મજા આવે છે. પૂલ જ્યારે બરાબર હિલોળે ચઢે છે ત્યારે તો ઓરજ મજા ! બીજી તરફ અમે બધા ગયા. ત્યાંથી આગળ પછી જવાતું નથી, એટલે થોડી વાર બેસી અમે પાછા ફર્યાં. દરવાજા ઉપરના જમાદારને આશા હતી કે અમે તેને કાંઇક આપશું. પણ તે બિચારો નિરાશ થયો. તડકો સખત હતો તેથી અમે ત્યાંથી સીધા ઘેર જ આવ્યા.

બપોરે ત્રણ વાગે અમે ગામમાં નિકળ્યા. ગામ એક ખૂણે આવેલું છે, એટલે ત્યાં વેપાર બહુ નથી. બધાં ઘરો કાળા પત્થરના બાંધેલાં છે. ઘરો બધાં સારાં છે એ ઉપરથી અનુમાન કરી શકાય, કે એ ગામના લોકો સમૃદ્ધ હશે. ગામના

રસ્તાઓ પણ પહોળા છે અને બન્ને બાજુએ ચાલવા માટે પગથીઓ બાંધેલી છે. લક્ષ્મણ, રામજી, લાભશંકર વગેરેને ઘેર થોડો થોડો વખત બેઠા. એક જગ્યાએ રેશમની શાળ જોઇ અને પછી અમે મણિ મંદિર જોવા માટે ગયા. પણ ત્યાં ગયા પછી ખબર મળી કે ત્યાં બધો માલ ભરેલો હોવાથી રજા વગર જવાની મનાઇ છે. એટલે અમે તો આસપાસ ફરી બહારથી જોઇને જ મન મનાવ્યું. મકાન ઘણું મોટું છે —૧૮ વરસથી બંધાય છે. હજી પુરૂં થયું નથી. ઠાકોરની એક રખાત ગુજરી ગઇ હતી તેના સંભારણા માટે આ મકાન બંધાય છે.

ત્યાંથી અમે બધા બલુન જોવા માટે સ્ટેશન પાસે આવ્યા. બલૂન એક લાખ વીસ હજાર રૂપીઆની કિંમતનું હતું. એક વખત ઉડાડયા પછી હમણાં તો બિનઉપયોગી પડયું હતું. એ પક્ષીના આકારનું હતું અને દસ જણ બેસી શકે એમ બહારથી જોતાં લાગતું હતું. રાત્રે પાછા આવી વાળુ કરી સૂઇ ગયા.

તા. ૨૦–૪–૨૧

આજે કાંઇ જોવાનું બાકી નહોતું રહ્યું. સવારનો બધો વખત વાંચવામાં જ ગાળ્યો. બપોરે સોગટાં બાજી, ગંજીપો રમ્યા અને ચાર વાગે જમીને ટ્રામમાં બેઠા. રામજી, લક્ષ્મણ અને ટપુ અમારી સાથે આવ્યા હતા.

અહિંથી અમારે વાંકાનેર જવું હતું. મુરબ્બી પોપટભાઇનો ભલામણ પત્ર અમારી સાથે હતો તે લઇ સવારે જ છોટાલાલને ત્યાં મોકલ્યા હતા.તે વ્યવસ્થા કરી મોરબી સ્ટેશને અમને

મળ્યા. રાત્રે વાંકાનેર ઉતર્યા. ભાડુતી મોટર તૈયાર હતી તેમાં બેઠા. મુ. દેવશંકર ભાઈ ( દિવાન સાહેબ ) ને ત્યાં ઉતરવાનું હતું. મોરબીથી જમીને નિકળ્યા હોવાથી અહિં જમવાની જરૂર નહોતી. ઉતારો તેમના ઘરે જ હોવાથી અમે અમારા મરજી મુજબ બરાડા નહોતા પાડી શકતા. ગોંડળ પણ અમારી એવી જ સ્થિતિ થઇ હતી. બીજે દિવસે ચાર વાગ્યામાં જડેશ્વર જવાનું ઠરાવી સૂતા.

**તા. ૨૧-૪-૨૧**

રાત્રે બે વાગે જાગ્યા. ત્યાંના ચોકીદારને પૂછતાં તેણે ચાર વાગ્યનું કહ્યું એટલે અમે બધા ઉઠીને દાતણ કરવા બેઠા. ત્યાં હરિલાલ ઘડીઆળ લઇને આવ્યા ને જોયું તો બે વાગ્યા હતા ! અમે ચોકીદાર ઉપર ચીડાઇને વાક્પ્રહાર કરતા કરતા સૂઇ ગયા, અને સવારે પાંચ વાગે ઉઠયા. ન્હાવાનું જડેશ્વર જ રાખ્યું હતું. ભાતું લઈને અમે ઉપડયા. સડક સીધી હતી. વળી બન્ને બાજુએ ઝાડો વાવી દીધેલાં હતાં, એટલે તડકામાં છાંયડો મળતો. રસ્તામાં એક તળાવ આવે છે. તેમાં પાણી તો બહુ થોડું હતું. છપનીયાના દુકાળ વખતે તે તળાવ બંધાયું હતું. અમને એમ કહેવામાં આવ્યું હતું. કે જડેશ્વર ત્રણ ગાઉ દૂર છે. પણ અમે તો ચાલ્યા ચાલ કર્યું પણ ત્રણ ગાઉ તો પૂરા થાય જ નહિ. એક ગાઉ વધારે ચાલવું પડયું. સવારે આઠ વાગે અમે જડેશ્વર પહોંચ્યા. દૂધની સગવડ કરવા બાવાજીને કહ્યું અને નીચે કૂવા ઉપર ન્હાવા માટે ગયા.

જડેશ્વર એક ટેકરી ઉપર આવેલું છે. ત્યાં બાવાજી રહે

છે. ધર્મશાળા પણ સારી છે. બાવાજી ઢોરાં વગેરે રાખે છે. એક ઘોડાનો ટાંગો તથા શિગરામ પણ ત્યાં રહે છે. કૂવો ઘણો નીચો છે. પગથીયાં ઉતરીને એમાં નિચે જવાનું છે.

એ કૂવા ઉપર પંપ કે એવું કાંઈક યંત્ર છે! તે યંત્ર બે વિદ્યાર્થીઓ ફેરવવા માંડ્યા, ત્યાં વ્રજલાલ પહોંચ્યા. તેમને પણ ફેરવવાનું મન થયું, પણ ફેરવવાનું પૈડું ઉંચું હોવાથી હાથ પહોંચ્યો નહિ. પૈડું જરા ધીમું પડ્યું એટલે દાંતવાળાં બે ચકરો એક બીજામાં ફરતાં હતાં તે ઉપર હાથ મૂકી તેમણે ફેરવવા પ્રયત્ન કરવા માંડ્યા, ત્યાં તેમની આંગળીઓ તે ચક્રમાં આવી ગઈ, અને હાડકું ચુરાઇ ગયું. તેનો કડાકો બે વિદ્યાર્થીઓએ સાંભળ્યો એટલે 'શું થયું? શું થયું?' કરતા પાસે આવી પહોંચ્યા. નશીબજોગે તેમની બે જ આંગળીઓને ઈજા થઈ અને હાથ અંદરથી નીકળી ગયો. નહિ તો કદાચ આખા પોંચા સુધીનો હાથ પણ આવી જાત.

હાથ બહાર કાઢ્યા પછી તેમણે જોયું કે 'મારી આંગળી ચુરાઈ ગઈ' કે તરતજ ધ્રુસકે ધ્રુસકે રોવા માંડ્યા. મુ. ધુંસાલાલભાઈ પાસે જ હતા તે સાંત્વન કરવા માંડ્યા. પણ સખ્ત પીડામાં સાંત્વનથી શું થાય! 'મારી આંગળી સારી નહિ થાય' એ વિચારથી જ તેમને વધારે રોવું આવતું હતું. અમારી હોહા સાંભળીને બાવાજી પણ નિચે આવ્યા. ટેલિફોનની સગવડ તો એ દિવસ પહેલાંજ થઇ હતી, એટલે મોટર મગાવવા ટેલીફોન કર્યો. પણ મોટર ગામમાં તે વખતે નહોતી. સ્ટેશન ઉપર ગઈ હતી, એટલે આવી નહીં. આ તરફ વ્રજલાલ અધીરા થવા લાગ્યા. પીડા પણ વધવા

લાગી. એટલે તેમને અમે ઉપર મંદિરમાં લઇ ગયા અને ત્યાંનો ટાંગો જોડાવ્યો. અમારૂં ન્હાવું અને જોવું તો સુકાઇ ગયું. બધા ગભરાઇ ગયા હતા. હું અને મુ. ખુશાલલાલભાઈ વ્રજલાલને લઈને ટપ્પામાં બેઠા. સડકમાં રોડાં આવવાથી ટપ્પો ઉંચો નીચો થતો હતો એટલે હાથને હડસેલો લાગતો હતો અને પીડામાં વધારો થતો હતો. પણ વ્રજલાલે આખો રસ્તો રોયા વગર ધીરજથી પસાર કર્યો. આંગળીમાંથી લોહી તો પડે જ જતું હતું. મારૂં ધોતીયું તો લોહીથી તરબોળ થઈ ગયું. રર [illegible] વાંકાનેરથી અધો ગાઉ દુર મોટર અમને સામી મળી. પણ અર્ધા ગાઉ માટે અમે મોટરમાં નહિ બેસતાં પાછી વાળી. દિવાસ સાહેબને ઘેર ગયા. ત્યાં તેમના પુત્ર શાંતિભાઈ પણ તે સાથે આવ્યા અને અમે મોટરમાં દવાખાને ગયા.

દવાખાનામાં ડોકટર તો સખ્ત માંદા હતા. એક કંપાઉન્ડર હતા. તેમણે આંગળી જોઈ, અને કાપી નાખવાની સલાહ આપી. અમે વિચાર કર્યો કે તેમના પિતાશ્રીને પૂછીને જ કપાવવી એટલે અમે ફક્ત પાટો બાંધવા જ કહ્યું. તે પ્રમાણે પાટો બાંધ્યા. તેમના પિતાશ્રીને લિંબડી તાર કર્યો. [ અને તે જ ગોઝલમાં મુ. ખુશાલલાલભાઇ તેમને તેડીને લીંબડી ગયા. તેમના પિતાશ્રી કદી ઘેર રહેતા નથી, પણ તે દિવસ સારા નસીબે ઘેર જ હતા. તેમને તાર પહોંચ્યો એટલે તે પણ ત્યાંથી રવાના થયા. વઢવાણ ભેગા થયા, એટલે ત્યાંના દવાખાનામાં લઈ ગયા અને ઓપરેશન કરાવ્યું. વચલી આંગળી તદ્દન મૂળમાંથી કાપવી પડી અને બીજી આંગળી અડધી કાપી નાખી. ]

બીજા વિદ્યાર્થીઓ તો જડેશ્વરથી ચાલતા ચાલતા આવ્યા. રસ્તામાં ટપુને લબરકી જેવું થઈ ગયું, પણ પાણી છાંટીને તેમને માંડમાંડ ઘરભેગા કર્યા. ઉતારે આવીને નાહ્યા. કેટલાક તો ન્હાયા વગર જમવા બેઠા. જમવામાં મિષ્ટાન્ન હતું પણ અમને કોઇને પણ બહુ ભાવ્યું નહિ.

મુ. નાનાભાઇનો તે જ દિવસે કાગળ આવ્યો કે 'વિદ્યાર્થી મહાસભા તા. ૨૩-૨૪ ને બદલે તા. ૨૬-૨૭ છે, તમે ગોંડલ અને જામનગર ફેરવી લ્યો!' બન્ને જગાએ ઉતરવાનાં સરનામાં લખ્યાં હતાં.

અમારામાના ઘણાનો વિચાર હવે આગળ મુસાફરી નહિં કરતાં પાછા પોત પોતાને ગામ જવાનો હતો. પણ મન મનાવીને અમારી મુસાફરી પડી નહિ ભંગાવતાં આગળ તો જવું જ એવા નિશ્ચય ઉપર આવ્યા. બન્ને ઠેકાણે જવાય એટલો બધો તો વખત નહોતો જ એટલે ગોંડળ જવાનું ઠરાવ્યું અને દિવાન સાહેબ-પટવારીને તાર કર્યો કે અમે આવતા કાલે આવીએ છીએ.

સાંજે ગામ જોવા ગયા. લાયબ્રેરી, ટાવર જોયું. મસીદમાં બે ઉંચા મિનારા છે તેના ઉપર પણ ચડયા. ગામ બહુ મોટું નથી પણ મોરબી કરતાં વેપાર કાંઇક વધારે હશે. બજાર મોરબીની બજાર જેવી જ લગભગ છે. ત્યાં મશીનથી ચાલતી લોઢાની ઘાણી જોઈ. એનું તેલ બહુ સારું નથી હોતું.

ગામમાં આશરે પાંચસો શાળા છે, એમ પૂછતાં જણાયું હતું. સાંજ પડી ગઈ હતી તેથી અમે જોઈ શકયા નહિ. બીજું કાંઇ જોવાનું તો નહોતું. ગામમાં આંટાં માર્યાં અને પાછા આવ્યા,

ત્યાં એક બોર્ડિંગ છે એમ ખબર પડી તેથી તે જોવા ગયા. વાંકાનેરના જે માણસો આફ્રિકામાં રહે છે તેમણે ફંડ કરીને આ બોર્ડિંગ સ્થાપી છે. એકંદરે વ્યવસ્થા ઠીક છે. દરેક જાતના વિદ્યાર્થીઓ અહિં રહી શકે છે. ત્યાં બધું રહેવાનું વગેરે જોયું. ગૃહપતિ સાથે વાતચીત કરી ફર્યા.

જમવા માટે અમારી રાહ જ જોતા હતા. એટલે હાથ પગ ધોઈ જમી લીધું.

તા. ૨૨-૪-૨૧

સવારે મચ્છુ નદીએ ન્હાવા ગયા. પાણી તો બહુ જ ઓછું હતું પણ ચોખ્ખું હતું. અમારાં કપડાં ધોયાં અને સારી રીતે ન્હાયા. ન્હાઈને ટેકરીપર કાળકા માતાનાં દર્શન કરવા ગયા. ટેકરી ઠીક ઉંચી છે. ઝાડ બહુ નથી, પણ તોયે સવારમાં દેખાવ ઘણો રમણીય લાગે છે. આખું ગામ અહિંથી દેખાય છે. ઉપરથી ગામ સુંદર લાગે છે. ગામમાં ઝાડો ઠીક ઠીક છે. મચ્છુ નદી ગામની ચારે બાજુ ફરી વળી છે. ટેકરીની નીચે જ સાજ સાહેબનો બંગલો છે. ત્યાં પણ ઝાડ કે વાડી નથી. મંદિરની પછવાડે થોડી વાર બેઠા, ગાયનો ગાયાં, અને તે જ ટેકરી ઉપર થોડે છેડે નવું ટાવર બંધાય છે તે જોવા ગયા, અને પછી તે તરફથી ઉતરી ગયા. બંગલામાં સિંહ અને વાઘ રાખ્યા છે તે છેટેથી જ જોયા અને ગામમાં પાછા આવ્યા.

બપોરમાં મેઇલમાં અમારે ગોંડળ જવું હતું એટલે જમીને બધા ગાંસડા પોટલાં બાંધવા લાગ્યા. મોટરવાળાને લઈ જવા માટે કહ્યું હતું એટલે ત્રણ વાગે અમે દિવાન

સાહેબની રજા લઇ ઉપડયા. પૂ૦ મહાત્માશ્રી રાજકોટ અમારી જ ટ્રેનમાં જતા હતા, તેમને માટે દિવાન સાહેબે બશેર દૂધ અને એક તરબૂચ મોકલાવ્યું. મુ. ધુંસાલાલભાઇ પણ અમારી જ ટ્રેનમાં વઢવાણથી અમારી સાથે આવવા માટે નીકળ્યા.

પૂ. મહાત્માશ્રીનાં દર્શન કર્યાં. તરબૂચ તેમણે રાખ્યું અને દૂધ અમને પાછું આપ્યું, એટલે અમે પી ગયા. ગર્દી ઘણી હતી એટલે સામાન એ ડબ્બામાં ચડાવી અમે ગમે ત્યાં જૂદા જૂદા ચડી ગયા.

ટ્રેઇનમાંથી ગોંડળ સ્ટેશને ઉતર્યા ત્યાં ડાહ્યાલાલના કળશો તથા પોટકું ગુમ! તે ન જ જડયાં! કોઇક ઉપાડી ગયું. એટલે તેમને પણ એ નુકશાન થયું.

સામા દિવાન સાહેબના કલાર્ક તેડવા આવ્યા હતા. તેમની સાથે ઉતારે ગયા. અહિં પણ તેમને ઘેર જ ઉતરવાનું હતું. દિવાન સાહેબ ઘેર ન હતા. તેમના નાના પુત્ર ગોપાળદાસ હતા. તેમને મળ્યા. વીરસુત પણ અમને ત્યાં તેમને ઘેર જ મળ્યા. તેમના પિતાશ્રી ત્યાં સંગીત શીખવે છે. વીરસુત ત્યાંના જાણીતા હતા એટલે બહુ અડચણ ન આવી. જમવાનું તૈયારજ હતું એટલે જમી લીધું અને સૂઇ ગયા.

**તા. ૨૩-૪-૨૧**

બીજે દિવસે સવારમાં ન્હાવા માટે નદીએ ગયા. આશાપુરા માતા પાસેના બાગમાં ન્હાયા, ધોયું અને માતાનાં દર્શન કર્યાં. યજ્ઞની શરુઆત આજે થતી હતી. બ્રાહ્મણો ઘણા ભેગા થયા હતા. વધારે વખત અમારે નહિ હોવાથી થોડું ઘણું જોઇને અડધાક ગાઉ દૂર તળાવ જોવા ગયા.

તળાવમાં પાણી તો થોડુંક જ હતું. બાંધકામ ઠીક હતું. નવું કામ ચાલતું હતું એ જોઇને અમે બીજે રસ્તે ગામ તરફ નીકળ્યા.

નિરાશ્રિત ગૃહ જોયું. તેમાં બહેરાં, મુંગાં, વગેરેને રાખે છે અને કામે લગાડે છે. કાંતવાનું વણવાનું વગેરે કામ ચાલે છે. રેશમનું પણ કામ ચાલે છે, પણ કામ ચાલતું અમે જોયું નથી. રહેવા ખાવા વગેરેની સગવડ સારી છે. થોડે છેટે બાળાશ્રમ પણ છે. આ બધું જોઇને મોડું થઇ ગયું હોવાથી ઉતારે પાછા આવ્યા.

બપોરે ગામમાં ફરવા નીકળ્યા. પાસેજ હુન્નર શાળા છે. અહિં માટીનું કામ અને ચિત્રકામ ઘણું સુંદર થાય છે. ઘણા નમુનાઓ બનાવેલા જોયા. કાઠિયાવાડ દેશી પ્રદર્શન માટે અહિંથી થોડી ચીજો લઇ ગયા હતા. એકંદર કામ સારૂં કરે છે.

ગરાશીયા ઇન્સ્ટીટયૂટ જોયું. મકાન ઘણું સારું છે. અંદર ગરાશીયા જ એકલા છે એવું નથી. દરેક કોમના વિદ્યાર્થી દાખલ થઇ શકે છે. પણ ગરાશીયાની ફી ઓછી છે. અને બીજાની ફી વધારે છે. ભણવાનું પણ ત્યાંજ છે. રજા વગર વિદ્યાર્થી બહાર જઇ શકતો નથી. રહેવાને માટે લાંબા ઓરડા છે. દરેક ઓરડાની પાસે એક નાનો ઓરડો ગૃહપતિને રહેવા-સૂવા માટે હોય છે. બધું રહેવાનું અપ-ટુ-ડેટ ફેશનનું છે. જમવા માટે ટેબલ નથી એટલી ખામી છે. બધા પાટલા ઉપરજ જમવા બેસે છે. ગૃહપતિઓ વિદ્યાર્થીઓના ચારિત્ર ઉપર ઓછું ધ્યાન આપે છે. રસોડાં મુસલમાન, બ્રાહ્મણ વગેરેને માટે જૂદાં જૂદાં છે.

ત્યાંથી પછી લાયબ્રેરી અને ટાવર જોયું. લાયબ્રેરી સારી છે. વાંચવા પણ ઘણાં માણસો આવે છે. ગામમાં ફર્યા. ગામ બહુ મોટું નથી પણ પ્રમાણમાં સ્વચ્છ છે. ગંદકી બહુ જ ઓછી છે. ત્યાંથી કૈલાસ બાગ જોવા ગયા. કહે છે કે આ બાગ સારામાં સારો છે. ઠેકાણે ઠેકાણે હિંચકા પણ બાંધ્યા છે. અમે બધા ધરાઈને હીંચક્યા. મેંદીની ભૂલ-ભૂલવણીમાં ફર્યા. પણ હવે મેંદી બહુ પાતળી થઈ ગઈ છે, તેથી અંદર બધે રસ્તા પાડી દીધા છે. આ બધું જોઈ અમે મકાને પાછા આવ્યા. ગામ બતાવવા એક માણસ અમારી સાથે આવ્યો હતો. તે બહુ મશ્કરો તથા ગમતી હતો. રસ્તામાં બહુ ગમત કરાવતો હતો. અમને હજી પણ સાંભરે છે.

તા. ૨૪–૪–૨૧

આજે કાંઈ પણ જોવાનું બાકી ન હતું. સવારમાં ગઈ કાલની જગાએ જ ન્હાવા ગયા. પાસે એક ન્હાવાનો કુંડ હાથ આવી ગયો. તેથી જેમને તરતાં આવડતું હતું તે ન્હાયા. ન્હાઈને પાછા આવી જમ્યા. તે જ દિવસે દિવાન સાહેબના મોટા દીકરા જાત્રાએ ગયા હતા તે પાછા આવ્યા તેમને મળ્યા.

બપોરે ત્યાંથી રજા લઈ અમે સ્ટેશને આવ્યા. ગાડી સવા કલાક મોડી હતી એટલે સ્ટેશન ઉપર બેસી રહેવું પડયું. છોટાલાલને સહેજ તાવ આવી ગયો. સ્ટેશન ઉપર સ્પર્શાસ્પર્શની ચર્ચા બે માણસો વચ્ચે ચાલતી હતી ત્યાં ઘણાં માણસો ભેગાં થઈ ગયાં. અમે પણ તે સાંભળવા બેઠ્યા.

સાંજે અમે રાજકોટ પરા સ્ટેશને ઊતર્યા. મુ. ખુશાલાલ-ભાઈના એક સગા કુંડલે બીમાર હતા એટલે તેઓ તો સીધા કુંડલે જ ગયા. સ્ટેશન ઉપર સ્વયંસેવકો બધાને લેવા માટે ફરતા હતા. તેમને પૂછતાં મુ. નાનાભાઈ તથા મુ. ગિજુભાઈ આવી ગયા છે એમ સાંભળ્યું. અમારી જ ગાડીમાં ગોંડળથી ઘણા વિદ્યાર્થીઓ ઊતર્યા હતા. અમે બધા વંદે માતરમ્‌ની ગર્જનાઓ કરતા ઉતારે ગયા. મુ. નાનાભાઈ તથા મુ. ગિજુભાઈ અમને ત્યાં જ મળ્યા.

અમારે જમવું હતું એટલે જમવાના પાસ કઢાવી સામે રાજકીય પરિષદને રસોડે જમવા માટે ગયા. ત્યાં બ્રાહ્મણો અને બ્રાહ્મણેતર માટે રસોડાં જુદાં જુદાં હતાં. રાત્રે દાળભાત જ ખાવાનાં હતાં. જો કોઈ ઝગડો કરે તો તેને વળી પુરીઓ ને ઘી મળતું. નહિ તો એમને એમ ચલાવી-લેવું પડતું. જમીને પાછા આવ્યા. રસોડે સ્વચ્છતાની કાંઈ વાત જ પૂછવી નહિ! રસોડાં જુદાં ખરાં પણ બધું ઠીક! અમારો ઉતારો સદરમાં વસન્તભુવન–જ્યાં હાલ રાષ્ટ્રીય શાળા છે–ત્યાં હતો અને પરિષદ્ પરામાં હતી–સદરમાં ભરવાની મનાઈ હતી.

મુ. નાનાભાઈ વગેરે ઔદિચ્ય ભવનમાં રહેવા જવાના હતા. શામજીને ઠીક નહિ હોવાથી તે મુ. નાનાભાઈની સાથેજ ત્યાં સૂવા ગયા. હું પણ ત્યાં સૂવા ગયો, કારણ વસન્ત ભુવનમાં ઘોંઘાટમાં મને સુવું ફાવશે નહિ એમ લાગ્યું. વળી પવન પણ ઔદિચ્ય ભવનમાં ઘણો સારો હતો, જેથી સૂવાની બહુ જ મજા હતી. અમે બધા બારણે જ પથારીઓ નાખી સૂતા.

તા. ૨૫–૪–૨૧

સવારમાં વહેલા ઉઠયા. શામજીને મોરબી જવું પડયું એટલે તે સવારમાં વહેલા ઉઠીને ગયા. ઔદિચ્ય ભવનમાં કૂવો ગળાતો હોવાથી ત્યાં પાણીની સગવડ નહોતી એટલે પાસેની જ લોહાણા બોર્ડિંગના કૂવે ન્હાવા ગયા.

રાજકીય પરિષદના પ્રમુખ બહાદુર વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ તથા વિદ્યાર્થી મહાસભાના પ્રમુખ આચાર્ય કૃપલાણીજી સવારની ગાડીમાં આવવાના હતા એટલે અમે બધા સીટી સ્ટેશને સરઘસમાં જવા માટે ઉપડયા. રસ્તામાં બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજ જોઇ લીધી.

સ્ટેશને ઘણાં માણસો આવ્યાં હતાં. ગાડી આવી. બન્ને પ્રમુખશ્રી ઉતર્યા. વંદેમાતરમના અવાજથી આખું સ્ટેશન ગાજી રહ્યું હતું. વિઠ્ઠલભાઇ સેકન્ડ કલાસમાં બેઠા હતા. પણ કૃપલાણીજી તો ત્રીજા વર્ગમાં જ બેઠા હતા, સરઘસમાંથી પણ તેઓ પોતાની મોટર ચુપચાપ સીધી ઉતારે જ હંકાવી ગયા.

બધા સ્ટેશનની બહાર માંડમાંડ નીકળ્યા. સરઘસ ઘણું જ અવ્યવસ્થિત હતું. પ્રમુખ વગેરે એક રસ્તે જતા હોય ત્યારે સ્વયંસેવકોનું ટોળું બીજે જ રસ્તે ચાલતું હતું. અમારે કયે રસ્તે જવું તેની ગમ પડતી નહોતી. અમે સરઘસથી થોડા છૂટા પડયા ત્યાં તો સરઘસ કયાંયે નજર બહાર થઇ ગયું—અમે તો તેને મળી શકયા જ નહિ? ગામમાં મુ. નાનાભાઇ તથા બીજા વિદ્યાર્થીઓનો ભેટો થયો. બે જણ તો અહિંથી જ છૂટા પડી અમને જણાવ્યા વગર ઉતારે પહોંચી ગયા.

## પરિષદ્ પર્યટન

અત્યારે ઠાકોર સાહેબ લાખાજીરાજને હાથે દેશી પ્રદર્શન ખુલ્લું મૂકાવાનું હતું, એટલે અમે બધા ઉતારે ગએલાઓને પડતા મૂકીને પરિષદ્‌ના મંડપમાં આવ્યા. અમારી પાસે ટિકીટો નહોતી, પણ મુ. નાનાભાઇને લીધે અંદર ઘુસી ગયાં. પ્રદર્શન ખુલ્લું મૂકવાનું કામ રીતસર શાંતિથી પૂરૂં થયું. પ્રમુખે ( ઠાકોર સાહેબે ) ઠીક ભાષણ આપ્યું.

ત્યાંથી અમે બારેક વાગે ઉતારે પાછા આવ્યા. બધાના જમવાના પાસ હતા એટલે અમે, બેજણ જેઓ છૂટા પડયા હતા તેમની રાહ જોતા બેઠા. તેમને મૂકીને અમારે જમવા કેમ જવું ? પણ તેઓ તો એમને જ મૂકીને અમારી પહેલાં જમવા પહોંચી ગયા હતા તેની અમને શું ખબર ! ઘણી રાહ જોઈ, પણ પત્તો લાગ્યો નહિ. આખરે કંટાળીને તથા ભૂખ સખત લાગી હતી તેથી એક વાગે અમે જમવા ગયા, ત્યાં બન્ને જણ અમને મળ્યા. જમવામાં કાચી સુખડી હતી તે ખાઈ અમે પેટ ભર્યું.

બપોરે કનૈયાલાલને ત્યાં મળવા ગયા. પાણી પીધું અને ચાર વાગે રાજકીય પરિષદ્ મળવાની હતી એટલે અમે ત્યાં ગયા.

ચાર વાગ્યાથી ત્યાં જઇને બેસી રહ્યા, પણ કામ કરનારાઓમાં ફાટફુટ પડી હતી એટલે વખતસર પરિષદ્ ભરાઈ નહિ. સાડાપાંચ વાગે પ્રમુખશ્રી ટંટો પતાવીને આવ્યા. ભાષણો શરૂ થયાં. પણ અમે 'પ્રેક્ષક'ની જગાએ એટલે ઘણે દૂર બેઠા હતા—અને ઘોંઘાટ તો ઘણો હતો, એટલે અમે કાંઇ સાંભળી નહોતા શકતા, એથી ચાલ્યા જવાનો વિચાર

કર્યો. ત્યાં પ્રમુખ ભાષણ કરવા ઊભા થયા. તાળીઓના ગડ-ગડાટથી આખો મંડપ ગાજી ઉઠ્યો ! ભાષણ શરૂ થયું. એમનો અવાજ બુલંદ હોવાથી આખા મંડપમાં સંભળાતો હતો. પ્રમુખનું ભાષણ ઘણું મોટું હતું એટલે ત્રણ જણે વાંચીને પૂરું કર્યું. વિષય નિર્ણાયક સમિતિ નીમીને તે દિવસની સભા બંધ થઇ

તા. ૨૯-૪-૨૧

સવારમાં ઉઠીને ન્હાઇ ધોઇ પ્રદર્શન જોવા માટે અમે નીકળ્યા, ત્યાં એવી અફવા સાંભળી કે આચાર્ય ગિદવાણીજી આવે છે, એટલે અમે પાછા આજે પણ સીટી સ્ટેશને ગયા. તો ગાડી ત્રણ કલાક મોડી હતી એટલે અમે તો પાછા ફર્યા; અને પ્રદર્શનમાં આવ્યા. જોયું તો બધાં માણસો બહાર આંટા મારતાં હતાં અને પ્રદર્શનનાં બારણાં બંધ ! તપાસ કરતાં જણાવ્યું કે સ્વયંસેવકોએ હડતાલ પાડી છે! રાજકીય પરિષદ્ અને પ્રદર્શનના સ્વયંસેવકો એક જ ગણાય છે, છતાં રાજકીય પરિષદમાં પ્રદર્શનના સ્વયંસેવકોને ટિકીટ વગર પેસવા દેવાની ના પાડવામાં આવી, એટલે એનો નીવેડો ન આવે ત્યાંસુધી પ્રદર્શન બંધ રાખવામાં આવ્યું હતું. ઘણો વખત અમે બેઠા પણ ઉઘડવાનાં કાંઇ ચિહ્ન જણાયાં નહિ એટલે થાકીને બહાર શાળ વગેરે જોઇ પાછા વળ્યા.

સવારની ગાડીમાં ગિદવાણીજી તો આવ્યા નહિ પણ વિઠ્ઠલભાઇના ભાઇ વલ્લભભાઇ આવ્યા.

બપોરે દોઢ વાગે વિદ્યાર્થી મહાસભા હતી એટલે જમીને અમે ત્યાં આવ્યા. ફોર્મ ભર્યા વગર અમને મુ. ડાહ્યાલાલભાઇ

મારફત પ્રતિનિધિના ટિકિટો મળી ગઈ હતી. બરાબર દોઢ વાગે આચાર્ય કૃપલાણીજી આવ્યા, અને કામ શરુ થયું. સંગીત વગેરે થયું, સ્વાગતમંડળના પ્રમુખનું ભાષણ થયું. પ્રમુખ ભાષણ કરવા ઉભા થયા ત્યાં તો આખો મંડપ તાળીઓના ગગડાટથી ગાજી ઉઠ્યો. વ્યાસ પીઠ સુધી પહોંચ્યા ત્યાં સુધી તાળીઓ ચાલુ રહી. માણસો લગભગ ૪–૫ હજાર હશે. પ્રમુખ ગુજરાતી જાણતા ન હતા અને અંગ્રેજીમાં ભાષણ કરવું યોગ્ય નહિ જણાયાથી તેમણે પોતાનું ભાષણ હિંદીમાં જ આપ્યું. ભાષણ કરવાની એમની છટા એવી સરસ હતી કે ગમે તે આકર્ષાયા વગર રહે જ નહિ. આખા ભાષણ દરમ્યાન સભામાં સંપૂર્ણ શાંતિ જળવાઈ રહી હતી. લગભગ ૩।।–૩।।। વાગે ભાષણ પૂરૂં થયું અને મણિલાલ કોઠારી ભાષણ કરવા ઉભા થયા. પરંતુ મનસુખભાઈએ તેમને ભાષણ કરવાની ના પાડી અને પોતે ભાષણ કરવા ઉભા થયા. સભામાં ઘણી જ અશાંતિ, અવ્યવસ્થા અને ઘોંઘાટ ફેલાઈ રહ્યાં. મનસુખભાઈને બધા સમજાવવા લાગ્યા પણ તે સમજ્યા નહિ. એટલે પ્રમુખ કૃપલાણીજીનો મીજાજ ગયો. તેમણે પૂછ્યું,

'કોણ ભાષણ કરવા ઉભું થયું છે?'

'રાજકીય પરિષદના મંત્રી મનસુખભાઈ.'

'કોની રજાથી ઉભા થયા છે? તેને કહી દો કે ઉતરી જાય. નહિં તો હું મારા સ્વયંસેવકોને મોકલીને નીચે ઉતારી મૂકીશ. અત્યારે આ મંડપનો હું ધણી છું.'

મનસુખભાઈને વીલે મોઢે ઉતરવું પડ્યું અને સભા પૂરી થઈ.

ચાર વાગે અહિંજ વણકર પરિષદ્ હતી અને એના પ્રમુખ આશ્રમમાંથી મગનભાઈ ગાંધીને બોલાવ્યા હતા. પરંતુ વણકરો બહુ આવેલા જોયા નહિ. પરિષદ્ જેવી રીતસર પરિષદ્ પણ ન થઈ. પહેલાં આશ્રમના વિદ્યાર્થીઓએ કાંતતાં કાંતતાં એક સુંદર ગીત ગાયું. ત્યાર પછી મગનભાઈ ભાષણ કરવા ઉભા થયા. ભાષણ ઘણું સારૂં હતું. સભામાં શાંતિ સંપૂર્ણ હતી. ભાષણને છેવટે તેમણે આંધ્રનો એક કાંતેલો તથા વણેલો ધોતીજોટો બતાવ્યો. ઘણું જ ઝીણું સૂતર હતું ઢાકાનું ઝીણું મલમલ પહેલાં કેવું થતું હશે તેનો ખ્યાલ આ જોવાથી આવી શકે. ભાષણ સમાપ્ત થયા પછી અહિંજ અમને જણાવવામાં આવ્યું કે સાંજે રાષ્ટ્રીય મેદાનમાં વલ્લભભાઇ એક ભાષણ આપશે.

બધા રાષ્ટ્રીય મેદાનમાં ગયા. માણસો લગભગ દસ હજાર જેટલાં હશે. ભાષણે સહુનાં મન હરી લીધાં અને વિલાયતી માલનો—ખાસ કરી ટોપીઓનો હોમ થયો.

આજે સવારમાં રાજકીય પરિષદ્ મળવાની હતી, પણ તડાંને લીધે મળી શકી નહિ. સાંજે ફક્ત પ્રતિનિધિઓ બધા મંડપમાં ભેગા થયા હતા.

તા. ૨૭—૪—૨૧

આજ સવારમાં ટિકીટો લઈ અમે પ્રદર્શન જોઇ આવ્યા. પ્રદર્શન એકંદરે સારૂં હતું. ઘણી જાતના નમુના હતા. રેંટીયાના નમુનાઓ, કાપડના નમુનાઓ, બીજા કાચના, માટીના વગેરે સારા સારા નમુનાઓ એકઠા કર્યા હતા. ખેતીના નમુના બહુ નહોતા.

પ્રદર્શન ત્રણ જાતનું હતું–વણાટ, હુન્નર આરોગ્ય, અને ખેતી. આરોગ્યના પ્રદર્શનમાં આરોગ્ય જાળવવાના નિયમો ટાંગેલા હતા અને બીજા નમુનાઓ હતા. ખેતીમાં વિલાયતી હળનાં જેવાં દેશી લોઢાનાં હળો હતાં. બાકી તો જુદી જુદી જાતની શાળો હતી. એક જણે લાકડાનો પાણી ખેંચવાનો પંપ બનાવ્યો હતો તે પણ હતો. થોડાં ઢોરો હતાં.

આ બધું જોઈ અમે રાજકીય પરિષદમાં ગયા. ઠરાવો પસાર થતા હતા. બાર વાગ્યા છતાં પરિષદ્ પૂરી થઈ નહિ. અમારે તો પાછું દોઢ વાગે વિદ્યાર્થી મહાસભામાં આવવાનું હતું અને બહુ સારૂં સંભળાતું પણ નહતું એટલે અમે ઉઠયા.

જમીને પરભાર્યાં મંડપમાં જ પાછા આવ્યા. વખત થઈ ગયો હતો પણ કોઈ આવ્યું નહોતું. પ્રમુખ તો બરાબર દોઢ વાગે હાજર થઈ ગયા. હજી કોઈ મંત્રીઓ કે પૂરતા સ્વયંસેવકો આવ્યા નહોતા. અર્ધો પોણો કલાક બેઠા પછી સભાનું કામ શરુ થયું. આજે તો ઠરાવો જ પસાર થવાના હતા. છ ઠરાવ પસાર કર્યા–રાષ્ટ્રીય કેળવણી આપવી, સ્વદેશી વ્રત લેવું વગેરે. છેલ્લો ઠરાવ અંત્યજોનો હતો. બધા ઠરાવ સર્વાનુમતે પસાર થયા ફક્ત અંત્યજોનો ઠરાવ બહુ મતિએ પસાર થયો. સ્વદેશીનો ઠરાવ એક સ્ત્રીએ મૂકયો હતો અને બીજી બે સ્ત્રીઓએ પણ સ્વદેશી પહેરવાનાં વ્રત લીધાં હતાં. વલ્લભભાઇના દીકરાએ વિલાયતી ટોપીઓનો હોમ કરવાનું કહ્યું, પણ બહુ ટોપીઓ ભેગી થઇ નહિ. શીઘ્રકવિ ભોગીલાલે બનતું કર્યું પણ તેમનું કાંઇ ફાવ્યું નહિ. છેવટે વલ્લભભાઇ ભાષણ કરવા ઉઠયા. તેમણે એટલુંજ કહ્યું " આ ઠરાવો કરીને તમે સ્ટેટોને સગવડ કરી આપવા કહો એ તો પત્થર ઉપર

પાણી છે. જો તમને રાષ્ટ્રીય કેળવણીની જરૂર જણાતી હોય તો અત્યારે જે સગવડ છે તેનો લાભ તરતજ લઇ લ્યો. બીજું તમે જે ભાષણ કરવા ઉભા થાય છે તેને તાળીઓથી બહુ ગભરાવી નાખો છો. તાળીઓ પાડવી એ તો બાયલાંનું કામ છે. બીજું એક બીજાની મોંશરમ કાર્યકર્તાઓ બહુ રાખે છે. એક જણને માઠું લાગે એટલે એને રાખો એ પ્રમાણે કરીને તમે તમારાં મંડળો બહુ વધારી દીધાં છે."

ત્યાર પછી છેલ્લું ભાષણ આપવા કૃપલાણીજી ઉભા થયા. તેમણે પણ પહેલો મુદ્દો તો વલ્લભભાઇએ જે કહ્યો હતો તે જ જણાવ્યો, અને શાળા કૉલેજ છોડવાની ભલામણ કરી. બનારસમાં તેમણે પહેલાં રાષ્ટ્રીય શાળા કઇ રીતે શરુ કરી તે બહુ જુસ્સાદાર શબ્દોમાં કહી સંભળાવ્યું. આજનું ભાષણ ગઇ કાલના ભાષણ કરતાં ઘણું સરસ હતું. એક તો એમનો દેખાવ જ પ્રભાવ પાડે એવો હતો; તેમનામાં કાંઇક એવું તેજ હતું કે દરેકનાં મન તેમની તરફ આકર્ષાતાં હતાં, અને વળી તેમનો જુસ્સો અવર્ણનીય હતો. એટલે તેમનું ભાષણ સારું થાય એમાં શક જ નહિ. મને જો કોઇનું ભાષણ ગમ્યું હોય તો તે તેમનુંજ.

પ્રમુખનો આભાર માનવાનો ઠરાવ પસાર થયો અને વિદ્યાર્થી મહાસભા ખતમ થઇ.

આ મહાસભા ભરવાનું બે મહિના પહેલાં જ નક્કી કર્યું હતું. તેમાં શું શું કરવું એ તો કાંઇજ નક્કી નહોતું. કઇ રીતે કામ કરવું એ પણ નક્કી નહોતું. એ તો ચારે તરફ પરિષદોનો પવન વાયો છે અને કાઠિયાવાડે પણ પરિષદ ભરી. ઉભડક

ઉભડક બધી તૈયારી કરીને  સભા ભરી લીધી  એટલે તેમાં વ્યવસ્થા પણ એવી જ હતી. વળી સભાએ કાંઇ અગત્યનું એવું તો કોઈ કામ કર્યું નથી. સભાનું કાર્ય ચલાવવા માટે નથી કાયમી મંડળ કે નથી સભાનું બંધારણ તૈયાર કરેલ! ઠરાવો પસાર કર્યા પણ તે બહુ મહત્ત્વના ન જ ગણી શકાય. હતી વિદ્યાર્થી મહાસભા પણ તેમાં વિદ્યાર્થીઓનો ભાગ તો નહિ જેવો જ હતો. બધા કામ કરનાર મોટા મોટા અને વિદ્યાર્થી સિવાયના જ મોટે ભાગે હતા. સ્વયંસેવકો પણ જેવા જોઇએ તેવા ન હતા. એટલું ખરૂં કે રાજકીય પરિષદના સ્વયંસેવકો કરતાં તો સારા હતા જ. રાજકીય પરિષદ કરતાં વ્યવસ્થા પણ સારી રાખી હતી. અસ્તુ.

સાંજે રાષ્ટ્રીય મેદાનમાં પ્રૉફેસર સ્વામીનારાયણે સ્વદેશી વિષે સારું ભાષણ કર્યું. સાંભળવા ઘણાં માણસો ભેગાં થયાં હતાં. હસાવવાની કળા તેમનામાં સારી હતી, તેમ જ લોકસમૂહને સમજાવવાની તેમની શૈલિ ઉત્તમ હતી. તેમણે બે ત્રણ ભાષણો ખેડુતોને ભેગા કરી તેમને પણ આપ્યાં હતાં.

સાંજે હંટર મેઇલ ટ્રેઇનીંગ કૉલેજ જોઇ આવ્યા. સવારમાં જ્યુબિલિ પણ જોઇ લીધી હતી. જ્યુબિલિના પ્રદર્શન પણ ઠીક છે.

રાત્રે આઠ વાગે પાછી રાજકીય પરિષદ્ ભરાઇ. બાકી રહેલા બધા ઠરાવો આજે જ પૂરા કરવાના હતા, એટલે રાત્રે બાર વાગ્યા સુધી સભા ચાલી. માણસોથી મંડપ તો ચિકાર ભરાઈ ગયો હતો. દસ બાર હજાર માણસો આશરે હતાં. બે હજાર ખેડુતો ખાસ પરિષદ્ માટે આવ્યા હતા. તેમાં મોટો ભાગ ગોંડળ સ્ટેટનો હતો.

છેલ્લો ઠરાવ આમાં પણ અંત્યજનો મૂકાયો. પણ તે ખોટી રીતે પસાર થયેલ છે એમ કેટલાએકે વાંધો લીધો, એટલે તા. ૨૮ મી માટે સભા મુલતવી રહી. બીજે દિવસે તે ઠરાવ જબરદસ્ત બહુમતીથી પસાર થયો, અને રાજકીય પરિષદ્ ખતમ થઇ.

અમે આ સભા પૂરી જોઇ નથી. અમારે સીનેમા જોવા જવું હતું પણ બીજા બધાથી અમે એ ત્રણ જણા છૂટા પડી ગયા એટલે અમે ત્રણજ જણા સીનેમા જોઈ આવ્યા.

રાજકીય પારષદે ઠીક કામ કર્યું. પણ જેમણે આ કામ ઉપાડયું તે મનસુખભાઇનું દરેક જગ્યાએ પૂરેપૂરું અપમાન થતું હતું.

આ પરિષદ્ એજન્સિએ પોતાની હદમાં ભરવા દેવાની ના પડી, અને રાજકોટ સ્ટેટે પણ પોતાની હદમાં ભરવા દેવાની ના પાડી; પણ અંતે સ્ટેટે હા પાડી અને વળી ઉતારા વગેરે માટે પોતાની કેટલીએક શાળાઓ ખાલી કરી આપી. વળી પહેલાં સભામાં રાજાઓની ચર્ચા અમુકજ હદમાં કરવી એવો પ્રતિબંધ હતો પણ પાછળથી તે પ્રતિબંધ પણ સ્ટેટ કઢાડી નંખાવ્યો હતો. પરિષદ્‌માં ગોંડળ તરફથી ત્યાંના દિવાન પણ આવ્યા હતા, પરંતુ કેટલાંક રાજ્યોએ તો પરિષદ્‌માં આવવાની પોતાની પ્રજાને બંધી કરી હતી એવું સંભળાય છે.

સભામાં અવ્યવસ્થા ઠીક હતી. સ્વયંસેવકોનું તો મોટું ટોળું હતું પણ તેમાંથી કામ કરનારા બહુ જ થોડા હતા. બાકીના બીજા તો વ્યવસ્થા જાળવવાને બદલે ઉલટી અવ્ય-

વસ્થા ઉત્પન્ન કરતા હતા. મહીકાંઠાનું સ્વયંસેવક મંડળ આવ્યું હતું તેમણે કામ સારૂં કર્યું હતું. બાકીના બીજા પોતાની સગવડ પરભારી થાય એટલા લોભથીજ સ્વયંસેવક થયા હતા. સ્વયંસેવકનો સાચો અર્થ તો કદાચ સમજતા પણ નહિ હોય. આવા વખતને માટે સ્વયંસેવકોને તૈયાર કરવા કાંઇક યોજના થવી જરૂરની છે. કામ શરુ થયા પહેલાં તેમને ખાસ ભાષણો આપી સ્વયંસેવકોના ધર્મ સમજાવવા જોઇએ. સ્વયંસેવકોએ પોતે દુઃખ વેઠી બીજાને સુખ કરી દેવું જોઇએ, તેને બદલે પહેલાં સ્વયંસેવકોનું પોતાનું સુખ, પછી બીજાનું ગમે તે થાય! આવી ભાવનાઓ હતી. એટલે જ તેમનું કામ બરાબર થયું નહિ. જો સ્વયંસેવકો સારા અને ખરા મનથી કામ કરનારા હોય તો ઘણું સારૂં કામ થાય.

મોટાઓમાં પણ સંપ નહોતો. દરેકનો મત જૂદો જૂદો. વળી દરેકને પોતનું માન સાચવવાની ઉમેદ. પોતાનું અપમાન ભૂલેચૂકે જો જરાયે થઇ જાય, તો એકદમ અવ્યવસ્થા કરી મૂકે. ખાસ કરીને આવાં મોટાં કામો સંપ વગર તો થતાં જ નથી. આ બધી અને આવી જાતની બીજી ખામીઓ આવતી પરિષદ્માં ન થાય એ જ ઇચ્છવું.

આ ત્રણે દિવસો દરમ્યાન બીજી બે પરિષદો રાજકોટમાં ભરાઇ. પ્રાણી રક્ષક પરિષદ્ તથા જૈન પરિષદ્. તે બન્નેમાં હું ગયો નહોતો એટલે તેમાં શું શું થયું તે હું જાણતો નથી. છતાં જૈન પરિષદ્ના પ્રમુખ લાલનનું ભાષણ લોકોને બહુ ગમ્યું હતું.

# વિદ્યાર્થી

અમારે રાજકોટમાં ઘણું જોવાનું બાકી રહી જતું હતું પણ વધારે વખત રોકાઈ શક્યા નહિ અને ત્રણ દિવસ રહ્યા એ તો પરિષદોની ધમાલમાં જ બધા ગયા.

તા. ૨૮-૪-૨૧

અહિંથી અમે છૂટા પડવા માંડયા. ડાહ્યાલાલ અહિંથી પોતાને ગામ ગયા અને જયંતિલાલ સાંજની ગાડીમાં મુંબઈ જવા માટે આખો દિવસ જ રાજકોટ રહ્યા.

મુ. નાનાભાઈ કાગળ આવેલ હોવાથી રવિશંકર તથા ગિરધરલાલજી સાથે મોરબી ગયા અને અમે પાંચ જણ વઢવાણ કેમ્પ ઉતર્યા. મુ. ડાહ્યાલાલભાઈ અમારી સાથે જ હતા. તેમને વઢવાણ શહેર જવું હતું. શિવલાલભાઈને ત્યાં ઉતર્યા. પણ તેઓ રાજકોટથી આવેલ નહોતા. એટલે હરિલાલ તથા જમનાદાસનું જમવાનું ત્યાં રાખ્યું. પછી અમે બધા ગામ જોવા તથા વ્રજલાલને પોટકું પહોંચાડવા ગયા. તેમને ઠીક હતું. અમારી ત્રણ જણની જમવાની સગવડ તેમણે પોતાને ત્યાં રાખવાનું કહ્યું. અમે પણ વધારે રકઝક નહિ કરતાં હા પાડી. ગામ જોવા ત્યાર પછી નીકળ્યા. ગરાશીયા ઇન્સ્ટીટયુટ જોયું. ભણવાનું પણ ત્યાંજ છે. બધા તાલુકદારોના કુમારોને ભણવાને માટે ત્યાં સગવડ છે.

અહિંથી વઢવાણ આવવા મુ ડાહ્યાલાલભાઈએ અમને કહ્યું, પણ અમે આજે દિવસે સવારે ત્યાં આવવા જણાવ્યું. તેમને ટ્રામ પર મુકી અમે જમવા ગયાં.

કૃજલાલને અમારે માટે જરા તરખડ કરવી પડી. કારણ કે અમે તો બ્રાહ્મણ! વાણીઆનું કેમ ખવાય! એટલે અમારે માટે દૂધની પૂરીઓ બનાવી હતી. તે પુરીઓ અને દૂધનો આહાર કર્યો. જમીને રાત્રે ત્યાંની સમાજસેવાની મેડી ઉપર સૂઇ રહ્યા.

તા ૨૯–૪–૨૧

સવારમાં ઉઠીને શિવલાલભાઇને ત્યાં ગયા. રાત્રે તેઓ આવી ગયા હતા. તેમણે ત્યાં જ જમવાનું અમને કહ્યું. દાતણ કર્યું. નળે ન્હાયા. મુ. ડાહ્યાલાલભાઈએ અમને બધાને વઢવાણ શહેર આવવા માટે ઘણો આગ્રહ કર્યો હતો, પણ અમારો સામાન બધો અહિંજ હતો અને એ બધો સામાન વઢવાણ શહેર ફેરવવો ભારે પડે, એટલે અમે બધા ત્યાં જવાને બદલે, હું તથા છોટાલાલ અહિં જ રહ્યા અને બાકીના ત્રણ જણ શિવલાલભાઇની ગાડીમાં વઢવાણ શહેર ગયા. જમવાનું અહીં શિવલાલભાઈને ઘેર જ હતું, એટલે તેમને વખતસર પાછા આવવાનું કહી અમે ગામમાં ગયા. કાંઈ જોવાનું બાકી નહોતું એટલે કૃજલાલને ત્યાં ગયા. ત્યાં રેંટીયો હતો એટલે અર્ધો કલાક કાંત્યું. પછી દવાખાને ગયા.

ત્યાંથી અગિયાર વાગે અમે પાછા શિવલાલભાઈને ત્યાં પાછા આવ્યા. ત્યાં ખબર આવ્યા કે મુ. ડાહ્યાલાલભાઇએ બધાને ત્યાં રોકયા છે. એટલે અમે બે જણે જ જમી લીધું, અને સ્ટેશને ગયા. મુ. નાનાભાઈ ભૂખ્યા આવવાના છે એમ શિવલાલભાઇને ખબર પડયાથી તેઓ તેમને તેડવા વઢવાણ કેમ્પ સ્ટેશને ગયા અને તેમને ઉતારી ઘેર લઇ જઇ જમાડયા, અને જંકશન સ્ટેશને વખતસર આવી

ગયા. અમે પણ સ્ટેશને ટિકીટ લઈ ગાડીમાં બેઠા હતા. બોટાદ જંકશન ત્રણેક વાગે ઉતર્યાં.

મુ. માર્કંડરાયભાઈનો ઘણો આગ્રહ હોવાથી અહિંથી તુરખે જવા માટે અમે પાળીઆદ સ્ટેશનની ટિકીટ લીધી. પણ ગાડીમાં ઘણી જ ગર્દી હતી. બેસવાની તો શું પણ ઉભા રહેવાની પણ જગ્યા નહોતી. બીજા ડબા પણ સિલિકમાં જ ન હતા કે જેથી જોડે! તેથી અમે ફર્સ્ટ ક્લાસના ડબામાં ચઢી બેઠા. ફક્ત ઓળખાણ હતી એટલે જ અમને ફર્સ્ટ ક્લાસમાં બેસવાની સગવડ કરી આપી. બીજા લોકો તો એમને એમ માંડ ઉભા રહ્યા હશે.

પાળીઆદ સ્ટેશને ઉતર્યાં. પહેલેથી ચોક્કસ તારીખની ખબર આપેલ નહિ હોવાથી કોઈ વાહન સામે આવ્યું નહોતું. એક ગાડું હતું તેમાં અમે અમારો સામાન મૂક્યો અને અમે ચાલવા મંડ્યા. એક કલાકે ત્યાં પહોંચ્યા. સામાન પણ પછવાડેથી આવી પહોંચ્યો.

તુરખા. મુ. માર્કંડરાયભાઇનું એક ઇનામી ગામ છે.

સાંજે બધા ફરવા ગયા. તેમને ત્યાં અમારા સિવાય બીજા પણ ચાર પાંચ મહેમાન હતા. ગામની બહાર એક ઉંચી ટેકરી છે અને તેના ઉપર ચામુંડા માતાનું સ્થાનક છે તેનાં દર્શન કર્યા. ઉપરથી ગામ ઘણું રળીઆમણું લાગે છે. આસ-પાસ દૂર તો ઉજ્જડ જેવું લાગે છે છતાં અહિં ગામમાં અને ગામ બહાર ઝાડો ઘણાં હતાં. કુવા પણ ઘણા છે, વાડીઓ પણ ઘણી છે. મતલબ કે આખા ગામનો દેખાવ સાંજે ઘણોજ સુંદર લાગતો હતો. ત્યાંથી ઉતરી આસપાસ થોડું ફર્યા અને પાછા આવ્યા. તખ્તેશ્વરનાં દર્શન કર્યા, થોડી વાર

બેઠા, અને ઉતારે આવ્યા. નાહીને જમી લીધું. આખી મુસાફરીમાં ફરી વાર તો અમે અહીં જ ન્હાયા. રાત્રે એક વાર્તા સાંભળી, પણ તે ઘણી જ લાંબી હોવાથી અધુરી જ રહી ગઈ અને અમે ઉંઘવા માંડયા.

તા. ૩૦–૪–૨૧

સવારમાં ઉઠીને કુવા ઉપર ના'વા તથા ધોવા ગયા. અહીં ના'વાની ઘણી મજા આવી. સારી રીતે કુવામાં ઉતરીને નવાયું.

ના'યા પછી ગામમાં નિશાળ જોવા ગયા. ત્યાં ગયા ત્યારે બધા વિદ્યાર્થીઓએ મિલિટરી સલામ ભરી. બેઠા પછી એક સ્તુતિ ગાઈ. નાહીને ઘણા થોડા વિદ્યાર્થીઓ શાળામાં આવતા હતા. લગભગ કોઇ જ નહિ. તરતાં પણ આઠેક જણને જ આવડતું હતું. કસરતનાં સાધન હોવા છતાં માબાપો જ કસરત કરવાની મના કરતાં હતાં, વગેરે બધી બાબતો સમજાઈ. માસ્તરને થોડો સુધારો થઈ શકે એમ હોય તો કરવા કહ્યું અને અમે પાછા આવ્યા. બપોરે અમે થોડું ઘણું રમ્યા અને સાંજે પાછા ફરવા ગયા.

તે દિવસે રાત્રે બે વાગે અમારે ઉપડવું હતું એટલે જમીને વહેલા સૂઇ ગયા. સવારે બે વાગે ગાડાની મુસાફરી શરુ કરી. ઉંઘ તો કાંઈ પછી આવી નહિ, એટલે સ્વદેશ કીર્તનો ગાવા મંડયા. સવારમાં બોટાદ જંકશન આવી પહોંચ્યા. ઘણી તો અહિંજ અટકી ગયા. ગુલાબચંદના પિતા હમણાં બોટાદ છે, તે અમને મળ્યા. ગાડી ઉપડી, અને અમે ધોળાથી બધા જુદા જુદા પડી પોતપોતાને ગામ ગયા.

તા. ૧૨–૫–૨૧ }
વળા. } **ભાસ્કર ગજાનન વિદ્વાંસ.**

# મહા સભા

રીચી રોડ ઉપર થઇને સીધા એલિસ બ્રિજ જવાય છે. ઍલિસ બ્રિજ ઈ. સ. ૧૮૮૯ માં બંધાવેલ છે. તે લગભગ ૭૦૦ થી ૮૦૦ ફૂટ લાંબો હશે. તે પૂલ સાબરમતી નદી ઉપર બાંધવામાં આવ્યો છે. પૂલના ત્રણ વિભાગ છે. વચલો ભાગ મોટો છે અને તેથી તે વાહનો માટે રાખવામાં આવ્યો છે. તેમાંથી હમેશાં વાહનોની આવ–જા થાય છે. રસ્તાની ડાબી બાજુએથી વાહનો જાય છે, અને જમણી બાજુએથી આવે છે. તેજ પ્રમાણે પૂલના ડાબી તરફના વિભાગમાંથી માણુસો જાય છે અને જમણી તરફથી આવે છે.

આ પૂલ શહેરને છેવાડે હોઇ તેના ઉપર થઇને માણુસોની આવ–જા ઘણી ઓછી થાય છે. ફક્ત ગુજરાત કૉલેજમાં જતા વિદ્યાર્થીઓ અને સત્યાગ્રહ આશ્રમ જોવા જનાર રહયા ખડયા મુસાફરો સિવાય ભાગ્યે જ કોઇ એ રસ્તે થઇને જતું હશે. પણ આ અઠવાડિઆમાં પૂલે જેટલો ભાર સહન કર્યો તેટલો ભાર તેણે અગાઉ કદી સહન નહિં કર્યો હોય ! માણુસોને ચાલવાનો રસ્તો પાટીયાં જડીને બનાવવામાં આવ્યો છે. માણુસોના આવવા–જવાથી તે પાટીયાં હાલવા માંડયાં છે. મને લાગે છે કે આઠ મહિના પહેલાં સમો કરાવેલો પૂલ મ્યુનિસિપાલિટિને ફરી વાર સમરાવવો પડશે !

ઍલિસ બ્રિજ પસાર કર્યા પછી રસ્તાના બે ફાંટા પડે છે. એક ફાંટો સત્યાગ્રહાશ્રમ તરફ જાય છે. અને બીજો સરખેજ

તરફ જાય છે. સરખેજને રસ્તે જતાં મહાસભાનો મંડપ આવ્યો. મંડપને ત્રણ દરવાજા હતા. એક મોટો અને તેની બન્ને બાજુમાં બે ન્હાના. મોટા દરવાજેથી વાહનો આવતાં જતાં હતાં અને નાને દરવાજેથી માણસો જતાં હતાં; પુરૂષો અને સ્ત્રીઓ માટે જવા તથા આવવા માટે જૂદી સગવડ હતી. જે દરવાજેથી સ્ત્રીઓને દાખલ કરવામાં આવતી હતી તે દરવાજેથી પુરુષોને બહાર જવાનું હતું, અને જે દરવાજેથી સ્ત્રીઓને બહાર નાકળવાનું હતું તે દરવાજેથી પુરુષોને પેસવાનું હતું. આમ હોવા છતાં કોઈ પણ વખતે મુસ્કેલી ઉભી થઈ ન હતી. કારણ કે માણસોને એક સાથે જ અંદર તથા બહાર જવા દેવામાં આવતાં.

મંડપની આસપાસ ચારે બાજુ ગઢ હતો. લખવાની જરૂર ન હોય કે આખો મંડપ ખાદી અને શણના ત્રાપડાંઓથી જ બનાવવામાં આવ્યો હતો. ગઢ તો તાપડાથી જ બનાવેલો હતો. દરવાજો પણ તેનો જ. દરવાજા ઉપર ધોળ કર્યો હતો એટલે તે ખાદીનો હોય તેમ લાગતું હતું. દરવાજાની પાસે ગઢમાં બારીઓ પાડીને ટિકટ ઓફિસ કરી હતી.

ટિકિટો લઈને દરવાજામાં પેસવા માટે એ૰ લાકડાની સાંકડી આડી અવળી નેળમાંથી પસાર થવાનું હતું જેથી સ્વયંસેવકો દરેક માણસની ટિકિટ જોઇ શકે. સ્વયંસેવકો નેળના વાંકમાં ઉભા રહેતા.

મુખ્ય દરવાજા ઉપર જ '**स्वराज्य हमारा जन्मसिद्ध हक है** એ સૂત્ર લખ્યું હતું અને એ સ્વરાજ્ય મેળવવાના મહાન ઉપાય તરીકેનો રેંટીયો પણ તેની પાસે જ હતો.

દરવાજામાં પેસતાં જ ચોગાનમાં એક મનહર ફુવારો હતો. જેઓ ત્યાં આવતા તેમને ત્યાં ઉભા રહેવાનું મન થઈ જ જતું. ફુવારો નીચેથી ચોખંડો અને ઉપરથી ગોળ હતો. ચોખંડા ભાગમાં ચાર બાવલાં હતાં—મ. ગાંધીજીનું, હિંદદેવીનું રેંટીયાનું અને સરકારી પોલિસનું. મ. ગાંધીજીને મહાસભાના મંડપની સામે મુખ રાખીને અને હાથ જોડીને ઉભા રાખવામાં આવ્યા હતા. તેમની જમણી બાજુએ હિંદ દેવી હતાં. ડાબી બાજુએ પોલીસ હતો. પોલીસની પાસે કાળો સર્પ હતો. હિંદ દેવીનું મોઢું હસતું હતું. તેમની ડાબી બાજુએ રેંટીયો હતો. એ ચિત્રનો અર્થ અમે તો ન કરી શકયા, પણ મુ. દીક્ષિતભાઇએ તો એવો કર્યો કે હિંદ દેવી મ. ગાંધીજી અને રેંટીયાને જોઇને સંતોષ પામતાં હતાં અને પોતાને છૂટવાનો સમય નજીક આવ્યો જાણી આનંદ પામતાં હતાં. પોલિસ એ તો સરકારનો નોકર. અને કાળો સર્પ તે નોકરશાહી. નોકરશાહીની મદદથી જાણે કે પોલીસ મ. ગાંધીજીને ધમકાવતો હોય તેમ દીસતું હતું. પણ મ. ગાંધીજી ધમકાવવા આવનાર પોલિસની અને નોકરશાહીની લેશ પણ દરકાર કર્યા સિવાય કોંગ્રેસમૈયાની ભક્તિમાં જાણે કે લીન થઇ ગયા હોય નહિ એવું લાગતું હતું.

ચોગાનમાં થોડાએક સ્તંભો [ મીનારા જેવા ] ઉભા કરવામાં આવ્યા હતા. જેવા મસ્જીદોમાં હોય છે તેવા તે સ્તંભો હતા. જેથી દેખાઈ આવતું કે હવે તો હિંદુ-મુસલમાનનું ઐકય ઘણુંજ દૃઢ થઈ ગયું છે. વળી સભા મંડપની આસપાસ જે ગઢ કરવામાં આવ્યો હતો તેને જે કાંગરા હતા તે પણ મસ્જીદના કાંગરાઓને મળતા હતા. એટલે એ ઉપરથી

હિંદુ-મુસલમાન ઐક્ય કેવળ કહેવામાં જ નહિ, લખવામાં જ નહિ, પણ વ્યવહારમાં પણ ઘણી સારી રીતે ઉતર્યું છે એમ જણાઈ આવતું હતું.

અહીં થોડા વખતને માટે એક બગીચો બનાવવામાં આવ્યો હતો. એ બગીચામાંથી પસાર થઈને મહાસભાના મંડપમાં જઈ શકાય છે. મંડપમાં પેસવા માટે એક મોટો દરવાજો હતો. દરવાજા ઉપર '**મોક્ષદ્વાર**' એ પ્રમાણે લખ્યું હતું. **મહાસભાદ્વાર** નહિ પણ **મોક્ષદ્વાર** તે શબ્દ એમ સૂચવતો હતો કે આમાં જવાથી જ તમે મોક્ષ—સ્વતંત્રતા મેળવશો, અને એ સ્વતંત્રતાથી જ તમે ખરો આત્માનો મોક્ષ મેળવશો. આવો અર્થસૂચક અને ભાવમય શબ્દ સમજ્યા પછી મોક્ષદ્વારમાં પેસવાની કોની ઇચ્છા ન થાય? કોને મોક્ષ—સ્વતંત્રતા મેળવવાની ઇચ્છા ન થાય? મારી પણ ઘણી ઇચ્છા હતી કે મોક્ષદ્વારમાં પેસી જાઉં, પણ તરતજ યાદ આવ્યું કે હું તો નથી પ્રતિનિધિ કે નથી પ્રેક્ષક—એટલું જ નહિ પણ મારી ઉમ્મર નાની છે, અને હજી મેં મોક્ષ મેળવવા જેટલું તપ પણ નથી કર્યું. એટલે મારી તેમાં પેસવાની લાયકાત નથી.

એક દિવસે રાત્રે અંત્યજ પરિષદ્ ભરાવાની હતી. દરેકને અંદર જવાની છૂટ હતી. પરિષદ્ મહાસભાના મંડપમાં ભરવામાં આવી હતી. મને ખબર પડી કે મહાસભાના મંડપમાં પરિષદ્ છે એટલે મને તો ઘણો આનંદ થયો અને મંડપ જોવા મળશે એમ ધારી મંડપમાં ગયો. રાત્રિ હતી એટલે મંડપ વધારે શોભતો હતો. મંડપ દીવાથી ઝગમગી રહ્યો

હતો. ચારે બાજુ અનેક થાંભલાઓ હતા. થાંભલાઓ ખાદી અને ચોળીઆના લાંબા લાંબા પટ્ટાઓથી અજબ રીતે શણગારવામાં આવ્યા હતા. માણસોના જવા આવવાના માર્ગમાં તેમજ મંડપમાં મુખ્ય મુખ્ય જગ્યાઓએ મહા પુરૂષોની છબીઓ ટાંગવામાં આવી હતી. હિંદ દેવીની છબી સર્વોત્તમ હતી. મંડપમાં સ્ત્રીઓને બેસવા માટે ખાસ સગવડ કરવામાં આવી હતી. તે બેઠક ઉંચે અને વ્યાખ્યાનકર્તાના માચડા પાસે ગોઠવવામાં આવી હતી. બેઠકની બારીઓ ઉપર આડા ચક નાખી દેવામાં આવ્યા હતા. આ આખા બેઠકના સ્થળને રંગ બેરંગી ખાદીથી અજબ રીતે શણગારવામાં આવ્યું હતું જેથી તે ઘણુંજ સુંદર દીસતું હતું. તે બેઠકની બાજુમાં ફૂલની જાળીઓ લગાડવામાં આવી હતી.

અત્યાર સુધીની દરેકે દરેક મહાસભામાં પ્રતિનિધિ અને પ્રેક્ષકો વગેરે માટે ખુરસીઓનો ઉપયોગ થતો પણ આ મહાસભામાં તો ખુરસીઓને અને તેની સાથે અંગ્રેજી ઢબને અને અંગ્રેજી ભાષાને પણ તિલાંજલિ આપવામાં આવી હતી. ફક્ત ન જ ચાલતું ત્યારે અંગ્રેજી બોલવામાં આવતું હતું. આ વખતે ખુરસીએ બેસવાને બદલે આપણા દેશના અસલી રિવાજ મુજબ નીચે જ બેસવાનું રાખ્યું હતું. દેશભક્તોને માટે ગાદીઓ અને બીજાને નીચે બેસવાનું. બેઠકો એવી સરસ રીતે ગોઠવવામાં આવી હતી, કે જેથી કોઈને કોઈ પણ જાતની અડચણ ન પડે કે ઉંચા થઈને જોવું ન પડે. પ્રમુખશ્રી અને બીજા દેશભક્તો માટે એક ઉંચો મોટો ઓટલો કરવામાં આવ્યો હતો. બીજા પ્રેક્ષકો માટે નાટકશાળાના ચોથા વર્ગમાં જેવી ઢાળપડતી જમીન હોય છે

તેવી અહિં ઢાળપડતી જમીન દેશભક્તોના ઓટલાની બન્ને બાજુએ બનાવવામાં આવી હતી, જેથી કોઇને પણ મહાપુરૂષોના દર્શનાર્થે ઉંચા થવું કે ઉભા થવું ન પડે. આ જમીન ઉપર સાબરમતીની પીળી, ઝીણી રેતી પાથરવામાં આવી હતી અને તેની ઉપર બધે ખાદી પાથરી હતી; જેથી નીચે બેસવાવાળાને પણ ગાદી જેટલી જ મઝા આવતી હતી.

પ્રતિનિધિઓ, પ્રેક્ષકો, સ્વાગતમંડળના સભ્યો, મહેમાનો વગેરેને માટે જૂદી જૂદી બેઠકો હોય છે એ તો જાણીતું જ છે. પણ એ ઉપરાંત જૂદા જૂદા દેશના માણસોને માટે પણ જૂદી જૂદી બેઠકો હતી. જેમ દૂરનો દેશ તેમ તેને પહેલું સ્થાન. દાખલા તરીકે બંગાળા એ સૌથી વધારે દૂર છે માટે બંગાળીઓને પ્રતિનિધિઓમાં, પ્રેક્ષકોમાં, સ્વાગતમંડળ વગેરેમાં પહેલું સ્થાન. એટલે તેઓની બેઠક ભાષણકર્તાના માચડા આગળ. ત્યાર પછી જેમ જેમ દેશ નજીક નજીક તેમ તેમ તેને પાછળ બેઠક. છેલ્લે ગુજરાતીની બેઠક હતી. કારણ કે ગુજરાત નજીકમાં નજીક રહ્યું. વળી ગુજરાતીઓએ પોતાના મહેમાનોને પહેલી સગવડ કરી આપવી જોઇએ.

અંત્યજ પરિષદ્‌ના પ્રમુખ પંજાબના બીજા કેસરી શ્રી રામભજદત્ત ચૌધરી હતા.

અંત્યજ પરિષદ્‌માં શું હોય તે તો આપણે જાણીએ. પણ એમાં ખાસ જણાવવા જેવું એ જ હતું કે ભાષણ કરવા માટે એક અંત્યજ ભાઇ ઉભા થએલ હતા. ૧૫–૨૦ હજાર માણસોની વચ્ચે ઉભા થઇને બોલવું એ જેવી તેવી સંસ્કારિતા ન કહેવાય, અલબત્ત એમાં કંઇ આપણા કરતાં વધારે તો

હશે જ. તો પછી જે કોમમાં તેના જેવા તથા ચોકખા બમત જેવા સંસ્કારી પુરુષો પાકે છે એ કોમને આપણે કેમ તરછોડી શકીએ ? પણ આ જગ્યાએ એ વિષે વિવેચન કરવાની જરૂર નથી. મંડપ રાત્રે ખરો દીપતો હતો. રાત્રે જ્યારે રોશની થતી હતી ત્યારે હજારો માણસો તે રોશની જોવાને આવતાં અને તેને એકી ટશે નિહાળી આનંદ પામતાં. બહારથી દરવાજાની જ રોશની દેખાતી હતી. દરવાજાની રોશની અંદરના કરતાં પણ વધારે સુંદર હતી. ત્રણે દરવાજાની કમાને, દરવાજાની બાજુએ, ઉંચે પેલા સૂત્રની પાસે વગેરે વગેરે યોગ્ય સ્થળે વિજળીના દીવા હારબંધ ગોઠવવામાં આવ્યા હતા. દૂરથી આખો દરવાજો જાણે દીવાઓથી સળગતો હોય નહિ એવો લાગતો હતો અને પાસેથી જાણે શુદ્ધ ઉંચા આરસનો બનાવેલો હોય એવો લાગતો હતો. મને તો એમ લાગ્યું કે આનું નામ સ્વર્ગદ્વાર રાખવું જોઇએ. સ્વર્ગમાં ગયા પછી જો મોક્ષ મેળવવાની ઇચ્છા હોય, તો ઘણું તપ કરવું પડે અને ઇશ્વરને પ્રસન્ન કરવા પડે. તેમ આ સ્વર્ગદ્વારમાં તો અસહકારી બન્યા એટલે જવાય, પણ જ્યાં સુધી દેશભક્તિ રૂપી મહાતપ કરીને અને તેથી હિંદદેવીને પ્રસન્ન ન કરીએ ત્યાં સુધી મોક્ષદ્વારમાં ન જઇ શકાય.

મહાસભાના મંડપમાં આપણે ઘણું ફર્યા. હવે આપણે ખાદી નગર તરફ જઇએ.

ખાદી નગરને મુખ્ય દરવાજેથી પેસતાં ડાબી બાજુએ ગુજરાત કૅમ્પ આવતો હતો. તેની બાજુમાં ગાંધી ચોક હતો અને એ ચોકની વચ્ચે મ૦ ગાંધીજીની ઝુંપડી હતી.

ખાદી નગરમાં પ્રતિનિધિઓ, પ્રેક્ષકો, સ્વયંસેવકો, મિજબાનોના વગેરેને માટે સગવડ હતી. બીજા સાધારણ—અમારા જેવા—ઓનારાઓને માટે સગવડ ન હતી અને ન હોય એ પણ સ્વાભાવિક જ છે. કારણ કે આટલા બધા માણસોની સગવડ કરવી ઘણી મુશ્કેલ છે. નગર લગભગ ૨૫'×૨૫'નો એક ઓરડો, અને એવા લગભગ ૧૧૦૦ થી ૧૨૦૦ ઓરડાઓનું બનેલું હતું. એકેક હારમાં લગભગ ૩૨ ઓરડા હતા. તેની સામે બીજા ૩૨. એમ સામસામી હારો હતી. ત્યાર પછી બીજી બે હારો જેમ આપણે ભોજનમાં બેસીએ છીએ તેવી રીતે ગોઠવવામાં આવી હતી. સામસામી બે હારો વચ્ચેનું અંતર લગભગ ૨૦ ફૂટનું હતું, તથા બબ્બે હારોનાં જોડકાંઓની વચ્ચેનું અંતર ૭ થી ૯ ફૂટનું હતું.

ઓરડા દીઠ એકેક વીજળીની બત્તી, એકેક ન્હાવાની ડોલ, પાણી માટે એક ગોળો, એક પતરાનું ડબલું (પાણી પીવા માટે) તથા જણ દીઠ એકેક સાદડી તથા એકેક ખાટલો; આટલી સગવડ ખાદી નગરમાં મળતી હતી. આ સિવાય બીજી પાગરણ વગેરેની સગવડ દરેકે પોતે જ કરી લેવાની હતી. છતાં પણ આટલા બધા માણસો માટે આટલી સગવડ તો ઘણી કહેવાય. ઓરડામાં રહેવા માટે દરેક માણસ દીઠ રૂ.૩) એક અઠવાડિયાના લેવામાં આવતા હતા. એ ઓરડામાં સાધારણ રીતે ૬ થી ૮ માણસોનો સમાવેશ થઈ શકતો. છતાં સંકડાશ કરીને વધારે ભવરાવવા હોય તો માઇ શકે. જો આપણે ઓરડો 'રિઝર્વ્ડ' કરાવવો હોય તો રૂ.૧૫) આપવા પડે. તેમાં આપણે આપણી મરજી પ્રમાણે માણસો રાખી શકીએ. કહેવાની જરૂર ન હોય કે ખાદી નગરના દરેક ઓરડાઓ ખાદીથી જ બનાવવામાં આવ્યા હતા.

અને કહે છે કે એ ઓરડાઓ માટેની ખાદીનો મોટો ભાગ કાઠિયાવાડે પૂરો પાડયો હતો. ખાદી પૂરી પાડવા માટે અલબત્ત કાઠિયાવાડને ધન્યવાદ ઘટે છે, પણ તેથી તો વધારે નામોશી ખાદી ન વાપરવા માટે કાઠિયાવાડને છે. કારણ કે કાઠિયાવાડ ખાદી વાપરી શકતું નથી, વિદેશી કાપડનો મોહ છોડી શકતું નથી, એટલા માટે જ ખાદી વધે છે. નહિતર જ્યારે બીજા દેશોમાં ખાદીની તંગી ત્યારે કાઠિયાવાડમાં કેમ વધી પડે? કાઠિયાવાડ પોતે ખાદી પૂરેપૂરી વાપરવા ઉપરાંત વધારે ખાદી પેદા કરે છે એ તો અસંભવિત છે.

દરેક ઓરડાની અંદર ખાદીનગરની સ્વચ્છતા જળવાય તે માટેના નિયમો (દરેક ભાષામાં) ચોંટાડવામાં આવ્યા હતા. ઓરડાની બહાર ઓરડાનો નંબર તથા આ ઓરડામાં કોણ કોણ રહે છે તે બીજા માણસોને ખબર પડે તે માટે એક બોર્ડ હતું, જેમાં તેમાં રહેવા આવનાર માણસોનાં નામ, તેઓ ખાદીનગરમાં કયારે દાખલ થયા છે તે, તથા તેઓ પ્રતિનિધિ છે કે નહિ એ બધી બાબતો લખી હતી. સૌ પોતપોતાની હકીકત પોતે લખી લેતું.

દરેક ઓરડાની હાર દીઠ કચરો નાખવાની એકેક ટોપલી હતી. જેમને કચરો નાખવો હોય તે આવીને તેમાંજ નાખી જતું, જેથી નગરમાં જ્યાં ત્યાં કાગળના કુચાઓ વગેરે રખડતું ન રહે.

આવા ઓરડાઓના જૂદા જૂદા વિભાગો ( blocks ) પાડેલા હતા. જૂદા જૂદા વિભાગમાં જૂદા જૂદા દેશનાં

માણસો રહેતા હતા. તેમને કેમ્પ પણ કહેતા, જેમકે ગુજરાત કેમ્પ, મદ્રાસ કેમ્પ, બંગાળ કેમ્પ, પંજાબ કેમ્પ--વગેરે. આમ રાખવાનું કારણ મને તો એ લાગે છે કે બધા દેશના માણસો પોતપોતાના દેશબંધુઓની સાથે રહી શકે તથા એક ઓરડામાં ગુજરાતી હોય અને પાસેના જ ઓરડામાં બંગાળી હોય, તો તેમનાં મન ઝાઝાં મળે નહિ; પણ જો પોતાના જ દેશનાં માણસ હોય તો તે પાડોશીને મદદ કરી શકે. (ભોજન વગેરેની પણ.) એવો ઉદ્દેશ તો ન જ હોઈ શકે કે દરેક દેશ પોતે જૂદા જ એમ દેખાડવું.

કેમ્પમાંથી નીકળી હવે આપણે નગરના જાહેર રસ્તા ઉપર જઈએ. રસ્તાની બન્ને બાજુએ થોડાએક ભાગમાં લીલું લીલું ઘાસ ઉગાડવામાં આવ્યું હતું. કોઇ કોઇ જગ્યાએ કુંડાઓ પણ મૂકવામાં આવ્યાં હતાં. રસ્તો લગભગ ૨૫ ફૂટ પહોળો હશે. રસ્તો સાફ હોય એ તો કહેવું જ ન પડે. લગભગ અકેક વિભાગને છેડે અને જાહેર રસ્તાની બન્ને બાજુએ અકેક નળ રાખવામાં આવ્યો હતો. તેથી કોઇને પાણી ભરવું હોય, કોગળા કરવા હોય, હાથ વગેરે ધોવા હોય, તો કામ આવે. બાકી ન્હાવા માટે જૂદી જ સગવડ હતી.

જાહેર રસ્તા ઉપર થઈને આપણે મ૦ ગાંધીજીની ઝુંપડી આગળ જઈએ. તેમનાં દર્શન કરીને પછી બાકીનું નગર જોઈશું.

ઉપર કહ્યા પ્રમાણે, ગુજરાત કેમ્પ પાસે ગાંધી ચોકમાં મ૦ ગાંધીજીની ઝુંપડી હતી. ઝુંપડી તો મોટી હતી, કારણ કે

આખો દિવસ તેમાં માણસોની આવજાવ ઘણી હતી. એટલે તેમને માટે ઉઠવા બેસવાની સગવડ તો જોઇએ. ઝુંપડી નામ સાંભળીને કોઇને એમ થશે કે આવા સાદામાં સાદા ખાદી નગરમાં ઝુંપડી તે વળી કેવીક સાદી હશે? પણ આ ઝુંપડી પણ બીજાના જેવી જ સાદી હતી. તો પછી 'ઝુંપડી' કેમ? કારણ એટલુંજ કે આવા મહાત્મા પુરુષોની સાથે ઝુંપડી શબ્દ જ શોભે.

ઝુંપડીની આસપાસ વાંસડાઓના કકડાઓથી વાડ કરી લીધી હતી. દરવાજો ઉઘાડો જ હતો. ત્યાં સ્વયંસેવકો રહેતા. એટલે યોગ્ય માણસોને જ અંદર દાખલ કરતા. નહિંતર અવ્યવસ્થા થાય.

બીજા માણસો જ્યારે મહાત્માજી બહાર નીકળે ત્યારે તેમનાં દર્શન કરી શકતા અને એટલા માટે જ્યારે તેમને બહાર (સભામાં) જવાનો વખત હોય, ત્યારે હજારો માણસની મેદની ઝુંપડી પાસે એકઠી થતી અને જ્યારે તેઓ નીકળતા ત્યારે કેટલાએક શાંતિથી જ તેમનાં દર્શન કરી લેતા, જ્યારે કેટલાંએક હર્ષઘેલાં મનુષ્યો મહાત્માજીની મોટર પાછળ દોડતાં. આપણે મહાત્માજીનાં દર્શન કરીને હવે ખાદી નગરના બીજા ભાગો તપાસવા જઇએ.

પહેલું રસોડું જોઈએ. રસોડાની અંદરની કેવી વ્યવસ્થા હતી તે આપણાથી જોઇ શકાય તેમ નથી. તેથી બહારથી જેટલું જોવાય તેટલું જોઇ લઇએ. દરેકે દરેક પ્રાંતનાં જૂદાં રસોડાં રાખવામાં આવ્યાં હતાં, અને તેમને માટે જૂદી જૂદી વ્યવસ્થા કરવામાં આવી હતી. દરેક રસોડા દીઠ એક એક

મોટી ચોકડી રાખવામાં આવી હતી, જેમાં એઠું તથા પાણી વગેરે જે કાંઈ નાંખવાનું હોય તે નંખાતું. તે ચોકડીઓમાંથી એકેક ખાળી કાઢવામાં આવી હતી. બધી ચાળો બહાર જતાં મળી જતી અને એક મોટી ગટર વાટે બધું પાણી બહુજ દૂર લઈ જવામાં આવતું હતું. આટઆટલા માણસોનું રસોડું છતાં પણ તેમાંથી જરા પણ ગંધ કે બદબો નીકળતી ન હતી. ખાળો તેમજ ગટરોમાં એંઠુ ભરાઈ ન રહે માટે વારંવાર તેને સાફ કરવામાં આવતી. (કારણ કે આ ગટરો કાંઇ સીમેન્ટથી બાંધેલી ન હતી, કે જેથી તેમાં કચરો ભરાઈ રહેવાનો સંભવ ન રહે) આપણા શહેરની ગટરો જેમ આ ગટરો ઉપરથી અને અંદરથી નર્ક જેવી ન હતી. અહીંની ગટરો તથા ખાળો તદ્દન ઉઘાડી હતી અને છતાં પણ કોઇ પણ જાતની ગંધ તો નહિ જ. એમ સ્વચ્છતાનો નમુનો! આપણું રસોડું જોતાં કોઈ કોઇ વાર આપણને કમકમાટી છૂટે છે. રસોડાની પાછળના પીપની પાસેથી નીકળતાં અસંખ્ય માખીઓ ઉડે છે અને બહુ જ ગંધાય છે. આપણું તો ૬૦–૭૦ માણસનું જ રસોડું છે પણ આ તો ૨૦૦ થી ૩૦૦ માણુસોનું રસોડું છતાં જરા પણ બદબો જ નહિ એ આપણને માન્યામાં ન આવે. પણ જેમણે જાતે જોયું છે તેમને તેનો પૂરો ખ્યાલ આવી શકશે.

જ્યાં આપણા ૬૦–૭૦ માણસોનાં રસોડામાં આવી સ્થિતિ છે ત્યારો આપણી ન્યાતોમાં કે જ્યાં અનેક તરેહનાં માણસો ભેગાં મળે છે ત્યાં તો કેવી સ્થિતિ હોય તે તો આપણે સઘળા જાણીએ છીએ; કારણ કે તે આપણે અનુભવ્યું છે. અસ્તુ.

જમવાનું તો પત્રાવળામાં જ હોય. આપણે પત્રાવળામાં જમ્યા પછી જેમ પત્રાવળાં ગમે ત્યાં ફેંકી દઇએ છીએ અને એને લીધે પત્રાવળાંઓ જ્યાં ત્યાં ઉડયા કરે છે એમ ત્યાં ન હતું. પત્રાવળાં નાંખવા માટે એક મોટી ભઠ્ઠી કરવામાં આવી હતી. જમી રહ્યા પછી બધાં પત્રાવળાંઓ તે ભઠ્ઠીમાં નાખવા આવતા અને પછી તેમને સળગાવી દેવામાં આવતાં. જેથી પત્રાવળાંને ન રહે ઉડવાપણું કે ન રહે ગંધાવાપણું. આવી જાતની યોજનાઓ આપણી ન્યાતોમાં થતી હોય તો પત્રાવળાંઓ શહેરના રસ્તા ઉપર ઉડે નહિ અને શહેરની ગંદકીમાં વધારો થાય નહિ.

રસોડા આગળ જ એક દૂધ દહીંની દુકાન હતી. એમાં ઘણી ચૂલો હતી. એ ચૂલો ઉપર દૂધ નિરંતર ચડેલું જ રહેતું. દૂધ કઢાતું જાય અને માણસો ખરીદતાં જ જાય. દૂધ ૬ થી ૮ આને શેર હતું. દહીં પણ સાથેજ મળી શકતું હતું. પાશેર દહીં જોઇતું હોય તો એક પડીઓ ભરી આપવામાં આવતો અને તેમાં બે ત્રણ ચમચા ખાંડ નાંખવામાં આવતી. પાશેર દહીના પાંચ પૈસા લેવામાં આવતા. જેમને શાંતિ કરવી હોય તે અહીં આવીને કરી જતા.

હવે આપણે સ્નાનગૃહ તપાસીએ. સ્નાનગૃહ એટલે આપણે અહીં એક ઢાળીયું છે એવું છાપરૂં ન હતું. એક સાથે લગભગ ૨૦૦ નળ વાળી મોટી ચોકડી કરવામાં આવી હતી. પાસે થોડી એક ઓરડીઓ હતી. જેમાં કોઇને ન્હાવું હોય તો ન્હાઇ શકતું. ઓરડી દીઠ એકેક નળ પણ ખરો. ઓરડીઓની બાજુમાં એક મોટી ચૂલ હતી. તેમાં અગ્નિદેવનું અખંડ સેવન થતું હતું. તેની અંદર એક

'રકાબી' માં પાણી ઉનું થતું હતું. 'રકાબી' ની અંદર એ નળો મૂકવામાં આવ્યા હતા, જેમાંથી પાણી સતત આવ્યે જતું હતું, ને પાણી જોઈતું હોય તો તેમાંથી તે પોતાની ડોલ વતી લઇ શકતું. સ્ત્રીઓ માટે ન્હાવાની જૂદી સગવડ કરવામાં આવી હતી. જે ઓરડીઓ ખાદી નગરની બીજી બાજુએ હતી.

કોઇને એમ વિચાર આવે કે આ નળો બધા કયાંથી આવતા હશે? આ નળો માટે તો મ્યુનિસિપાલિટિની મદદ લેવી પડી હશે ને? પણ એમ કાંઇ હતું નહિ. ખાદી નગર આગળ મોટો કુવો હતો તેમાંથી એંજીન વડે પાણી ખેંચાતું હતું અને એક મોટી ટાંકીમાં ભેગું થતું હતું. એ ટાંકીમાંથી આખા ખાદી નગરને, મહાસભાને, મુસ્લીમ નગરને વગેરે વગેરે સ્થળોએ પાણી પુરૂં પાડવામાં આવતું.

મ્યુનિસિપાલીટિ રહી સરકારી. કદાચ તેની બુદ્ધિ બગડે અને લોકોને કનડવા ખાતર નળો બંધ કરી દે તો શું કરવું, એવા વિચારથી જ આ વ્યવસ્થા કરી હશે, એમ મને લાગે છે. પણ એ કદાચ ખોટું પણ હોય. શું આપણામાં એટલી પણ તાકાત નથી કે આપણે પોતાની મેળે આવાં કામ ન કરી શકીએ? આપણે ગમે તેવા પ્રસંગો હોય તોપણ બીજા ઉપર આધાર રાખવો એ ઉચિત નથી. આમાંથી આપણે સ્વાશ્રયનો પાઠ શીખવાનો છે.

ઘણાને હજી આપણામાં વ્યવસ્થા કરવાની શક્તિ નથી એવો ભ્રમ છે. પણ જો તેઓ અહીં આવ્યા હોય તો તે એક કાન પકડી જાત, એમ તો મહાસભામાં આવેલ દરેક માણસ કહી શકે.

રોશની માટે પણ કોઇની ઉપર આધાર ન હતો. તેને માટે ત્રણ મશીનો રાખવામાં આવ્યાં હતાં.

( ૧ ) મહાસભાના મંડપમાં. ( ૨ ) ખાદી નગરમાં ( ૩ ) મુસ્લીમ નગરમાં. આ ત્રણે મશીનોથી દરેક જગ્યાએ રોશની પુરી પાડવામાં આવતી હતી.

સ્નાનગૃહથી થોડે દૂર જાજરૂઓ હતાં. જાજરૂઓમાંથી આપણે થોડું એક શીખી શકીએ તેમ છીએ. જાજરૂઓની હાર આગળ પહોંચતાં જ એક બાજુ દિશાએ જવા માટેનાં ડબલાંઓ અને પાવડીઓ પડેલી જોવામાં આવતી હતી. જાજરૂઓ, ચાર વળીના કટકા ખોડીને અને ફરતાં ત્રાપડાં વીંટીને બનાવવામાં આવ્યાં હતાં. જાજરૂઓની હારો હતી એટલે એક હાર માટે એક મોટી ગટર હતી. તેની ઉપર વળીઓના બે મોટા ટેકાઓ મૂકી ઉપર બે પાટીયાં ચોડેલ હતાં. અને તેની ઉપર બેસવાનું હતું.*

જેમ શહેરના પાયખાનામાં પેસતાં વેંતજ સૂગ ચડે છે અથવા તો કંપારી છૂટે છે તેમાંનું અહીં કાંઈ ન હતું. જાજરૂમાં જતાં એમ પણ નહોતું લાગતું કે જાજરૂમાં જઈએ છીએ. આપણા ઘરમાં પેસતી વખતે જેવી આપણી સ્થિતિ હોય છે તેવીજ રીતે આ જાજરૂમાં પેસતી વખતે પણ થતી હતી. મતલબ કે શહેરના કે શેઠીયાઓના જેવાં આ પાયખાનાંઓ ન હતાં, પણ આ તો અલૌકિક પાયખાનાંઓ હતાં. શહેરનાં પાયખાનાંઓ લાદી જડીને ઘણાં ખરચાળ કરી

* ગ | ૮ ૨

મૂકવામાં આવે છે, છતાં પણ તેઓ સ્વચ્છ તો રહેતાં જ નથી. પણ આ તો થોડે પૈસે બનાવેલું છતાં પણ બધાં પાયખાનાં-ઓને ટક્કર મારે, એટલે અલૌકિક તો ખરું જ.

અલબત્ત, ચોથે પાંચમે દિવસે પાયખાનાંઓ ગંધાવા લાગ્યાં હતાં. પણ તે કાંઇ ગેરવ્યવસ્થાને લઇને નહિં, પણ દિશાએ જનાર માણસોની બેદરકારીને લીધે જ. માણસો દિશાએ ગયા પછી ધૂળ ન નાંખે અને જેમનું તેમ મૂકીને ચાલતા થાય, પછી ગંધાય એમાં કાંઇ નવાઈ નથી.

બાકી એટલું તો કાઠિયાવાડને મગરૂર થવાનું જ કે મહાસભા વખતે જાજરૂની વ્યવસ્થા કરવાનું માથે લેનાર કાઠિયાવાડી સ્વયંસેવકો હતા.

( સાંભળવા પ્રમાણે બીજાઓને કહેવામાં આવેલું પણ તેઓએ ના પાડેલી; અને આખરે કાઠિયાવાડીઓએ કામ સ્વીકારેલું.)

મુતરડીઓની આસપાસ ત્રાપડાંઓ વગેરે વીંટીને મુતરડીઓ બનાવવામાં આવી હતી. નીચે એક મોટી ખાળ હતી. એ ખાળમાં પેસાબ કરવાનો હતો. મુતરડીઓ ઉઘાડી હોવાથી સૂર્યના તાપથી પેસાબ સૂકાઇ જતો હતો, એટલે ગંધાવાનું કાંઈ કારણ રહેતું નહિ.

ખાદી નગર માટે જૂદી તાર ઑફિસ, જૂદી લગેજ ઑફિસ તથા જૂદી જ ટિકીટ ઑફિસ રાખવામાં આવી હતી, જેથી મહાસભામાં આવનાર તેનો ઉપયોગ કરી શકે અને તેમને તે માટે શહેરમાં આંટો ખાવો ન પડે.

વળી ખાદી નગર માટે એક સુપરિન્ટેન્ડેન્ટ રાખવામાં આવ્યા હતા. તેઓ ખાદી નગરની દેખરેખ રાખતા અને

નવા આવનાર માણસોને ઉતરવાની સગવડ કરી આપતા. તેમની ઑફિસની બાજુમાં જ ઉતરનારાઓ માટેની ડોલો, સાદડીઓ, ખાટલાઓ વગેરે રાખવામાં આવ્યાં હતાં. તે ચીજો આવનાર માણુસને ખાદી નગરની ફી ભરે કે તરતજ એકેક સોંપી દેવામાં આવતી.

બીજી એક પૂછપરછની ઑફીસ (Inquiry office) પણ રાખવામાં આવી હતી. કોઇને કાંઇ પણ પૂછવું હોય તે ત્યાં જઇને ખુશીથી પૂછી શકતો અને પોતાની શંકાઓને દૂર કરી શકતો. ઑફિસ પાસે એક પાટીયું ચોડયું હતું જેમાં આખા દિવસનો કાર્યક્રમ તથા જે કાંઇ ખાસ જાણવા જેવું હોય તે બધું લખાતું.

ખાદી નગર ખાતે એક કોઠાર રાખવામાં આવ્યો હતો. તેમાંથી કોઇને સીધું જોઇતું હોય તો તે મળી શકતું. ભોજનશાળા હતી છતાં કોઠાર રાખવાની જરૂર એ હતી, કે જમવાની ફી વધારે હતી; એટલે કે એક ટંકનો રૂ. ૧। અને જો માણુસ બન્ને ટંક જમે તો રૂ. ૨।। લેવામાં આવતા. જમવાનું સાદુંજ હતું. આ સાધારણ માણસોને આકરૂં પડે તેવું હતું. માટે જેમને કોઠારમાંથી સીધું લેવું હોય તે લઇને પોતે ત્યાં રાંધી શકતો હતો. અહીં સાંભળ્યા મુજબ ભાવ કાંઇ બહુ ચઢી ગએલ ન હતા. થોડાક તો ચડેજ. જેમકે ઘી રૂ. ૧) નું એક શેર મળતું હતું. આ કાંઇ ભાવ વધારે ચડી ગયા ન કહેવાય અને એ જ પ્રમાણે બીજી વસ્તુઓનું સમજવું.

હવે આપણે પ્રદર્શન, મુસ્લીમ નગર વગેરે જોવા જઇએ.

આશ્રમને રસ્તે જતાં પ્રદર્શન આવ્યું હતું. ત્યાં આગળ હમેશાં ભીડ જોવામાં આવતી હતી. પ્રદર્શનને બે દરવાજા હતા. એક જવાનો અને એક આવવાનો. બન્ને દરવાજા થોડે થોડે અંતરે હતા. રસ્તે જતાં, પહેલા આવતા દરવાજામાંથી બહાર નીકળવાનું હતું અને બીજે દરવાજેથી પેસવાનું હતું. બન્ને દરવાજે સ્ત્રીઓ માટે જવા આવવાની જૂદી સગવડ કરવામાં આવી હતી. પેસવાના દરવાજાની બાજુમાં એક જૂદું ટિકીટ ઘર કરવામાં આવ્યું હતું. ટિકીટની ફી–૦–૪–૦ હતી. જેની પાસે રૂ. ત્રણ વાળી ટિકીટ હોય તેને પ્રદર્શનમાં જવા માટે ટિકીટ લેવાની જરૂર નહોતી પડતી. એવી ( ત્રણ રૂ. વાળી ) ટિકીટોને ' સીઝન ટિકીટો ' કહેતા.

પ્રદર્શનમાં હિંદમાં બનતી લગભગ બધી ચીજો જોવામાં આવતી હતી. દરેક પ્રાંતમાંથી જૂદા જૂદા કારીગરો અને વેપારીઓ પોતાના પ્રાંતમાં બનતો માલ લઇ લઇને પ્રદર્શનમાં આવ્યા હતા. તેઓએ ત્યાં પોતાની દુકાનો રાખી હતી. દરેક દુકાનદારને દુકાન દીઠ જેટલી જગ્યા જોઇએ તેટલી જગ્યા પૂરી પાડવામાં આવતી અને તે બદલ તેની પાસેથી ભાડું લેવામાં આવતું. ઉપરાંત તેમને બત્તી, પાણી વગેરેની સગવડો પૂરી પાડવામાં આવતી.

પ્રદર્શન જોતાં જ મને મેળાનો ખ્યાલ આવ્યો. જેમ મેળામાં કારીગરો, વેપારીઓ તથા સુખડીયાઓ પોતપોતાની દુકાનો માંડીને બેસે છે તથા આવતા જતા માણસોને પોતાના માલ તરફ આકર્ષે છે, તે જ પ્રમાણે આ પ્રર્દશનમાં જો કે સુખડીયાઓ, નટો વગેરે નહોતા છતાં પણ આપણે તેને સુધરેલો– વ્યવસ્થિત મેળો કહીએ તો ચાલી શકે.

ખરૂં સંગ્રહસ્થાન તો એક મકાનમાં જ હતું. પણ તે મકાન ઉઘાડવામાં જ આવતું નહીં, એટલે અમે તે જોઈ શક્યા નહિ. મહાસભા ખતમ થયા પછી તે મકાન ઉઘાડવામાં આવ્યું હતું; તેથી પાછળ રહેલા બે ત્રણ ભાઇઓ તથા સુ૦ દીક્ષિતભાઇ તે જોઇ શક્યા. તે મકાનમાં જ બધી ચીજોનો સંગ્રહ કરવામાં આવ્યો હતો, એટલે ખરૂં પ્રદર્શન તો એ જ કહેવાય. બાકી તો બધો મેળો જ. એટલે અમે તે મેળો જ જોયો નહિ કે પ્રદર્શન. છતાં પણ તે ( મેળો ) પ્રદર્શન તરીકે જ ઓળખાતો હતો. એટલે આપણે પણ તેને પ્રદર્શનજ કહીશું.

પ્રદર્શનમાં જાણવા જેવી તો મને બેજ વસ્તુઓ લાગી. ૧. આંધ્રદેશની કારીગરી ૨. જીવનચક્ર. આંધ્રદેશનાં માણસો કપડાં કેવી રીતે બનાવે છે તેની પહેલથી છેલ્લે સુધીની એટલે કપાસમાંથી કાપડ સુધીની પૂરેપૂરી વિધિ ત્યાં બતાવવામાં આવી હતી. તેઓ પહેલાં કપાસને માછલીના દાંત વતી સાફ કરે છે. આંધ્રદેશમાં એક મોટી માછલી થાય છે તેનું નીચલું જડબું કપાસ સાફ કરવામાં વપરાય છે. તેમાં દાંત ઘણા હોય છે અને તે પણ બહુ ઝીણા હોય છે, એટલે તેનાથી સાફ કરવાથી કપાસના ફોદામાંથી રજેરજ નીકળી જાય છે. આ રીતે તેને સાફ કર્યા પછી તેમાંથી કપાસીયા કાઢવામાં આવે છે. જેમ કપાસના એકેક ફોદાને જ સાફ કરવામાં આવે છે તેમ કપાસીયા કાઢવા માટે પણ પેશી ( ફોદા ) ને વારા ફરતી લેવામાં આવે છે.

કપાસીયા કાઢવા માટે આપણા જેવો ચરખો તેમને હોતો નથી પણ તેઓ એક પાટલી રાખે છે, અને તેની ઉપર સાફ કરેલી પેશી મુકીને એક લોઢાના વેલણ વતી તેમાંથી

કપાસીયા કાઢે છે. તે વેલણુ વચ્ચેથી આપણી બંબી જેવું પોલું હોય છે અને તે પોલા ભાગના બન્ને છેડા અણીદાર હોય છે.

કપાસીયા કાઢયા પછી ભેગા થએલ રૂને તેઓ એક નાનું સરખું કામઠું હોય છે તે વતી પીંજે છે. તેને ઝાઝું પીંજવાની જરૂર હોતી નથી. ( કારણ કે સૌ પોતપોતાનું પોતપોતાને હાથે પીંજી લે છે. ) એટલે આપણા જેવી મોટી પીંજણો રાખવાની તેમને જરૂર પડતી નથી. તેથી તેમનું કામ કામઠાથી સરે છે. પીંજ્યા પછી એકઠું થએલ રૂ એવું સુંદર લાગે છે કે જાણે જમીન ઉપર બરફ વરસ્યો હોય નહિ !

રૂ પીંજાઈને તૈયાર થયા પછી તેઓ તેની મીલના જેવી જાડી અને દોઢેક વેંત લાંબી પૂણીઓ બનાવે છે. પછી તે પૂણીને કેળના સૂકા પાંદડાના એવડમાં નાખી કાંતે છે. જેથી પૂણીને હાથનો મેલ ન લાગે અને મેલી ન થાય.

તેમનો રેંટીઓ તદ્દન સાદો હતો. આપણા રેંટીયાને મોટે ભાગે ૧૨ પાંખડાં હોય છે જ્યારે તેમના રેંટીયાને છ જ પાંખડાં હતાં. વળી તે પાંખડાંઓ વાંસનાં જ બનાવેલાં હોય તેમ લાગતું હતું. આપણા તથા તેમના રેંટીયામાં ફેર માત્ર એટલોજ હતો કે આપણા રેંટીયામાં, જેના કાણામાં ચમરખાં ભરાવી ત્રાક રાખીએ છીએ, તે બે લાકડાં વધારે ઉંચા હોય છે, જ્યારે તેમના રેંટીયામાં તો તે લાકડાં લગભગ છ આંગળ જ ઉંચાં હતાં તેમાં નાનકડાં ચમરખાં અને એ ચમરખાંમાં નાનકડી સોયા જેવી ત્રાક હતી. ત્રાકને ફરણી ન હતી. માળ ઢીલો તથા કઠણ કરવા માટે એક દોરી હતી જે ખેંચવાથી અથવા તો ઢીલી કરવાથી માળ ઢીલો અથવા

તો કહેણુ થતો. રેંટયો છેટે હતો એટલે અમે તે બરાબર જોઈ શક્યા નહિ. અમારા જેવા ઘણા ત્યાં આખો દિવસ ઉભા હોય અને જો બધાને તે બધું પાસે આવીને જોવાની છૂટ આપવામાં આવે તો તેઓ તો કાંઇ કામજ ન કરી શકે.

એવે રેંટીયે એક ડોશીમા ચશ્માં પહેરીને અને ખાટલી ઉપર બેસીને કાંતતાં હતાં. અમને તો છેટેથી તાંતણો દેખાતો પણ ન હતો. ફક્ત જ્યારે તે તાંતણો ત્રાક ઉપર ચડાવવા માટે ઉંચો ચડાવવામાં આવતો, ત્યારે જ અમે તાંતણો જોઇ શકતા. સૂતર લગભગ ૧૧૦ થી ૧૨૫ નંબરનું હશે. તેનો કપાસ આપણા મઠીયા કપાસ કરતાં ઉંચી જાતનો હશે. પણ આપણે તો એમજ માની બેઠા છીએ કે મઠીયા કપાસમાંથી તો ૨૫-૩૦ નંબરથી વધારે નંબરનું સૂતર નીકળી જ શકે નહિ. પણ તેમને જ્યારે મઠીયો કપાસ આપવામાં આવ્યો ત્યારે તેમણે ૭૧ નંબરનું સૂતર કાંત્યું ! જો, તેઓ કહે છે તેવી વિધિથી અને ચોકખી રીતે પૂણીઓ તૈયાર કરવામાં આવે અને કાળજીથી કાંતવામાં આવે, તો મઠીયા કપાસમાંથી પણ સુંદર કાપડ નીકળે.

તે રેંટીયા ઉપર કંતાએલ સૂતર પણ ત્યાંને ત્યાંજ વણાતું હતું. તેમની શાળો તો લગભગ આપણા જેવી જ હતી. વણાએલ કાપડ રૂ. ૨-૮-૦ એ વાર વેચાતું હતું. જો કે મોંઘુ તો ગણાય પણ શુદ્ધ સ્વદેશી તો ખરૂં. વળી મીલના ઝીણા કાપડને પણ ટક્કર મારે તેવું ખરૂં.

તેમની પાસે કપૂરની થોડીએક માળાઓ હતી. તેની કિંમત રૂ. ૧। થી રૂ. ૩ સુધીની હતી. અમે ગયા ત્યારે ૧। રૂ. વાળી માળાઓ વેચાઈ ગઈ હતી, એટલે અમે તે ન લઇ શક્યા.

કહે છે કે તે ગાળાઓ બે વરસ સુધી ટકતી, એટલે બે વરસ સુધી તેમાંથી કપૂર ઉડી જાય નહિ !

બીજો એક જીવનચક્ર નામનો રેંટીયો હતો. તે મુંબઇમાં બન્યો છે. તેની કિંમત રૂ. ૨૭) છે. તે રેંટીઓ પેટીમાં સમાઇ જાય તેવડો છે. તેમાં કાંતવાનું તથા ફાળકા ઉપર સુતર ચડાવવાનું કામ સાથે થાય છે. તેની ઉપર કાંતતી વખતે પૂણીને તાણવી નથી પડતી; ફક્ત પકડી જ રાખવી પડે છે. આપણે પૂણીને પકડી રાખીએ અને રેંટીયો ફેરવ્યા કરીએ તો ફાળકો સુદ્ધાંત તૈયાર થઇ જાય. એ રેંટીયાને ત્રાક હોતી નથી. ત્રાકની જગ્યાએ એક 'રીલ' હોય છે તે ફર્યા કરે છે. અને તે દ્વારાજ તાંતણો નીકળે છે. તાંતણો વીંટાય છે તે પણ રીલ ઉપર જ. ( આપણે જાતે તાંતણો વીંટવો નથી પડતો, એની મેળેજ વીંટાય. ) જ્યારે તે રીલ સુતરથી ભરાઇ જાય ત્યારે તેને બદલે બીજું રીલ ચડાવવું પડે છે, અને તે રીલને રેંટીયા ઉપર એક જગ્યાએ મૂકવાનું હોય છે, જેથી તુરતજ તે સુતરનો ફાળકો બની જાય.

પણ જીવનચક્રમાં આપણા રેંટીયા જેટલી સાદાઈ નથી. મશીનરીને આધારે જ બનાવેલો હશે એમ મને તો લાગ્યું. વળી કિંમતી છે તે જૂદો. પણ તેના ઉપર છ નંબરનું સૂતર કલાકે છ રૂપિઆભાર કાંતી શકાય.

મકાન સિવાયના પ્રદર્શનમાં આથી વિશેષ ખાસ જાણવા જેવું મને કાંઈ લાગ્યું નહિ. જો કે પાણી ખેંચવાના પંપ, પ્રાઇમસ. ગરમ કાપડ, સાબુ, ચપ્પુઓ, ચિમનીઓ લોઢા તથા પીત્તળનો સામાન વગેરે તો હતાં જ, પણ એમાં કાંઈ ખાસ જાણવા જેવું નહોતું.

## વિદ્યાર્થી

મેં પ્રદર્શનમાં બધી નાની મોટી વસ્તુઓ જોઈ, પણ સોય જેવી એક નાનામાં નાની ચીજ ન જોઇ. મને લાગે છે કે હિંદમાં તે બનતી જ નહિ હોય. પ્રાઇમસ વગેરે કરતાં તેની ઉપયોગિતા વધારે છે એમ તો સહુ કોઇ કબુલ કરશે. તો પછી તે બનાવવા કોઇ કેમ પ્રયત્ન નહિ કરતું હોય? અસ્તુ.

ત્યાં બધી વસ્તુઓ સ્વદેશી જ હતી, પણ એક વસ્તુ મેં ત્યાં વિદેશી જોઇ. તે ઘડિઆળો. તેના કલાકના બારે આંકડે અકેક દેશભક્તનો ફોટો હતો. મને લાગે છે કે આ ઘડિઆળને તો દેશભક્તોના ફોટાઓને લઇને જ આમાં સ્થાન મળ્યું હશે. બાકી તો મકાનની અંદરનું પ્રદર્શન મેં જોયું નથી એટલે લાચાર છું.

પ્રદર્શનના જગ્યામાં સંગીત મંડપ પણ ઉભો કરવામાં આવ્યો હતો. દરરોજ ત્યાં સંગીતનો જલસો થતો. જ્યારે કાંઈક સારૂ હોય ત્યારે ત્યાં વધારે માણસો એકઠાં થતાં, પણ સાધારણ રીતે તો ત્યાં હજારેક માણસ રહેતું. જે દિવસે ગોપરાસ હતો તે દિવસે અમે સંગીત મંડપમાં ગયા. મારી ઇચ્છા તો ખાસ કરીને ગોપરાસ જોવાની હતી. મને સંગીતમાં લાંબા લાંબા લેવાતા આલાપોની કાંઈ ખબર પડતી નથી અને મઝા પણ આવતી નથી, એટલે મને કાંઇ બાકીનું સંગીત જોવા સાંભળવાની ઇચ્છા પણ નહોતી.

થોડું એક ગવાઈ રહ્યા પછી ગોપરાસ શરૂ થયો. ગોપરાસ લેનારી મંડળી ઢસાથી આવી હતી. લાઠી પાસે બીજું એક ઢસા છે, ત્યાંના દરબાર ગોપાળદાસભાઇ કરીને છે. તેઓ જાતે પાટીદાર છે. એ મંડળીમાં મોટો ભાગ કણબીનો હતો. જ્યારે રાસ બરોબર જામ્યો ત્યારે દરબારશ્રી પોતે ઉતર્યા

અને તેમને તાળીઓથી વધાવી લેવામાં આવ્યા. તેઓ પોતાની મંડળીની સાથે એટલા બધા ભળી જતા કે કોઇ વાર તો ઓળખાતા પણ નહતા. રાસ ઘણોજ સુંદર હતો. ઘડીએ ઘડીએ તેઓની ઉઠવા બેસવાની તથા તાળીઓ પાડવાની રીતો બદલાતી જતી હતી. મંડળીનો એક નાયક હતો. તે જ્યારે રાસની રીત બદલાવે ત્યારે બીજાઓ પણ બદલાવતા હતા. સૌ રાસમાં મુગ્ધ બન્યા. એક રાસ પૂરો થયો એટલે બધાની ઇચ્છા બીજો રાસ જોવાની થઇ. એથી જો કે એક જ રાસ લેવાનો હતો, છતાં પણ લોકેચ્છાને માન આપી બીજો રાસ લેવાયો અને પૂરો થયો. છતાં પણ પ્રેક્ષકો તો ધરાયાં જ નહિ. મેં મારી આટલી ઉંમર સુધી આવો રાસ જોયો જ નહોતો.

હવે આપણે મુસ્લીમ નગર તરફ જઇએ. તેમાં કાંઇ ખાસ જાણવા જેવું નથી. ખાદી નગર જોયું હોય તેને તેમાં કાંઈ વિશેષતા ન માલુમ પડે. પણ નામ જૂદું એટલે કાંઇક તો જૂદાઇ હોય જ. હવે અહીં કોઇને એમ પ્રશ્ન થશે કે ખાદી નગર હતું છતાં મુસ્લીમ નગરની શી જરૂર હતી? શું મુસલમાનો ખાદી નગરમાં ન રહી શકે?

કારણ એટલું જ કે તેમને ખાવાપીવાનો, રહેણીકરણીનો વગેરેનો વાંધો આવે એટલું જ. નહિંતર તો આપણને ક્યાં વાંધો જ છે? આપણે તો બધા ભાઇઓ જ છીએ.

મુસ્લીમ નગરમાં બન્ને દરવાજાનાં નામ પાડયાં હતાં. એકનું નામ મહમદઅલ્લી દરવાજો અને બીજાનું શૌકત દરવાજો. નગરમાં એક દવાખાનું હતું. તેનું નામ ડૉ. કિચલુનું દવાખાનું. વળી ત્યાં બહારગામથી વેચવા આણેલાં પુસ્તકો, ખાસ કરીને ઉર્દૂ, વગેરે વેચવા માટે એક દુકાન હતી. બાકી

બીજી રહેવા વગેરેની સગવડો તો ખાદી નગરના જેવીજ હતી. ખાદી નગરમાં જેમ દરેક જગ્યાએ ખાદી જ માલુમ પડતી હતી તેમ અહીં જ્યાં ત્યાં શણુનો જ ઉપયોગ કર્યો હતો.

નગરમાં પ્રતિનિધિઓને જવા દેવામાં આવતા હતા, એટલે અમે તેમાં નહોતા જઈ શકયા; તેથી વધારે નથી લખી શકતો. મુસ્લીમ નગરમાં ખાસ જાણવા જેવો એક ભવ્ય રેંટીયો હતો. તેને ચોકમાં રાખવામાં આવ્યો હતો. તેની ભવ્યતાનો ખરો ખ્યાલ સાથેના ચિત્રમાંથી જ આવી શકશે. ખિલાફત કૉન્ફરન્સ, મુસ્લીમ લીગ વગેરેના મંડપો હતા પણુ અમને તેમાં જવાની રજા ન હોવાથી અમે તે જોઈ શક્યા નથી.

હવે રહ્યો વ્યાખ્યાન મંડપ. આ મંડપ મહા સભાના મંડપની પાછળ ઉભો કરવામાં આવ્યો હતો. પહેલાં તો તેમાં જવા માટે રૂા. ૦—૪—૦ લેવામાં આવતા; પાછળથી બધા માટે છૂટ મૂકી દેવામાં આવી હતી. તેમાં રોજ ભાષણો થતાં. જ્યારે મહા સભાનું કાર્ય ચાલતું હોય ત્યારે અમારા જેવા જેઓ નવરા પડે તેઓ તે મંડપમાં વ્યાખ્યાન સાંભળવા આવતા. દેશના જૂદા જૂદા નાયકો અહીં વ્યાખ્યાનો આપતા. તેઓએ શું શું ભાષણો આપ્યાં તેનો સાર આપવો અહીં અયોગ્ય ધારી અટકું છું.

છેવટે સ્વયંસેવકો માટે થોડું એક જાણી લઇએ. સ્વયંસેવકોને આપવામાં આવતા પટા ઉપર '**देश और ईश्वर के लिये स्वयंसेवक**' એ પ્રમાણે લખેલું હતું. પણ તેમાં કેટલાક તો '**खाने और मज़ा करने के लिये**'

પણ હતા. છતાં પણ તેમનું કામ તો ઘણુંજ સુંદર હતું. એલિસ-બ્રીજ મૂક્યા પછી પોલીસો નજરે આવતા નહોતા. સ્વયંસેવકો જ બધું કામ કરતા. નિયમનું ઉલ્લંઘન કરનારને તેઓ વિનયથી સમજાવતા અને તેમને નિયમનું ભાન કરાવતા.

બેંડ પણ સ્વયંસેવકો જ વગાડતા. સ્વયંસેવકોના હાથમાં કાંઇ ( સોટી કે લાકડી ) હોય જ નહિ. આની અસર સરકાર ઉપર પણ થઇ હોય એવું લાગ્યું. કારણ કે સરકારે પોલીસ પાસેથી હંટર પણ લઇ લીધા હતા. તેને બદલે તેમને ડંડાઓ આપવામાં આવ્યા હતા.

બસ હવે ઘણું થયું, ઘણું જોયું અને ઘણું જાણ્યું.

હરિલાલ માવજી કુંવરાણી.



# વકીલ કરતાં ખેડૂત ઇશ્વરને વધારે વહાલા છે.



વકીલો ઇશ્વરને વધારે વહાલા છે કે ખેડુતો, તેનો થોડો વિચાર કરીએ. અલબત્ત વકીલો કાંઇ સારું કામ તો કરતા હશે, પરંતુ સાધારણ રીતે અત્યારની દૃષ્ટિએ જોતાં બન્ને વિરોધી હોય એમ લાગે છે. (૧) ખેડૂતો પોષે છે; વકીલો નાશ કરે છે. (૨) ખેડૂતો ઇશ્વરી નિયમોને માનનારા તથા પાળનારા છે; વકીલો માનતા હોય છતાં તેની અવગણના કરી બીજાને પણ ખોટે રસ્તે દોરનારા છે. (૩) ખેડૂત ઉદ્યમી છે; વકીલો આળસુ છે અને બીજાને આળસુ બનાવે છે.

(૧) પહેલી બાબતનો હવે વિચાર કરીએ. ખેડૂત તનતોડ મહેનત કરી ટાઢ તડકો સહન કરી ખેતરમાં પાક ઉત્પન્ન કરે છે,અને એ પાક બીજા મનુષ્યોના ઉપયોગ માટે આપે છે. એથી બધા મનુષ્યોનું પોષણ થાય છે. અન્નદાન

જેવું બીજું એકે દાન નથી. જ્યારે ખેડૂતો અન્ન વાવતા બંધ થઈ જાય ત્યારે અનાજ પેદા થાય નહિ અને દુનિયા ભૂખે મરે. માટે ખેડૂતો આખી દુનિયાનું પોષણ કરનાર છે. એટલા જ ખાતર આપણામાં કહેવાય છે કે 'ઉત્તમ ખેતી'.

વકીલોનો ધંધો અંદર અંદર કલહ કરાવી, કેસ કોરટે ચડાવી પૈસા પડાવવાનો છે. જો કોઇ અંદર અંદર કલહ ન કરતાં સંપસંપીને રહે તો તો વકીલોનું કામ જ ન રહે. તેમજ જેની પાસે પૈસા નથી તે પણ વકીલ પાસે ન જઈ શકે. વકીલનો ધંધો અત્યારે તો ન્યાય આપવાનો નથી રહ્યો. જેની પાસે પૈસા હોય તે ભલે ખોટો હોય તોપણ તે વકીલોની સહાયતા લેશે એટલે સાચો ઠરશે. વકીલોની દૃષ્ટિ પૈસા તરફ હંમેશ રહે છે; ન્યાય તરફ નહિ. એક વાર વકીલોના સકંજામાં સપડાયા પછી એમાંથી છૂટવું બહુ મુશ્કેલ છે. વકીલો પણ જ્યાં સુધી અસીલ દેવાદાર થઈ ભીખ માગતો થઇ ત્યાં સુધી તેની પાસેથી પૈસા ચુસ્યે જ જશે—જળોની માફક લોહી ચુસ્યે જ જશે. વકીલોની જાળમાં ફસાઇને ઘણા સાધારણ માણસો, પૈસાદાર માણસો, રાજરજવાડાઓ ભીખ માગતા થઈ ગયા છે; તેમનો નાશ થવા આવ્યો છે. આ પ્રમાણે ઇશ્વરનાં સંતાનોને તે વિનાકારણ દુઃખ આપે છે—તેમનો નાશ કરે છે. તે કદી ઇશ્વરને પ્રિય ન જ થઇ શકે.

(૨) હવે બીજી બાબત લઇએ. ખેડૂતો ઇશ્વર ઉપર ખરી ભાવનાથી શ્રદ્ધા રાખનારા છે. એટલે ઇશ્વરના કુદરતી નિયમો તે બરાબર પાળે છે. તેમનો ધંધો જ એવો છે કે જેમાં હાનિ થવાને બદલે બધાને ફાયદો જ થાય છે, એટલે તેમની વૃત્તિ કદી ખોટી હોય જ નહીં. નથી તેમને ખોટું

બોલવું પડતું, નથી તેમને ચોરી કરવી પડતી, નથી તેમને અપ્રમાણિક થવું પડતું કે નથી કોઈને પીડવા પડતા. બધા તરફ તેમની પ્રેમની જ દૃષ્ટિ હોય છે. જે કદી ખોટું બોલતા જ નથી, જે સત્પંથે ચાલ્યા જાય છે, કાંઇ દખલ કરતા નથી તે ઇશ્વરને પ્રિય હોય એમાં શી નવાઇ?

હવે વકીલ વિશે જોઇએ તો તેમને ડગલે અને પગલે અસત્ય બોલવું પડે છે, લોકોને પીડવા પડે છે વગેરે. તેમનો ધંધો જ એવો છે કે જેમાં સત્ય નભી જ ન શકે. જો બધાને સત્પંથે દોરવા જાય તો તેમની આજીવિકા તૂટી જ પડે. કારણ બે પક્ષમાં એક સત્ય પક્ષ હોય તો બીજો અસત્ય હોય જ, અને વકીલો કાંઈ સત્યનો જ પક્ષ લેતા નથી. તેઓ તો પૈસાનો પક્ષ લે છે, એટલે ખોટું બોલવું જ જોઈએ, સાચાને હેરાન કરવો જ જોઇએ. પૈસા એ તેમનો પરમેશ્વર થઈ પડચો છે અને એક અસત્યને સત્ય બનાવવા ખાતર ઘણાં બીજાં અસત્યો પણ ઉભાં કરવાં પડે. એટલે એક પાછળ બીજું એમ અસત્યો વધતાં જ જાય. ઘણાં તરકટો ઉભાં કરવાં પડે, એ વગર જય થાય જ નહિ. એટલે તેઓ ડગલે ડગલે કુદરતના કાનુનોનો ભંગ કરે છે. અને જે અસત્પંથે જાય તેમના ઉપર ઇશ્વરનો પ્રેમ હોઇ જ ન શકે.

(૩) હવે છેલ્લી બાબત. ખેડૂત લોકો હરહંમેશ પોતાના ઉદ્યમમાં મચ્યા રહે છે. વરસમાં બારે માસ તેમનું કામ ચાલતું જ હોય છે, એટલે તેમને અસત્ માર્ગે જવાનો વખત જ નથી મળતો; અને વળી તેમના સતત કામ કરવાથી દેશ આબાદ થાય છે. આળસનું ધન પેદા ન થતાં ખરા

સેવાનું, ખરા લોહીનું ધન પેદા થાય છે. તેઓ ઉદ્યમ કરતા રહી, બીજાને પણ ઉદ્યમનો પાઠ પઢાવે છે.

વકીલો તો આળસુ છે. કાંઈ પણ મહેનત વગર અણહકના પૈસા લોકો પાસેથી પડાવે છે. એથી દેશમાં આળસુઓનું ટોળું ભેગું થાય છે. આળસથી પેદા કરેલું ધન વાપરતાં પણ આળસુ જ થવાય. બીજા લોકોને પણ ખોટે માર્ગે દોરી આળસુ બનાવે છે. એથી અંતે દેશને નુકશાન થાય છે, દેશ પાયમાલ થતો જાય છે.

આ પ્રમાણે ખેડૂતોનું જીવન નિર્દોષ છે, વકીલોનું જીવન દોષોથી ભરપુર છે. બીજા ભલે દુઃખી થાય પણ મારું પોતાનું સારું થાય એટલે બસ. એવી ટુંકી સ્વાર્થબુદ્ધિ વકીલોમાં વિશેષે કરીને હોય છે, ત્યારે ખેડુતો આવી ખોટી જંજાળમાં પડતા જ નથી.

આ વિવેચન ઉપરથી એમ સિદ્ધ થઇ શકે છે, કે ઇશ્વરનો પ્રેમ અસત્ કરતાં સત્ ઉપર જ વધારે હોય, એ ન્યાયે વકીલો કરતાં ખેડુતો જ ઇશ્વરને વધારે વહાલા છે.

ભાસ્કર ગજાનન.

---

# આપણી ફરજ

લગભગ નવ દસ મહિનાથી આપણા થોડાએક ભાઈઓ વણાટ શીખવા માટે ગયા હતા. હવે તેઓ પૂરું શીખીને આ સત્રમાં આવી ગયા છે. તેઓ અહીં આવ્યા પણ શું કરશે? આપણે તેમને સગવડ કરી આપવી જોઈએ. વણાટકામ ભવનમાં શરુ થાય, એ પહેલાં બે ત્રણ અગત્યની હકીકતો નક્કી થઇ જાય, તો પછી કામ સરળતાથી અને સારી રીતે શરુ થઈ શકે.

પહેલી હકીકત આપણી વૃત્તિ છે. આપણી વૃત્તિ બરોબર તૈયાર ન થાય તો વણાટશાળા વધારે વખત નભી ન શકે. જેમ બધી બાબતોમાં થાય છે તેમ વણાટમાં પણ આપણે આરંભમાં જ શૂર ન બતાવવું. આરંભ ભલે મોડેથી થાય પણ જેટલો થાય એટલો સંગીન થાય, કે જેથી પાછળથી એ પ્રવાહ સુકાઈ ન જતાં વધતો જ રહે. આપણા જે ભાઈઓને એ વણાટશાળામાં શીખવું હોય, તેમણે ચોક્કસ વિચાર કરીને જ

શરૂઆત કરવી, જેથી પાછળથી કોઈ કારણસર એમાંથી જુદા પડવું ન પડે. ઉત્સાહ પણ ઠેઠ સુધી ટકવો જોઇએ. જો નિશ્ચય મજબૂત હશે તો જ ઉત્સાહ ઠેઠ સુધી ટકશે, માટે ચોક્કસ નિશ્ચય કર્યા પછી જ વણાટશાળાનું કામ હાથમાં લેવાય, એવી સગવડ કરી આપવી. એટલે વિદ્યાર્થીઓએ શરૂઆતમાં જ પોતાની જેવી ઇચ્છા હોય તે પ્રગટ કરી દેવી એ જ સલાહભર્યો રસ્તો છે.

બીજી હકીકત, સૂતરનો જથ્થો આપણે પચાસ પંચોતેર કાંતનારા હોઇએ છતાં આપણી વણાટશાળા ફક્ત બહારના સૂતર ઉપર નભે એ સ્થિતિ પણ ન આવવા દેવી, એ જોવું રહ્યું. અલબત્ત વણાટશાળા શરુ થાય ત્યારે બહારનું સૂતર તો મંગાવવું જ પડે, પણ આપણે જરા પણ ફાળો ન આપીએ તો એ શાળા કાઢી શા કામની? દરેક વિદ્યાર્થીએ આ બાબતનો હવે નિશ્ચય જ કરી લેવો જોઇએ. તો જ વણાટશાળા નભે. પાયા વગરનું ચણતર કાચું એટલું કાચું જ. આપણી વણાટશાળા આપણું જ સૂતર વાપરે એવું સદભિમાન તો હોવું જ જોઇએ.

અત્યારે એ વણાટવાળા ભાઇઓ કહે છે કે અમે પાંચ મણ સૂતર સિલિક હોય તો શાળ શરુ કરીએ. આપણે ત્યાં કદાચ એટલું સૂતર નહિ હોય. આટલું સૂતર તૈયાર કરી આપવાની ફરજ આપણે ન ભૂલવી જોઇએ. અત્યારે કાંતવાનું કામ ભવનમાં પહેલાં કરતાં સારું ચાલે છે અને ઉત્સાહ પણ કંઇક વધ્યો છે, એ આનંદની વાત છે. હવે તો ચોક્કસ નિર્ણય જ કરવો જોઇએ, કે આખા દિવસમાં ગમે ત્યાંથી વખત લઇને છેવટે અર્ધો કલાક પણ કાંતવું તો ખરું જ.

ત્રીજી એ હકીકત ધ્યાનમાં રાખવી કે આપણું જ કાપડ વાપરવું. શરુઆતમાં ભલે કદાચ બહુ સારૂં કાપડ ન નીકળે, પણ જેવું નીકળે એવું પણ એ આપણું છે, એટલું બસ છે. ભલે એ ખડબચડું, જાડું નીકળતું હોય, છતાં આપણે વાપરવું. બહારથી લેવા ન જવું. આમાં સ્વતંત્રતા ઉપર તરાપ આવે છે, એમ કદાચ જો કોઈ સ્વતંત્રતાવાદીને લાગતું હોય તો તે ભૂલ છે. આપણું આપણે નહિ વાપરીએ તો બીજા કોણ વાપરશે? કાપડ ખરાબ છે એમ જાણી આપણે અવગણના કરશું તો આપણા નવા વણકરોને પછી ઉત્સાહ કોણ આપશે? અને જો એમને ઉત્સાહ નહિ ચડે તો સારું કાપડ જ ક્યારે થવાનું? અને કાંઇ વરસોના વરસો સુધી ખરાબ કાપડ નીકળવાનું છે, એમ છે જ નહિ.

વળી કાપડ સારૂં કે ખરાબ નીકળે, એ મોટે ભાગે સૂતર ઉપર વધારે આધાર રાખે છે. જેવું સૂતર એવું કાપડ નીકળવાનું. જેમ સૂતર ઝીણું ને એક ધારૂં તથા વળદાર એમ કાપડ ટકાઉ અને સુંદર થવાનું. એટલે અત્યારે જે જથો આપણે તૈયાર કરીએ, એ એવો સુંદર તૈયાર કરવો કે જેથી એનું કાપડ જ્યારે વણાઇને તૈયાર થાય, ત્યારે હૈયું ઠરે. હવે જે સૂતર કાંતીએ, એનાં કપડાં આપણે જ પહેરવાનાં છે એ હકીકત નજર સામે રાખીને જ કાંતવું. જેવું કાઢીએ એવું આપણું જ છે. કાંતતાં તો દરેકને આવડે જ છે, પણ એની પાછળ જો આપણો આત્મા હોય તો સારૂં નીકળે, અને વેઠ હોય તો ખરાબ થાય. એટલે આ હકીકત પણ ધ્યાનમાં રાખવી કે સૂતર સારૂં કાઢવા પ્રયત્ન કરવો. સૂતર કેમ સારૂં કાઢવું એ આપણને શીખવાશે જ. છતાં પહેલેથી નિશ્ચય તો કરી જ રાખવો એ સહીસલામત છે.

જેટલો અન્ય બૌદ્ધિક શિક્ષણથી ફાયદો થાય છે, એથી કાંઈ આવી જાતના શિક્ષણથી ઓછો ફાયદો થાય છે, એમ તો નથી જ. બલકે એથી વધારે ફાયદો થાય છે, એ આપણે જોઇ શકશું. વણાટવાળા ભાઇઓ આવી ગયા છે અને જયારે આપણે એમને નજરે કામ કરતા જોશું ત્યારે આપણને જરૂર એની ખાતરી થવાની. તેમનામાં શ્રદ્ધા આવી જાય છે. અને જેમનું વલણ ભણતર તરફ નથી પણ હુન્નર તરફ વિશેષ છે, એવાને તો વળી વધારે ફાયદો થાય છે. તેમની શક્તિ વેડફાઈ ન જતાં સંગ્રહિત થાય છે. જેનું વલણ હુન્નર તરફ ન હોય, એટલે કે જીવનમાં જેને હુન્નરશાસ્ત્રી ન થવું હોય તેને માટે પણ બૌદ્ધિક કેળવણીના અનુપાન રૂપે વણાટ કે રેંટીયાનું થોડું ઘણું સેવન હિતકારક છે, એ નિર્વિવાદ છે.

આ બધી હકીકતો ધ્યાનમાં રાખીને હવે ભાવિ વણાટશાળાને માટે આપણે પહેલી તકે તૈયારી કરવા મંડી જઇએ. અને વણાટશાળા બોજારૂપ ન થઇ પડે, એનો વિચાર કરી લઈ નિશ્ચય જાહેર કરી દેવો જોઇએ કે જેથી ખર્ચ કર્યો કાંઇક લેખે ગણાય. મને વિદ્યાર્થીભાઈઓમાં પૂરી શ્રદ્ધા છે, કે જો તેઓ ધ્યાનમાં લે તો તો જરૂર કામ સુંદર થાય. શક્તિ તો છે જ, પણ એ હજી દટાઇ રહી છે. એનો ઉપયોગ કરી લેવાની સુંદર તક આવી છે. આ તક કોઈ ગુમાવે નહીં. વણાટશાળા હવે કાંઇ બહુ છેટી નથી. ક્ષિતિજમાં જ દેખાય છે. ઘડી બેઘડીમાં તો આવીને ઉભી રહેશે. કાર્યકર્તાઓ તૈયારી કરી રહ્યા છે, તેમને આપણો સહકાર જોઇએ. એ આપવા કમ્મર કસી તૈયાર થવાનું છે.

માગશર–૧૯૭૯ ભાસ્કર ગજાનન.

# રાક્ષસો

આપણે રામાયણ, મહાભારત, ભાગવત, વગેરે મહાન ગ્રંથોમાં વારંવાર રાક્ષસોનું વર્ણન સાંભળીએ છીએ, તથા વાંચીએ છીએ. તેનાથી આપણને દરેકને સાધારણ રીતે એવો ખ્યાલ આવે છે કે રાક્ષસો એટલે તો મોટા કદવાળા ઉંચા બળવાન માયાવી શક્તિવાળા હોય. અને તે હોય પણ ખરૂં. રાક્ષસો મોટે ભાગે મલિનમન વાળા જ ચિતરેલા છે. કોઇ કોઈ રાક્ષસો જ વિભીષણ, પ્રહ્લાદ જેવા સાત્વિક વૃત્તિવાળા છે.

જેમ બ્રાહ્મણ કુળમાં જન્મેલ કંઈ સાત્વિક વૃત્તિવાળો જ હોય એમ માનવાનું નથી, તેમ રાક્ષસના પેટે અવતરેલ કંઈ તામસી વૃત્તિ વાળો હોય તેમ નથી. રાક્ષસો તો બ્રાહ્મણ હોઈ શકે, ક્ષત્રિય હોઈ શકે, વૈશ્ય હોઇ શકે, પણ આપણને એ વાતનો ખ્યાલ હોતો નથી.

આપણે બધા એમ માનીએ છીએ કે રાક્ષસો આ જમાનામાં નથી, પણ એ ખ્યાલ ઉપલી રીતથી ખોટો છે.

હાલ આખું જગત રાક્ષસોથી ભરપૂર છે. રાક્ષસો આપણા આગળથી પસાર થતા હશે, છતાં પણ આપણને તેનો ખ્યાલ હોતો નથી. કારણ કે આપણને તો એવો જ ખ્યાલ હોય છે, કે રાક્ષસો તો રામચંદ્રજીના વખતમાં થઈ ગયા, હવે હોય નહિ. પણ કળિયુગ નામ સાથી પડયું? દુનિયામાં રાક્ષસો વધી ગયા એટલે. વળી સત્યયુગમાં મોટો ભાગ સાત્વિક વૃત્તિવાળો હતો અને થોડો ભાગ તામસી વૃત્તિનો હતો, એટલે તે એકદમ તરી આવતો. પણ કળિયુગમાં તો તદ્દન થોડો ભાગ, બલ્કે નહિ જ જેવો ભાગ ધાર્મિક વૃત્તિનો છે, અને બધો ભાગ આસુરી વૃત્તિનો છે. પહેલાંના ઋષિયો ગણ્યા ગણાય નહિ એટલા, તો હાલના રાક્ષસો ગણ્યા ગણાય નહિ એટલા.

આ બધું વાંચી કોઇને આશ્ચર્ય થાય, કે આવા રાક્ષસો એટલે કોણ? તો આપણે તેનો વિચાર કરીએ. રાક્ષસો એટલે મનની મલિનતા, ક્રુરતા, અધર્મ વગેરેથી ભરપૂર મનુષ્ય રાક્ષસો કહેવાય. કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે દુર્ગુણો પણ આપણા શરીરના રાક્ષસો છે. હાલમાં જુઓ તો આખું જગત આવા દુર્ગુણોથી ભરપૂર છે. હાલના મોજશોખ માણનારાઓ પણ રાક્ષસો છે. કારણકે તેઓ રૂધિરપ્રિય છે એટલું જ નહિ, હિન્દુસ્તાનના પોતાના દેશી બંધુઓના લોહીથી તૃપ્ત થનારા છે. મહારાજો પણ (આંચકો ખાતાં કહેવું પડે છે કે) રાક્ષસો છે. કારણકે ધર્મને નામે પૈસા ભેગા કરી મોજશોખ અને લફંગાઇમાં તેની ખુવારી કરે છે. અને જેની પાસેથી પૈસા લે છે, તેનું બિચારાનું લોહી ચુસાય છે. આ રાક્ષસો નહીં તો શું? પહેલાં પણ ન હતા એવા

રાક્ષસો હાલ ફરે છે. પહેલાના રાક્ષસો આસ્થાવાળા હતા. હાલતો દુર્ગુણોની મૂર્ત્તિઓજ ફરે છે. પણ આપણને ભોળાઓને તેઓની દુષ્ટતાની ખબર નથી હોતી. અને બહારના આડંબરથી આપણે મોહાઈ જઈએ છીએ. આતો એક જાતની રાક્ષસી માયા કહેવાય. હાલની સરકાર જુઓ. એ પણ રાક્ષસીજ કહેવાય ના ? તેણે પોતાની માયાથી આપણને કૃત્રિમ પ્રેમ બતાવી આશાનું અંકુર આપ્યું. એજ સરકારે પોતાની સત્તા જમાવી, હાલ હિન્દુસ્તાનમાં કાળોકેળ વર્તાવી દીધો છે. ચાહ પીનારા પણ રાક્ષસો છે. હાલ આસામ વગેરે દેશમાં, ચાના બગીચામાં કામ કરતા આપણા હિન્દીભાઈઓની સ્થિતિ જુઓ* ઢોરની પણ કંઈ આથી સારી સ્થિતિ હોય. તેમના લોહીમાંથી બનેલી ચા આપણે પીતાં જરા પણ અચકાતા નથી. પણ બંધુઓ, એ આપણે ચાહ નથી પીતા, પણ લોહી પીએ છીએ. માણસોનાં લોહી પીએ છીએ. દેશી બંધુઓનું રક્તપાન કરીએ છીએ, એ લક્ષ્યમાં રાખવું જોઈએ. જ્યારે આખા હિન્દુસ્તાનમાં ઉપરાઉપરી દુષ્કાળ આવે છે, બંધુઓ તથા બ્હેનો ભૂખ્યાં અને નાગાં ફરે છે, ત્યારે જે પૈસાનો ફાંકો ધરાવનાર લોકો માન્ચેસ્ટરી કાપડ પહેરી મોજશોખ ઉડાવે છે, એ એક જાતનું રાક્ષસીપણું નહિ તો બીજું શું ? જેનું મન કઠોર છે તે જ ખરો રાક્ષસ. પણ હજી આ રાક્ષસો કંઈ ઉતરી આવેલા નથી. તેઓ હજી સાત્વિક પક્ષમાં ભળી શકે. પણ માણસોને પોતાના

---

*વાંચો ટુંકી વાર્તા ભા૦ ૫. 'ચાહનો પ્યાલો કે રક્તનો' (સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય)

દુર્ગુણોની ખબર હોતી નથી, એટલે પોતાનું મન દરરોજ તપાસી જુએ કે મારામાં દુર્ગુણ છે કે નહિ. કહ્યું છે કે—

**प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चरितमात्मनः ।**
**किंनु मे पशुभिस्तुल्यं किंनु सत्पुरुषैरिति ॥**

દુર્ગુણોથી દૂર ભાગો અને મન નિર્મળ કરો! પ્રભુ આપણને આ કામમાં સહાય કરો!!

**મૂળશંકર મોહનલાલ ભટ.**

---

# દયા

મધ્યાહ્નનો સમય હતો. આકાશમાં એક પણ વાદળી દેખાતી ન હતી. ગગનના મધ્ય ભાગમાં વિરાજતો સૂર્ય પૃથ્વી ઉપર પ્રખર કિરણો વરસાવી રહ્યો હતો. જમીન તપી ગઈ હતી. જગત કામકાજ છોડી આરામ લેતું હતું.

આવે સમયે પાટલીપુત્ર પાસેના એક અરણ્યના ધોરી રસ્તા ઉપર એક સાધુ ચાલ્યા જતા હતા. તેની ભવ્ય મુખાકૃતિ મનુષ્યને ઘડીભર થંભાવી દે તેવી હતી. મુખ ઉપર ચાલતા પરસેવાના રેલાથી અને વળી તેના ઉપર પડતા સૂર્યના કિરણથી તેનું મુખ ઝળકી રહ્યું હતું. માથા પર વાળ ન હતા. '**भाल छुपे नहि भभुत लगायो**' એ પ્રમાણે સાધુના વેશમાં હોવા છતાં, તે કોઈ ઉંચા કુળનો રાજવંશી જુવાન હોય, એવું અનુમાન થઈ શકતું હતું. સાધુ પોતે પહેરેલી કફનીવડે પવનની અપેક્ષાથી પવન નાખતા હતા. પગમાં પાદુકાઓ પહેરેલી હતી.

સાધુ પાટલીપુત્રના ભવ્ય પ્રાસાદો જોતા જોતા ચાલ્યા જતા હતા. રસ્તા પર ચાલતાં ચાલતાં એક લીમડાનું ઝાડ આવવાથી, તેની નીચે વિશ્રામ લેવા બેઠા. પોતાની છાંયતળે ભાવિ બુદ્ધને બેઠેલા જોઇને જાણે હર્ષ થયો હોય, તેમ ઝાડ ડોલવા લાગ્યું. થાક લાગ્યો હોય તેમ તેઓ ઝાડ નીચે બેઠા. આડા થવાની જરા તૈયારી કરતા હતા, તેવામાં દૂરથી ઘેટાંઓની બૂમ તેમને કાને પડી. કાને પડતાંની સાથેજ એકદમ વ્યાકુલ ચિત્તે ઉભા થઇ, સડક ઉપર પગ તથા ડોક ઉંચાં કરી જોયું તો દૂરથી ધૂળ ઉડતી જણાઇ. અને ઘેટાંઓનો 'બેં'કાર પણ સંભળાયો. આ અવાજે સાધુનું મન પીગળાવી નાખ્યું. અને સાધુ પણ ઉતાવળે પગલે પોતે જે રસ્તેથી આવ્યા હતા, તેજ રસ્તે તે ઘેટાંઓની સામા ચાલવા લાગ્યા. તે વખતે તેમના મુખ ઉપર થયેલ ગભરાટ, આંખોનું ફાટવું, વગેરે ભાવો બાળકની ચીસ સાંભળી, માતાના મુખ ઉપરના ગભરાટ વગેરે ભાવો જેવાજ લાગતા હતા. થોડીકજ વારે તેઓ ઘેટાંની નજદીક આવી પહોંચ્યા, અને જોયું તો એક ઘેટાંનું ટોળું અને તેની સાથે તેનો રબારી ચાલ્યાં જતાં હતાં. ઘેટાનાં બચ્ચાં બિચારાં ન ચાલી શકવાથી નીચે પડી જતાં હતાં. કોઇ મોટાં ઘેટાંની ગોદમાં લપાતાં હતાં. કોઇ રખેવાલની ડાંગના ક્રૂર પ્રહારથી બેશુદ્ધ જેમ પડી જતાં હતાં. અને પાછો યમદંડ જેવી ડાંગનો પ્રહાર તેમને ઉભાં કરીને ચલાવતો હતો. એક લિચારૂં લંગડું ઘેટાનું બચ્ચું ચાલી ન શકવાથી વારંવાર ગબડી પડતું હતું, અને તેના ઉપર પણ મારો ચાલુજ હતો. આ ત્રાસજનક અને દયાજનક દેખાવ જોઈ સાધુની આંખમાં ઝળઝળીઆં

આવી ગયાં. હૃદયમાં કંપારી છૂટી. સાધુ એકદમ ઘેલા જેમ દોડયા અને પેલા લંગડા બચ્ચાને ઉચકી તેને બચ્ચી લેવા લાગ્યા, પંપાળવા લાગ્યા. સાધુનો પ્રેમ ક્યાંય સમાયો નહિ. ઉભરાઈ ગયો.

રખેવાળ પણ જોઇ રહ્યો. એક શબ્દ પણ તેના મુખમાંથી નિકળી ન શકયો. સાધુના પ્રેમે તેમાં પ્રવેશ કર્યો. રાક્ષસમાં પ્રેમનો આવિર્ભાવ થયો. સાધુએ રખેવાળ પાસે જઈ કહ્યું " ભાઇ તું આ ઘેટાંને કયાં લઇ જાય છે? અને તે પણ આવે તડકે શીદ લઇને જાય છે?" રખેવાળ નમી જઇને બોલ્યો " મહારાજ, આ પાસેના ગામડામાંથી ઘેટાં લઇ, મહારાજ બિંબિસારના યજ્ઞમાં જાઉં છું." સાધુએ કહ્યું "યજ્ઞમાં બિચારાં ઘેટાંનું શું કામ?" રખેવાળ જરા આશ્ચર્ય તથા નમ્ર રીતે હસીને બોલ્યો "મહારાજ, ઘેટાં વગર તે કંઇ યજ્ઞ થતો હશે? યજ્ઞની પૂર્ણાહુતી સમયે આ ઘેટાંઓનું તો દેવોને પ્રસન્ન કરવા સારૂં બલિદાન અપાશે."

સાધુની આંખે અંધારાં આવી ગયાં. તેના હૃદયને જબરો આઘાત થયો. તે બોલી ઉઠયા "શું યજ્ઞમાં ઘેટાંનો વધ? પ્રભુ! પ્રભુ! શું મનુષ્યનું ઘોર અજ્ઞાન!!! મહારાજ બિંબિસાર જેવો પણ અંધારામાં ડૂબકાં ખાય છે! બસ આજે તો આ ઘેટાંના પ્રાણ બચાવું, તોજ મારો વૈરાગ્ય સફળ. તોજ મારી કફની શોભે." છેલ્લું વાકય બોલતી વખતે તેમના મુખ ઉપર દઢતા ફેલાઈ ગઇ.

બધું શાંત થયું. સાધુના મુખ ઉપર દઢતા, વાત્સલ્ય, પ્રેમ, કરૂણા, વગેરે ભાવો એક પછી એક આવતા ગયા. ઘેટાંઓ પણ પોતાનો ઉદ્ધારક આવ્યો જાણી ગયાં હોય તેમ

આનંદથી ચાલવા લાગ્યાં. સૂર્ય પણ જાણે સાધુ તરફથી ઠપકો મળશે એવી બીકથી તેની માફી માગવા નીચો નમ્યો. શહેર ધીમે ધીમે પાસે આવ્યું. સાધુ અને રખેવાળ ઘેટાંઓ સાથે યજ્ઞમંડપ પાસે આવી પહોંચ્યા.

હવે આપણે તેમને બહાર રાખી અંદર દાખલ થઈ, જોઈએ.

* * * *

એક ખુલ્લા ચોગાનમાં એક ભવ્ય મંડપ હતો. મંડપ તદ્દન કિનખાબનો હતો. કોર ઉપર મોતીનાં તોરણો લટકાવેલાં હતાં. મંડપની અંદર એક સળંગ મોટી અનેક ભાતોવાળી, જુદા જુદા રંગોથી રંગેલ શેત્રંજી પાથરી હતી. મંડપની અંદર એક બાજુએ ખાસ પીઠો ગોઠવી હતી. ઉપર સુંદર રેશમી ગાદી નાખેલી હતી. તેના ઉપર દેશ દેશના રાજાઓ બેઠેલા હતા. રાજાઓ પણ ઉત્તમ આભૂષણ અને પોષાકથી સજ્જ થયેલા હતા. બાજી બાજુએ ઉંચી ગાદીઓ ગોઠવી હતી. તેના ઉપર નગરના પ્રતિષ્ઠિત માણસો, અમાત્યો વગેરે બેઠા હતા. એક તરફ નગર જનો બેઠેલા હતા. મંડપ તદ્દન શાંત અને ગંભીર લાગતો હતો; આથી પણ શોભામાં વધારો થતો હતો.

મંડપની પાસે એક યજ્ઞકુંડ હતો. તેની પાળ કુંકુમ વગેરેથી ચિતરેલી હતી. યજ્ઞકુંડ પાસે એક વેદી હતી. કુંડની એક બાજુએ રાજા બિંબિસાર બેઠેલો હતો. રાજા શરીરે કદાવર હતો. તેનું વિશાળ કપાળ, તેજસ્વી આંખો, ભરાવદાર મુખ, માંસલ બાહુ. વિશાળ છાતી વગેરે બરાબર 'રાજન'

પક્ષીને શોભાવે તેવાં હતાં. રાજાએ એક પિતાંબર પહેર્યું હતું અને એક ઓઢયું હતું. તે એક પાટલા ઉપર બેઠો હતો.

તેની સામે એક બાજોઠ ઉપર રાજ્યનાં પુરોહિતજી મોટે સ્વરે મંત્રોચ્ચાર કરી રહ્યા હતા, અને રાજાને યજ્ઞવિધિ કરાવતા હતા. પુરોહિતજીએ પણ એક પિતાંબર પહેર્યું હતું, એક ઓઢયું હતું અને માથે પાઘ નાખી હતી. પુરોહિતજીના પાટલા પાસે હારબંધ બેઠેલા બ્રાહ્મણો પણ ગગનભેદી સ્વરો કાઢી રહ્યા હતા. તેમની કેડે એક છરો ખોસેલો હતો.

આ પ્રમાણે યજ્ઞ ચાલી રહ્યો હતો. કુંડનો અગ્નિ ઘીથી પ્રજ્વલતો અને નાળીએર, જવ, તલ વગેરેથી 'તડતડ' અવાજ કરી રહ્યો હતો. થોડી વારે પુરોહિતજીની બૂમ પડી, "બલિદાન લાવો." બૂમ પડતાંની સાથેજ બ્રાહ્મણોના છરાઓ બહાર નિકળવા લાગ્યા. બ્રાહ્મણો કેડ બાંધવા લાગ્યા. પ્રેક્ષક જનોના મુખ ઉપર આશ્ચર્ય જણાતું ન હતું. ફક્ત ખુણે ખાંચરે નજર ફેરવતાં કોઇ કોઇના મુખ ઉપર કંપારી, તો કોઇક જ અજાણ્યાના મુખ ઉપર ઉત્સુકતાનાં ચિહ્ન દેખાતાં હતાં. ઘણાના મુખ ઉપર આનંદ પ્રસરવા લાગ્યો.

થોડી વારે તો ઘેટાંના ટોળા સાથે એક રબારી તે ચોગાનમાં આવ્યો. (આ રબારીને આપણે તો ઓળખીએ છીએ) ઘેટાંઓના 'બેંકાર' સંભળાવા લાગ્યા. ઘેટાંમાંથી એક મોટો હૃષ્ટપુષ્ટ ઘેટો બહાર આણવામાં આવ્યો, અને એક બ્રાહ્મણ તેને યજ્ઞ પાસેની વેદી ઉપર લાવ્યો. ઘેટાને સિંદુર લગાડવામાં આવ્યું. અને શણગારવામાં આવ્યો. આખો મંડપ ઘેટા અને તેને શણગારતા બ્રાહ્મણ તરફ જોઇ

રહ્યો હતો. ઘેટો બલિદાન માટે તૈયાર કરવામાં આવતો હતો. ઘેટાના મનમાં હજુ સુધી કંઈ ન હતું. બ્રાહ્મણોના મુખ ઉપર જાણે આતો હંમેશની ક્રિયા હોય, તેમ જરા પણ આશ્ચર્ય જણાતું ન હતું. જેવી રીતે કસાઇનો ધંધો તેવીજ રીતે આ એક ધંધો થઇ પડયો હોય, એમ લાગતું હતું. ઘેટાને શણગારી લીધો. બ્રાહ્મણે કેડે ખોસેલો છરો બહાર કાઢયો. ધાર ઉપર આંગળી ફેરવી. છરો પણ નમેલ સૂર્યનાં કિરણોના પ્રતિબિંબથી જાણે હસતો હોય તેમ લાગતું હતું.

છરો ઉંચો ગયો, નીચે આવ્યો..............ત્યાંતો ' સબુર ' એવો ઘેરો ગંભીર પ્રેમભાનો નાદ, બ્રાહ્મણ, પુરોહિત, રાજા, મંડપ, બધાને કાને પડયો. કૃષ્ણની મોરલીથી ગોપીઓની જેવી દશા આખા મંડપની થઈ. થોડીવારે વેદી ઉપર સાધુના વેશમાં મૂર્તિમંત પ્રેમ ( દયા ) હોય તેવી એક વ્યક્તિ આવીને ઉભી રહી. આ સાધુને પણ આપણે આપણે ઓળખીએ છીએ. બ્રાહ્મણોના છરા ત્યાંને ત્યાં રહ્યા. વેદી ઉપર ઉભેલો બ્રાહ્મણ તેના તેજથી કે ગમે તે કારણથી શરમિંદો થઈ પોતાના આસને ચાલ્યો ગયો. ઘેટો પણ વેદી ઉપરથી છટકીને નાસી ગયો. જડ ચેતન બધુંય સ્તંભી ગયું. રાજા પણ કંઇ બોલી શક્યો નહિ. તેનું આખું મન અવાજ કરી રહ્યું હતું. છતાં તેનું મુખ તો સીવાઇજ ગયું હતું.

આ મોહિની થોડી ક્ષણ સુધી રહી. પછી રાજા આશ્ચર્ય સાથે બોલ્યો " કુમાર સિદ્ધાર્થ, તમે અહિ ક્યાંથી ? આ તમારો પોશાક શું ? તમારી દશા શું ? યુવરાજ ! પુત્ર, પિતા, પત્ની, રાજ્ય, વૈભવ, છોડીને આવે વેશે આપ શું

અહીં આવ્યા છો? આ યજ્ઞનું બલિદાન શા માટે અટકાવો છો? મને કંઈ સૂઝ પડતી નથી."

સાધુ, જગતને પુત્રવત્ જોતા હોય, તેમ બોલ્યા "રાજન્ આ તું શું કરે છે? આ તે યજ્ઞ કે કસાઈખાનું? રાજા આ યજ્ઞમાં આવું દુષ્ટ કર્મ હોઈ શકે? રાજા, મેં મારો ધર્મ બજાવ્યો છે. પાપ અટકાવવું એતો અમારો ધર્મ છે, હક્ક છે."

રાજા ચોંક્યો "આ તે સિદ્ધાર્થ બોલે છે કે કોઈ ધર્માત્મા?" સાધુના શબ્દની અસર આબાદ પડી. આખો મંડપ તો આ સાંભળીને દિગ્મૂઢ થઈ ગયો હતો. રાજા સાધુને ચરણે ઢળ્યો. "મહાત્મન્ મને ઉગારો આ પાપમાંથી. હું ખરેખર પાપી છું"...........રાજાનો કંઠ રૂંધાયો અને અટક્યો. પુરોહિતજી પણ આ જોઈ રહ્યા, જડ થઈ ગયા. સાધુ મોટે અવાજે બોલ્યો "રાજન્ કદી સાંભળ્યું છે કે પાપથી સ્વર્ગ મળ્યું છે? તું તારા આત્માને પૂછ, તું પાપ કરે છે કે પુણ્ય? દુનિયામાં આત્માને પૂછીને કામ કર. રૂઢીમાં તણાઇ જા નહિ. દયા એતો આપણા ધર્મનો પાયો છે. રાજા, યજ્ઞમાં જો **પ્રાણી** હોમવાથી સ્વર્ગ મળતું હોય, તો આવા નિર્દોષ પ્રાણીને હોમવા કરતાં માણસને શા માટે નથી હોમવામાં આવતા? જગત મુંગા અશક્ત, બુદ્ધિ વગરના પશુઓનો લાભ લે છે. માણસ તો પોતાના બળથી કે ગમે તે પ્રકારે છૂટી જાય, પણ બિચારા નિર્દોષ પ્રાણીઓ કેવી રીતે છૂટે? આનો તમે લાભ લ્યો છો, પણ યાદ રાખો, તેમનું કોઈ નહિ તો પરમેશ્વર તો છે જ."

"રાજન્ પ્રભુએ દરેકમાં એક સરખા પ્રાણ મૂક્યા છે. કીડીથી કુંજર અને રંકથી રાય પ્રભુ પાસે એક સરખા

છે. જેવું દુઃખ તને થાય તેવુંજ દુઃખ દરેકને થાય તેનો ખ્યાલ રાખ. સમવેદના તારી રગેરગમાં ઉતાર. બિચારાં મૂક પ્રાણીઓ તો આપણાં પ્રેમપાત્ર હોવાં જોઇએ. તેને બદલે તેનો આ ઉપયોગ ?" જેમ જેમ સાધુનું બોલનું વધારે વધારે આગળ ચાલવા લાગ્યું તેમ તેમ આખો મંડપ ગાંભિર્ય ધારણ કરવા લાગ્યો. દરેકના હૃદય હચમચી ઉઠયાં. બ્રાહ્મણોના હૃદયનો પથરો ઢીલો પડી ગયો. દરેકની ઇંદ્રિયોના વ્યાપાર બંધ પડી આંખમાં પેસી ગયા હતા. અને દરેકની આંખ સાધુ ઉપરજ હતી. સાધુ તો આગળ ચલાવ્યે રાખતા હતા. સાધુનું હૃદય પણ ઉભરાતું હતું.

"રાજન, તને એમ લાગતું હોય કે આપણા ધર્મશાસ્ત્રમાં પશુવધ લખ્યો છે, તો તપાસ આ બ્રાહ્મણોનાં હૃદય અને પૂછ તેમને કે પશુવધ તે સ્વર્ગની સીડી કે નર્કનું દ્વાર ? બધાના આત્મા જાણે છે, છતાં તેનું ન ગણકારતાં રૂઢીને વળગી જવાથી આમ થાય છે. રાજન્ કયું ધર્મશાસ્ત્ર પશુવધ ઉપદેશે છે ? જે ધર્મશાસ્ત્રો પશુવધ ઉપદેશે છે તે ધર્મશાસ્ત્રો ને હું આ ઘડીએ જ આ યજ્ઞમાં હોમી દઉં. પ્રભુ ખુદ પોતે આકાશમાંથી ઉતરી કહે કે પશુવધ એ ધર્મ ક્રિયા છે, તો એ પ્રભુને પણ હું ધિક્કારી કાઢું. પછી ભલે જગત્ મને નાસ્તિક ગણે. રાજન્ પ્રાણી માત્ર પર દયા રાખતાં શીખ. આ ઘોર પાપમાંથી મુક્ત થા. રાજન્ ધર્મશાસ્ત્રો શીખવે છે કે

**अहिंसा परमो धर्मः ।**

પ્રભુ તને અને આ બધાને સુબુદ્ધિ આપે.

સાધુએ પોતાની વાણી બંધ રાખી. દરેકનાં હૃદય અલૌકિક આનંદ ભોગવવા લાગ્યાં. હજુ આખો મંડપ તેની

વાણી તરસ્યો હોય એમ તલપી રહ્યો હતો. આખું વાતાવરણ બદલાઇ ગયું.

પાટલીપુત્રના રાજાએ સાધુના પગ આંસુથી ધોયા, અને બોલ્યો "મહાત્મન્ હવે હું સમજ્યો કે દયા એજ ધર્મનું મૂળ છે. અને આ યજ્ઞ એ પાપ છે. આજથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે હવેથી હું પશુયજ્ઞ નહીં કરૂં અને મારા રાજ્યમાં તે અટકાવીશ. આજની રાત મારા મહેલમાં ગાળો. આજે મારૂં રાજ્ય તથા મારો મહેલ પાવન થયાં છે." સાધુએ રાજા બિંબિસારને પોતાના હાથવડે ઉઠાડયા અને બન્ને મહેલમાં ગયા. આખો મંડપ પણ આનંદ સાથે પોતપોતાને સ્થાને ગયો.

સાંજ પડી ગઇ હતી. એટલે રાજાએ સાધુને માટે બધી સોઇ કરી આપી. તેમને જમાડયા અને પોતે સુઇ ગયા.

સવારે રાજા ઉઠયો. સાધુને માટે સ્નાન વગેરેની તૈયારી કરી. સાધુ પણ નિત્યકર્મથી પરવાર્યા. રાજા સાધુ પાસે આવ્યો. સાધુને અહિં રહેવાનો ઘણો આગ્રહ કર્યો. સાધુએ કહ્યું "હવે તો હું જઇશ જ. મારે માટે એક સ્થાન જ ન હોય. ફરી કોઇવાર આવીશ." રાજાએ ઘણો આગ્રહ કર્યો પણ નિષ્ફળ. ત્યારે તેણે કહ્યું "મહાત્મન્ ફરી કોઇ વાર આ દાસને પાવન કરશો."

સાધુ વિદાય થયા. સાથે રાજાનું મન પણ લેતા ગયા. આ સાધુ તે જ ભાવિ 'બુદ્ધ'

રાજાએ તે દિવસથી આખા મગધદેશમાં ઢંઢેરો પીટાવ્યો,

**હવેથી મારા રાજ્યમાં કોઇએ પશુવધ ન કરવો.**

**મૂળશંકર મોહનલાલ ભટ્ટ.**

---

# સ્વતંત્રતા

સ્વતંત્રતા એટલે કોઈના તાબામાં ન હોવું તે. ગુલામ એ પરતંત્ર છે. કારણ તે પોતાની ઈચ્છા પ્રમાણે કાંઈ પણ કરી શકતો નથી. તેનો દેહ બીજાને વેચી દીધેલ છે. એ દશામાં તો તેનો શેઠ જે કરવાનું કહે, તે ગમે તે મુશીબત વેઠીને યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યા સિવાય તેને કરવુંજ પડે છે. પરંતુ ગુલામીની સ્થિતિમાં પણ જો તે પોતાની ઇંદ્રિયોને વશ રાખતો હોય અને દુર્ગુણોથી દૂર રહેતો હોય, તો ગુલામીમાં હોવા છતાં સ્વતંત્રજ છે. એટલે જેણે પોતાનું મન-વાસના જીતી છે, તે સ્વતંત્ર છે.

અત્યારે સ્થૂળ દૃષ્ટિએ જોતાં આપણા ઉપર બ્રિટિશ લોકો-પરદેશી લોકો-રાજ્ય કરે છે, એટલે આપણે બધા પરતંત્ર છીએ. પણ જો આપણો આત્મા શુદ્ધ થઈ જાય તો આપણે સૂક્ષ્મ દૃષ્ટિએ સ્વતંત્ર જ છીએ. અને એકવાર એ આંતર સ્વતંત્રતા મેળવ્યા પછી બહારની સ્થૂળ સ્વતંત્રતા

લેતાં જરા પણ વિલંબ લાગતો નથી. એટલેજ અસહકારની હીલચાલ આત્મ શુદ્ધિનો માર્ગ કહેવાય છે.

સ્વતંત્રતાનો વિચાર કર્યા પછી હવે વિદ્યાર્થીઓને કેવી સ્વતંત્રતા જોઇએ તે વિશે થોડો વિચાર કરીએ.

આપણી ઇચ્છા વિરૂદ્ધ કાંઇક નિયમ થાય અને તે અનિચ્છાએ ફરજીયાત રીતે પાળવો પડે, તો તેને પરતંત્રતા ગણીએ છીએ. કારણ તેમાં આપણી ઇચ્છા મુજબ નથી થતું. જો એ નિયમ જાતે ખરાબ હોય અને તે પાળવાથી આપણા દુર્ગુણો વૃદ્ધિ પામે એવું હોય, છતાં આપણે પાળવો પડે, તો તે અવશ્ય પરતંત્રતા જ છે. પણ જો એથી આપણા દુર્ગુણો નષ્ઠ થઇ આપણે સુમાર્ગે જતા હોઇએ તો તો તેમાં સ્વતંત્રતા જ છે.

વિદ્યાર્થી ઉપર જો અમુક જાતનો અંકુશ હોય, તોજ વધારે ઉપયોગી છે. એમ કરવાથી તે પોતાની બધી વાસનાઓને તાબે રાખતાં શીખે છે. ખરી સ્વતંત્રતા નૈતિક અંકુશમાં જ છે. વિદ્યાર્થી અવસ્થામાં જો કોઇ પણ જાતનો પ્રતિબંધ ન હોય તો દેખીતી રીતે તે સ્વતંત્ર છે, છતાં જો બરાબર વિચાર કરીએ તો પરતંત્ર ગણી શકાય. કારણ દરેક વિદ્યાર્થી એવો ન હોય કે જેણે વાસનાઓને વશ કરી હોય. અને તેના ઉપરથી જ્યારે અંકુશ દૂર કરવામાં આવે ત્યારે તે પોતાની વાસનાઓને વશ થઇ જાય છે. વાસનાઓ બહેકી જાય છે અને પોતાની મરજી પ્રમાણે વર્તે છે, એટલે આખરે તેનું અધઃપતન થાય છે.

આપણે દરેક લગભગ આપણી વાસનાઓને અધીનજ હોઇએ છીએ. એટલે આપણે તો અંકુશમાં રહેવું એજ ઇષ્ટ છે

એમ મારૂં માનવું છે. ધર્મમાં પણ અમુક અમુક ફરજો દરેક માણસને માથે નાખેલી હોય છે. જો તે પ્રમાણે આપણે વર્તીએ તો તેમાં પરતંત્રતા નથી પણ સ્વતંત્રતાજ છે. કારણ એ ફરજો અદા કરવાથી માણસ પતિત નહિ થતાં ઉંચોજ ચડે છે.

આ વિદ્યાર્થી દશામાં આપણે આપણી વાસનાઓને એટલા બધા વશ હોઇએ છીએ કે નાનામાં નાની વાસનાને પણ વશ કરવી મુશ્કેલ પડે છે. રમવું એ નાની બાબત છે. પણ જો એના ઉપર કાંઇક અંકુશ મૂકવામાં આવે તો આપણે તરતજ ચીડાઇ જઇએ. તેની સામે મોટી ઝુંબેશ ઉઠાવીએ. આપણને એમ લાગે કે આમાં તો આપણી સ્વતંત્રતા છીનવી લીધી. પણ આપણે સમજતા નથી કે આપણે રમવાની વાસનાને તાબે થઇ ગયા છીએ. એટલે એ અંકુશને લીધે તો પરતંત્રતામાંથી આપણે સ્વતંત્ર થઇએ છીએ.

આપણે એકેએક ઇંદ્રિયને કાબુમાં લાવીએ ત્યારે જ આપણે પૂર્ણ સ્વતંત્ર કહેવાઇએ. કોઇ માણસ દારૂને પીટે જતો હોય અને તેને અટકાવવામાં આવે તો તેને એમ લાગે કે મારા ઉપર અંકુશ મૂકયો—મારી સ્વતંત્રતા છીનવી લીધી. પણ તે નથી સમજતો કે તે પોતાની દુર્વાસનાને તાબે છે, કારણ તે દુર્વાસના નજરે નથી ચડતી અને આ અટકાયત તરતજ નજરે તરી આવે છે.

આપણા ઉપર કોઇ પણ જાતનો બહારનો પ્રતિબંધ ન હોય, તો આપણે જાતે તેવા પ્રતિબંધો પોતાને માટે નક્કી કરવાની જરૂર છે.

હંમેશાં આટલું ખાસ ધ્યાનમાં રાખવું કે સ્વતંત્રતા અને સ્વચ્છંદતા સાથે ન ગણવી. આપણે હમણાં જેને સ્વતંત્રતા ગણીએ છીએ તે સ્વચ્છંદતા છે. તેમાં આપણી જાતને ગમે તેમ સ્વચ્છંદી રીતે વર્તવા છૂટ આપીએ છીએ. માટે આવી સ્વચ્છંદતા ઉપર આપણે બનતી તાકીદે પ્રતિબંધો મૂકવા.

આપણી ઇચ્છાઓને તાબે રાખી શકીએ તો આપણે સ્વતંત્ર છીએ. અને સુખ પણ તેમાંજ છે. હમેશાં સ્વતંત્રતા સાથે સુખ હોય છે. જ્યાં પરતંત્રતા ત્યાં દુઃખ હોય છે.

નિર્બળ માણસ સ્વતંત્ર થઈ શકતોજ નથી. સ્વતંત્ર થવામાં મનની–શરીરની નિર્બળતા આડે આવે છે. જો આપણું મન આપણું કહ્યું ન કરે અને ઉંધે રસ્તે જાય તો આપણે સંપૂર્ણ સ્વતંત્ર નથી, પણ મનને આધીન છીએ. એથી આપણે આત્મકર્તવ્ય જાણતા નથી.

કેટલીક વાર એવું બને છે કે માણસ પોતે આત્મ. કર્તવ્યનો–શું કરવું જોઇએ એનો વિચાર કરે છે પણ તેને અમલમાં મૂકી શકતો નથી. કારણ તેનામાં બુદ્ધિ છે પણ ક્રિયાત્મક શક્તિ નથી.

વિદ્યાર્થી અવસ્થા એ તો કઠિન તપ છે, નહિ કે મોજશોખ અને વિલાસી જીવન. તેમાંજ આપણી શક્તિઓનો યોગ્ય વિકાસ કરવા ધારીએ તો થઇ શકે છે. કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે. જેવી ટેવો અત્યારે પાડશું તેવી પડશે. નઠારી આદત પાડશું તો નઠારૂં ફળ આવશે; સારી આદત પાડશું તો સારૂં ફળ આવશે. નદી જ્યાંથી નીકળે છે ત્યાં તો તેનો પટ તદ્દન નાનો હોય છે, પણ તે જેમ જેમ વધતી જાય, તેમ તેમ મોટી થતી જાય છે. અને સાગરને

મળતી વખતે તો તેનો પટ અફાટ થઇ જાય છે. તેજ પ્રમાણે દુર્ગુણ રૂપી નદી પહેલાં તો નાની હોય છે પણ મોટપણે ઘણી મોટી થઇ જાય છે. અને જેમ નદી પણ મોટી થયા પછી તેના વેગને ખાળી શકાતો નથી, તેમ દુર્ગુણો રૂપી નદી વધી ગયા પછી તેને ખાળવી મુશ્કેલ થઇ પડે છે. માટેજ અત્યારથી આપણી દરેકે દરેક વૃત્તિ ઉપર જો યોગ્ય કાબુ આવે તો જ આપણી વૃત્તિઓ મોટપણે વશ રહેશે, નહીં તો એકવાર વધી ગયા પછી અટકાવવી અસાધ્ય છે. પછી આપણું જીવન પરતંત્ર અને દુ:ખી થઇ જશે. માટે ખરો સુખી થવાનો રસ્તો, નાનપણથીજ આપણી વૃત્તિઓને તાબે રાખવાનો છે.

જે સુખ આપે તેજ સ્વતંત્રતા છે. અને અત્યારથીજ આપણી વૃત્તિઓ ઉપર આપણે કાબુ મેળવશું તો આપણે સુખી થશું. માટે નાનપણથી જ સંયમી થવું એમાં ખરી સ્વતંત્રતા છે. વૃત્તિઓને વશ થવું એ પરતંત્રતા છે.

સ્વતંત્રતા પૈસાથી નહિ મળે, બાહુબળથી નહિ મળે, અધિકારથી નહિ મળે; સ્વતંત્રતા તો આપણા પોતાના હાથમાં જ રહેલી છે. પહેલેથી જો આપણી વૃત્તિઓને સ્વચ્છંદપણે છૂટી મૂકી દેશું, તો આપણને એમાં સ્વતંત્રતા લાગશે, પણ તેથી મોટપણે દુ:ખ છે અને જેમાં દુ:ખ છે એ સ્વતંત્રતા નથી. માટે સ્વચ્છંદી ન થતાં સંયમી થવું, તેમાંજ ખરી સ્વતંત્રતા સમાયલી છે.

આષાઢ–૧૯૭૭ ભાસ્કર ગજાનન.

---

# હિંદની સ્થિતિનું થોડુંક દર્શન

( ગણેશદત્ત શર્માં કૃત **भारतमे दुर्मिक्ष** ના પુસ્તકની પ્રસ્તાવનાનું ભાષાંતર. )

**प्रहृष्टो मुदितो लोकस्तुष्टः पुष्टः सुधार्मिकः ।**
**निरामयो ह्यरोगश्च दुर्भिक्षभय वर्जितः ॥**
**नचापि क्षुद्भयं तत्र न तस्करभयं तथा ।**
**नगराणि च राष्ट्राणि धनधान्ययुतानि च ॥**

**वाल्मीकि.**

અર્થાત્, બધી પ્રજા, પ્રસન્ન, મુદિત, તુષ્ટ, પુષ્ટ, આધિ-વ્યાધિ રહિત, ધાર્મિક અને દુકાળના ભયથી મુક્ત થઇ ગઇ. કોઈને ભૂખની લેશ પણ ચિંતા ન હતી. આમ આખું રાજ્ય ધનધાન્યથી પરિપૂર્ણ થઈ ગયું.

વહાલા દેશભાઇઓ,

એવો કોણ મનુષ્ય હશે જે ઉપર લખ્યા મુજબના રાજ્યની ઇચ્છા ન કરે? કોણ એવો હશે જેને આવા રાજ્યમાં

વસવાની ઇચ્છા ન થાય? પણ આ તો શ્રીરામચંદ્રના રામરાજ્યનું વર્ણન છે. આજ તો બધું લગભગ એથી વિપરીત છે. આજે તો પ્રજા દુઃખી, કૃષ, નબળી, અલ્પાયુ, આધિવ્યાધિયુક્ત, ધર્મચ્યુત તથા દુકાળના ભયથી ભયભીત છે. બધા સવારે ઉઠે ત્યાંથી રાતે સુવે ત્યાં સુધી પેટની જ્વાલા શાંત કરવા માટે હાયવોય કર્યા કરે છે, તો પણ પેટપૂરણ અન્ન મળતું નથી. અમારાં શહેરો, ધનધાન્ય વગરનાં થઈ ગયાં. અમે તો દીનતા અને ગુલામીમાં સબડીએ છીએ, અને જીવનને ભારરૂપ સમજીયે છીએ. અમે તો 'દો દિનકી જીંદગી' અને 'ક્ષણ ભંગુર શરીર' વગેરે વાક્યો બોલી હતાશ થઈ બેઠા છીએ. વેદ ઉપદેશ આપે છે—

**'पश्येम शरदः शतं, जीवेम शरदः शतं,**
**शृणुयाम शरदः शतं, प्रब्रवाम शरदः शतं,**
**अदीना स्याम शरदः शतं भूयश्च शरदः शतात्।**
**—यजुर्वेद. अ. ३६-२४**

અર્થાત્—'મનુષ્યે પુરૂષાર્થ—પ્રયત્ન કરતાં અદીન વૃત્તિથી સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા કરવી જોઈએ. સો વરસ અથવાતો તેથી પણ વધારે વરસ સુધી બધી શક્તિઓને ઉન્નત રાખવી જોઇએ'.

આ વેદ મંત્ર બ્રાહ્મણો માત્ર સંધ્યા વખતે જ બોલે છે, પણ તે પર કદી વિચાર કરતા નથી.

બધી શક્તિઓને ઉન્નત રાખવા માટે પુરૂષાર્થ કરવાની આવશ્યકતા છે, અને એ પુરૂષાર્થ સુખસામગ્રી વગર મળવો મુશ્કેલ છે. અહીં તો રાતદિવસ ઘાણીના બળદની માફક

ક્રામમાં મચ્યા રહેવા છતાં પણ પેટ પૂરતું અન્ન મળતું નથી. પૌષ્ટિક પદાર્થ-ઘી, દૂધ વગેરે જે શરીરને પોષણ આપનારા પદાર્થો છે, એ પદાર્થો તો આજે સ્વર્ગના અમૃત કરતાં પણ દુર્લભ થયા છે. આ બધી ચિંતાઓથી તથા પેટપૂરણ અન્ન નહિ મળવાથી આયુ પણ નિર્બળ થયું છે. અર્થાત્ દેશવ્યાપી ભયંકર દુકાળને લીધે હિંદવાસીઓના બુરા હાલ થાય છે.

આજથી સો વરસ પહેલાં શું હતું, અને વર્તમાન કાળમાં શું છે, એની તુલના કરીએ છીએ ત્યારે ચોંકી જઈએ છીએ. મારા પૂજ્ય પિતાશ્રીની ઈ. સ. ૧૮૯૩ ની ડાયરી જોઈ ત્યારે એમાં લખેલા અનાજના ભાવથી હું અચંબો પામ્યો. તે વખતે ૨૪ શેર ઘઉં, ૧૦ શેર ચોખા, ૩૦ શેર મગ, ૧૦ શેર ગોળ અને ૨ શેર ઘી એક રૂપીઆમાં મળતું. આતો આજથી ૨૭ વર્ષ પહેલાંની જ વાત છે. જ્યારે હું આજની વધતી જતી મોંઘવારી તરફ દૃષ્ટિ કરૂંછું, ત્યારે રૂંવાડાં ખડાં થઈ જાય છે. આ મોંઘારતની છેલ્લાં છ વર્ષમાં તો હદ આવી ગઈ છે. આનું કારણ એ છે કે અમારા ખાદ્ય પદાર્થો ઉપર સરકારની કરડી નજર થઈ અને ઘઉં વિદેશ જવા લાગ્યા. અને મારા ધારવા પ્રમાણે તો ઈ. સ. ૧૯૧૫ થી ૧૯૧૮ સુધીમાં લગભગ ૯૭ લાખ ટન જેટલો ખાદ્ય પદાર્થ વિદેશ ઉપડી ગયો છે. ભારત ભલે ભૂખે મરી જાય, તેની તેમને કાંઇ પરવા નથી. તેમને કોઇ પૂછનાર નથી. કારણ-' **परम स्वतंत्र न सिरपर कोउ** '।

અહીં એટલા ઘઉં થતા હોય કે જેથી અહીંના લોકોને પૂરા પડી વધે; તો બાકીના વધેલા ઘઉં પરદેશ ચડાવવામાં કોઇપણ જાતનો વાંધો નથી. પરંતુ ખેદ એટલોજ છે કે

કરોડો ભારતવાસીના મુખમાંથી અન્ન પડાવી લઇ પરદેશ મોકલાવ્યું !

સન ૧૯૧૧ થી ૧૯૧૮ સુધીના સાત વર્ષોની સરેરાશ કાઢવાથી જણાય છે કે સેંકડે ૫૨-૭ ટકા યુવાન સ્ત્રીપુરૂષોને– ૧૫ કરોડ ભારત વાસીઓને અર્ધપેટ અન્ન મળ્યું છે. આ ચોકખું સમજવા માટે એમ પણ કહી શકાય કે અમારા ૭ કરોડ ભારતવાસી ભાઇ બ્હેનો ભૂખ્યાં રહ્યાં. હાય ! કેવી શોચનીય સ્થિતિ છે, કે જ્યારે કરોડો ભારતીઓ એક અન્નના દાણા માટે ટળવળે, ત્યારે અમે ઘેર બેઠા મિષ્ટાન્ન ઉડાવીએ ?

ખેદની વાત છે કે કેટલાએ કરોડ ભારતવાસીઓ તનતોડ મહેનત કરવા છતાં પણ જેલખાનાના એક કેદી જેટલું પણ અન્ન મેળવી શકતા નથી ! આમ અર્ધપેટ રહેવાનું ફળ એ આવ્યું કે દેશમાં પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા વગેરે સર્વસંહારી અનેક રોગો પેદા થયા. કોઇ પણ ભારતવાસી રોગમુક્ત સુખી, ધનઐશ્વર્યયુક્ત દેખાતો નથી.

આમ તો બધા પોતાના સુખમાં મસ્ત છે, અને બધા પોતાને સુખી અને ધનવાન સમજે છે. પરંતુ આતો માત્ર અશ્વત્થામાને સમજાવવા માટે પાણીમાં લોટ ઘોળીને તૈયાર કરેલા કૃત્રિમ દૂધ જેવું છે. જો આની સાચી દશાનો ખ્યાલ કરવામાં આવે, અથવા તો અમેરિકા સાથે જો હિંદની સરખામણી કરવામાં આવે તો નિઃસંદેહ જે ભારતને અમે સ્વર્ગની ઉપમા આપતા હતા, તેને નર્કની ઉપમા આપતાં સંકોચ નહિ થાય.

અન્ન વગર ભારતમાં માણસો અનાથની માફક મરી જાય છે; જાણે હિંદીઓની કાંઇ કિંમતજ ન હોય !

અહીં દર સેંકડે ૩૧.૨ મૃત્યુ સંખ્યા છે. ભાગ્યેજ કોઈ દેશમાં મૃત્યુનું પ્રમાણ આટલું બધું હશે. અમારૂં આયુષ્ય સરેરાશ ૨૪.૭ વરસનું છે, સારાંશ એટલોજ કે અન્ન વગર અમે બધી જાતની દુર્દશા ભોગવીએ છીએ. આ બધાનું મૂળ હું તો દુકાળજ ગણીશ. જો હજી પણ અમે ઉંઘ નહિ ઉડાડીએ તો આગળ કેવા ભયંકર સમયની સામે યુદ્ધ કરવું પડશે, એ કહી શકાતું નથી.

અહીં નીચે એક અંકનો કોઠો આપીએ છીએ, એ ઉપરથી ખબર પડશે કે ભારતમાં અન્નની કેટલી ખોટ છે.

| સન | દેશમાંઅનાજની જરૂર | પેદાથએલઅનાજ | અનાજની તૂટ |
|---|---|---|---|
| ૧૯૧૧–૧૨ | ૬૪૩.૩ લાખટન | ૫૩૫ લાખટન | ૭૮.૩ લાખટન |
| ૧૯૧૨–૧૩ | ૬૪૦ ,, | ૫૧૯ ,, | ૧૦૧ ,, |
| ૧૯૧૩–૧૪ | ૬૪૧.૧ ,, | ૪૯૬.૧ ,, | ૧૪૫ ,, |
| ૧૯૧૪–૧૫ | ૬૪૭.૯ ,, | ૫૪૩.૬ ,, | ૧૦૪.૩ ,, |
| ૧૯૧૫–૧૬ | ૬૪૯.૧ ,, | ૫૮૪.૩ ,, | ૬૪.૮ ,, |
| ૧૯૧૬–૧૭ | ૬૫૦.૩ ,, | ૬૦૦.૮ ,, | ૪૯.૫ ,, |
| ૧૯૧૭–૧૮ | ૬૪૯.૧ ,, | ૫૭૧.૩ ,, | ૭૭.૭ ,, |

આ ખોટ પૂરવા માટે બે ઉપાયો છે. (૧) દેશમાં અનાજની પેદાશ વધારવી. (૨) દેશનું અનાજ બહાર ન મોકલવું. પહેલો ઉપાય તો કંગાળ ભારત માટે કષ્ટસાધ્ય છે. કારણ અહીંના અન્નદાતા ખેડુતોની બહુ દુર્દશા છે. ઘણાંજ દરિદ્ર છે. હવે ફક્ત બીજો ઉપાય રહે છે. એજ આ મહાન્ દુષ્કાળને માટે ઇલાજ છે. અહીંની ખોટ જોતાં અહીંનો અનાજનો એક પણ દાણો પરદેશ મોકલવો એ મહા પાપ છે.

## હિંદની સ્થિતિનું થોડુંક દર્શન

હવે જરા નીચેનો કોઠો જોઇએ. એમાં બતાવ્યું છે કે અમુક સાલમાં અમુક ખોટ હોવા છતાં અમુક અનાજ પરદેશ મોકલાયું.

| સન | દેશમાં અન્નની ખોટ | પરદેશ મોકલાવેલ અન્ન |
|---|---|---|
| ૧૯૧૫–૧૬ | ૬૪·૮ લાખટન | ૨૩·૮ લાખ ટન |
| ૧૯૧૬–૧૭ | ૪૯·૫ ,, | ૨૯·૦ ,, |
| ૧૯૧૭–૧૮ | ૭૭·૭ ,, | ૪૫·૧ ,, |

અર્થાત અહીંની ખોટ તરફ કાંઇ પણ ધ્યાન આપ્યા વગર બીજાનું પેટ ભરવાનું જ એક ધ્યાનમાં છે. આટલું આટલું થાય છે, છતાં સરકારે તા. ૧૩ માર્ચ ૧૯૨૧ સુધીમાં ચાર લાખ ટન ઘઉં પરદેશ મોકલવાની આજ્ઞા કરી છે! કેટલા ખેદની વાત છે, કે સરકારને ભારતવર્ષની રક્ષાની કોઇ પણ જાતની આવશ્યક્તા જણાતી નથી! આ વર્ષે વરસાદ ન હોવાથી દેશમાં ધાન્યની બહુ મોંઘવારી છે. ભયાનક દુકાળનાં ચિન્હો દેખાય છે છતાં પણ ભૂખ્યા ભારતનો કોળીયો ઝૂંટવી લઇ અમારી 'માબાપ સરકાર' (!) પોતાનાં સગાં ભાઈ ભાંડુઓને ઠાંશી ઠાંશીને એટલું ખવરાવવા માગે છે કે એમને અપચો થાય તો ગોળી ખાવાની પણ પેટમાં જગ્યા ન રહે. આ જાતની સરકારની ન્યાયબુદ્ધિ જોઇ ક્યાં સુધી ધીરજ ધારી શકાય? 'ભૂખે ભજન ન હોત ગોપાલા'. વાળી કહેવત આજ ખરી પડે છે. ભૂખ્યા રહેવાથી કોઇ પણ જાતની ભક્તિ–ઇશ્વરભક્તિ, રાજ્યભક્તિ અથવા દેશભક્તિ—થતી નથી. વર્તમાન સ્વરાજ્ય આંદોલનના

અપરાધી અમે ભારતવાસી નથી. આવશ્યકતાને લીધે અમારે આમ કરવું પડયું છે. સ્વતંત્રતા એ મનુષ્યનો જન્મસિદ્ધ હક છે. કોઇ માણસ ભલે કદાચ થોડા વખતને માટે કોઇનો ગુલામ થઇ રહે, પરંતુ એ હરહંમેશ ગુલામીમાં જ સબડયા કરે, ને તેના ઉપર કરવામાં આવતા અત્યાચારો ઇશ્વિરકાર્યની માફક સહન કર્યા કરે, અને ચુંકારો પણ ન કરે, એ બની શકે તેમ નથી જ. ભારતમાં દુકાળને લીધે જે અધોગતિ થઈ છે, તેને દૂર કરવાનો ઉપાય એક માત્ર સ્વતંત્રતા છે, અને એ પ્રાપ્ત કરવાનો માર્ગ વર્તમાન રાજનૈતિક આંદોલન છે. અહીં એક વેદમંત્ર યાદ આવે છે. એમાં પ્રજા તરફથી રાજાને પ્રાર્થના છે કેઃ—

**मानो वधीरिन्द्र परा दामानः मिथा भोजनानि प्रमोषीः। अण्डामानो मघवञ्छक निभेन्या नः पात्रा भेत्सह जानुषाणि ॥**

**ऋग्वेद मं १ अ० १५०. सू. १०४**

અર્થાત્—"હે પ્રશંસિત, ધનયુકત, બધાં કાર્યો કરવા સમર્થ, શત્રુનો વિનાશ કરવાવાળા, સભાપતિ રાજન્! આપ આપની પ્રજાને ન મારો. અન્યાયથી શિક્ષા ન કરો. અમારૂં જે અત્યંત પ્યારૂં હોય તેને ન હણો. અમારાં સોનાચાંદીનાં પાત્રોને ન બગાડો."

આ વાત તરફ તો નિઃસ્પૃહ રાજા પણ ધ્યાન આપી શકે છે. અને જો ઉક્ત મંત્ર પ્રમાણે રાજ્ય ચલાવે તો કોઇ જાતનો ઝઘડો પણ ઉભો ન થાય. ભારત ઉપર મોટો અન્યાય થાય છે, અને તે એ કે અમને અમારાં દુઃખ નિવારણ કરવા માટે અવસર પણ નથી આપવામાં આવતો. જો કોઈ પોતાનાં

દુઃખ જાહેર કરવા જાય તો તેને અરાજક ઠરાવે છે, અને તેને દાબી દેવા પ્રયત્ન કરવામાં આવે છે. દાદ ફરિયાદ કરવાવાળાઓને માટે સખ્ત કાયદા બનાવવામાં આવે છે. હવે એ જાપતાની નીતિથી કદી દબાશે નહિ. જાપતાની નીતિનું નામ સાંભળતાં જ હવે એ દેશ વધારે જાગૃત થવા માંડયો છે. કારણ કે '**बुभुक्षितः किं न करोति पापम्**' ભૂખ્યો માણસ શું નથી કરતો ? ભારત સુદશા પ્રવર્તક વેદોએ હવે અમૃતપ્રાય, જર્જરકાય ભારતને દુષ્કાળ વગેરે વ્યાધિઓના વિકાળ પંજામાંથી છૂટવા માટે એક અંતિમ મંત્ર 'સ્વરાજ્ય' બતાવ્યો છે. વેદ પણ—

'**व्यचिष्टे बहु पाटये यतेमहि स्वराज्ये**'

—**ऋग्वेद ५/६६/६**

અર્થાત્—'અમે વિસ્તૃત અને ઘણાઓને પાલન કરતા સ્વરાજ્ય માટે પ્રયત્ન કરીએ' વગેરે કહી આ અમૃતતુલ્ય ઔષધ, જે દેશને માટે ઉપયોગી છે, તેની બાબતમાં સાક્ષી પૂરે છે.

જેમ ધાન્યની ખોટ છે તેજ પ્રમાણે ઘી, દૂધ, વસ્ત્ર વગેરેની મોંઘાઈમાં પણ હવે હદ આવી ગઈ છે. લોકોને દૂધ, ઘી મળતું નથી. આનું કારણ પશુધનનો સંહાર છે. લાખો પશુઓ દરરોજ કપાય છે અને દેશપરદેશ મોકલવામાં આવે છે. ગૌચર જમીન ન હોવાને કારણે પશુઓ નિર્બળ થવા લાગ્યાં છે, તથા તેના હાલ ખરાબ થવા લાગ્યા છે. હું એક બાબત સમજાવું છું.

આ યુરોપીય મહાસમરની ક્ષતિપૂર્તિ માટે 'ક્ષતિપૂર્તિ-કમિશને' જર્મની પાસેથી એક હજાર સાંઢ તથા પાંચ લાખ

ગાયો ફ્રાંસને, ૧૧૧૫૦ પશુ ઇટાલિને, ૨૧૦૦૦૦ ગાયો બેલ્જિયમને, અને ૫૦૦૦ સાંઢ તથા ૫૨૦૦૦ બળદ તથા ૧ લાખ ગાયો સર્વિયાને દેવરાવવાનો ઠરાવ કર્યો છે. જર્મનિ દે કે ન દે તેની સાથે અમારે કાંઇ લેવા દેવા નથી. અમારે તો અહીં એટલુંજ બતાવવું છે કે વિદેશમાં પશુધન કેટલું અમૂલ્ય છે, કે જે ક્ષતિપૂર્તમાં માગવામાં આવે છે. એટલે કે યુદ્ધમાં મરેલા મનુષ્યોના બદલામાં પશુધન લેવામાં આવે છે. એ લોકો બધાં મળી ૮૫૯૧૫૦ ઉપયોગી પશુઓ જર્મની પાસેથી લેવા માગે છે.

એ તો ભલે ગમે એટલાં લે, કારણ તેમને જર્મનીએ ધોકો પહોંચાડયો છે. પરંતુ અમારૂં કહેવું એ છે, કે યુદ્ધમાં ભારતે તો સહાયતા આપી છે. ભારતે ૧૧૬૧૭૮૯ રીક્રુટસ સમુદ્રપાર મોકલ્યા છે. જેમાંના ૧૦૧૪૩૯ સૈનિક ઘાયલ, કેદી અને કેટલાકનું શું થયું એ ખબર નથી. હું અહિં યુદ્ધમાં ભારતે કેટલું ધન આપ્યું એ બતાવતા નથી માગતો. કારણ અહિં તો જીવોનો જ સવાલ છે. ભારતે તેમને પૂરતી સહાયતા આપી છે, તો પણ શા માટે એમનાં પશુઓનો સંહાર કરવામાં આવે છે? અને એ કમિશને ભારતના આ મહાન ક્ષતિપૂર્તિ માટે કેટલાં પશુ ભારતમાં મોકલવા વ્યવસ્થા કરી? કંઇ જ નહિ. એક પણ પશુ ભારતને દેવામાં નથી આવ્યું.

મુખ્ય વાત તો આ છે કે અમારા હાથમાં કંઇજ અધિકાર નથી. નહિં તો અમારે આ દુષ્કાળનું પ્રલયસૂચક તાંડવનૃત્ય જોવું કેમ પડે?

આ સિવાય દુષ્કાળનાં બીજાં કારણો ઘણાં છે, જે જો સરકાર ઇચ્છે, તો એક દિવસમાં દૂર કરી શકે છે. જેવાં કે—

માદક વસ્તુઓનો વેપાર, કરની કઠોરતા, ભિખારીઓની ભયંકર વૃદ્ધિ તથા વિદેશનો વેપાર વગેરે.

(૧) કેફી પદાર્થોને મોંઘા વેચી તેનો ઇજારો આપવો એ એને અટકાવવાનો ઇલાજ નથી, પણ ખજાનો ભરવાનો ઇલાજ છે. એને તો તદ્દન અટકાવીને સખ્ત કાયદો બનાવવાની જરૂર છે.

(૨) કરની કઠોરતા ઓછી થવી જોઇએ. ભારતના ગામખેડૂતો પાસેથી ફક્ત નામનો જ કર લેવો જોઇએ. જ્યારે ક્યાંઈ કોઈ દિવસ કોઈ ખેડૂતની સાથે ઝઘડો થાય છે અથવા તેમના ઉપર અન્યાય કરવામાં આવે છે, તો તેનું મૂળ કારણ ખેડૂતો કર દઇ શકતા નથી એ જ હોય છે.

(૩) ભિખારીઓને અટકાવવા કોઈ સખ્ત કાયદો બનાવવાની જરૂર છે. આ કામ મ્યુનિસિપાલિટિઓ તથા ટાઉન કમિટિઓ સારી રીતે કરી શકશે. એટલે કે ભિખારીઓને આ સંસ્થાઓ પ્રમાણપત્ર આપે કે એ ભિક્ષા માગવા યોગ્ય છે કે નહિ. પ્રમાણપત્ર વગરના ભિખારીઓને સજા કરવી જોઇએ. જો કે દાન એ ધર્મનું એક અંગ ગણાય છે છતાં આવા ઘરેઘર માગતા ફરતા લટ્ઠ ભિખારીઓને દાન ન આપવામાં કોઈ પણ જાતની હરકત નથી.

(૪) વિદેશી માલ ભારતમાં ખપાવવા માટે સરકારે પોતાના બળનો કોઇ પણ રીતે ઉપયોગ ન કરવો. ભારતમાં બનતા માલ ઉપર વધારે કર અને વિદેશી માલ ઉપર નામનો કર નાખીને પોતાનો અન્યાય વધારે વાર ન ચલાવવો. એક બીજા દેશનો અંદર અંદર વેપારનો સંબંધ થાય એ અનુચિત નથી, ફક્ત સમાનતા અને ન્યાય હોવાં જોઇએ. જેટલો

બાકડો તૈયાર થએલો માલ ભારતમાં આવે છે તેટલો ભારતમાંથી પરદેશ જતો નથી. જે જાય છે તે કાચો માલ જાય છે. તે પણ વધારે નથી. સંન ૧૯૧૩-૧૪ માં ભારતમાં વિદેશી માલ કેટલો આવ્યો, તેનો કોઠો નીચે પ્રમાણે છે.

| વસ્તુનું નામ | મૂલ્ય રૂપીઆ. |
|---|---|
| મિઠાઈ | ૨૬૩૩૦૦૦ |
| બિસ્કુટ | ૪૪૮૧૦૦૦ |
| કાગળ | ૧૫૮૭૭૦૦૦ |
| પતરાં અને પ્લેટ | ૨૨૩૫૦૦૦ |
| સાબુ | ૭૫૦૬૦૦૦ |
| સ્ટેશનરી | ૬૯૯૮૦૦૦ |
| રમકડાં | ૪૪૧૭૦૦ |
| હાડકાં ચામડાં | ૧૫૩૭૦૦૦ |
| કન્ડેન્સડ મિલ્ક | ૪૧૫૨૦૦૦ |
| ચૂડીઓ (બંગડી) | ૮૦૪૫૦૦૦ |
| શીશીઓ | ૨૧૯૩૦૦૦ |
| ચિમનીઓ | ૧૭૯૪૦૦૦ |
| જોડા અને બુટ | ૭૯૨૬૦૦૦ |
| છત્રી સોટી વગેરે | ૫૩૧૦૦૦૦ |
| કટલરી સમાન | ૨૮૩૩૦૦૦ |
| કુલ | ૭૩૯૬૬૭૦૦ |

ઉપર લખ્યા પ્રમાણે અમે લગભગ સાડાસાત કરોડનો, ચોંકાવનારી કિંમતનો માલ વિદેશથી લીધો. એમાં એક વાત ઉપર અમે ધ્યાન ખેંચીએ છીએ કે કન્ડેન્સડ મિલ્ક ( ઠારેલ દૂધ ) ૪૧૫૨૦૦૦ રૂ. નું વિદેશથી આવ્યું. આમાંથી બે વાત નીકળે છે. (૧) હિંદમાં દૂધની તાણ છે જેથી પરદેશથી દૂધ મગાવવું પડે છે. (૨) બીજું એ કે વિદેશી

## હિંદની સ્થિતિનું થોડુંક દર્શન

લોકો પોતાના દેશનો એટલો આદર કરે છે, અને એટલા સ્વદેશ ભક્ત છે કે હિંદનું અમૃતતુલ્ય તાજું દૂધ પોતાના ઉપયોગમાં ન લેતાં પોતાના દેશનું વાશી દૂધ ઉપયોગમાં લે છે.

સરકારે હવે દેશની દુર્ભિક્ષગ્રસિત ભયંકર દુર્દશા પર ધ્યાન દેવું ઘટે છે, અને તે સુધારવાના પ્રયત્ન એકદમ કરવા માંડી સાચા રાજા બનવા પ્રયત્ન કરવો જોઇએ. હવે હિંદની સુધારણામાં વધારે પૈસા ખરચવાની જરૂર છે, અને જરા પોતાના સ્વાર્થને એક બાજુ મૂકી છોડવાની જરૂર છે. જેમકે રેલવે એક વેપાર જ છે. એમાં ઘણા રૂપીઆ ખર્ચાઈ ચૂક્યા છે. આથી દેશને દેખીતો લાભ થયો છે પણ વાસ્તવિક રીતે હાનિ છે. સરકારને આથી ઘણો લાભ થયો છે. જરા ટૂંકાણમાં આ જોઈ જઇએ.

સન ૧૮૫૩માં અહિં રેલવે ચાલુ થઇ. અત્યારે ૩૫૨૮૫ માઇલ રેલવે હિંદમાં છે. એમાં ૪૬૫૮૫૯૩૫૦૦૦ રૂપીઆ ખર્ચ થયો અને ભારત સરકાર હજી દર વર્ષે ૧૨ કરોડ રૂપીઆ એનો વિસ્તાર વધારવા ખર્ચે છે. આતો ફક્ત રેલવે રસ્તાનો જ ખર્ચ છે, રેલવે ખાતાનો નહિ. જો સરકાર આટલા રૂપીઆ દરવરસે ભારતની ઉન્નતિમાં વાપરે તો દેશનું કલ્યાણ થાય. પહેલાં રેલમાં બેસનારા ભૂખથી પીડાતા હિંદીઓનું પેટ ભરો, પછી રેલને વધારો. પ્રજાનું પુત્રવત્ પાલન કરવું એ રાજાનો ધર્મ છે. આ બાબતોનો વિચાર કરી સરકાર ભારત તરફ ધ્યાન દે તો ઠીક છે. પરંતુ કોઈ દાદ નથી દેતું. આ ક્ષુધાર્ત ભારતનો રક્ષણ કરતા એક પરમાત્મા છે.

શ્રાવણ–૧૯૭૭ ભાસ્કર ગજાનન

# અંત્યજો.



"દેશના આધાર રૂપ જો કોઈ પણ હોય તો તે નીચ વર્ગ જ છે. જે કોમોને અત્યાર સુધી નીચ ગણવામાં આવે છે, તેમને પોતાના હક્કો પાછા આપવાનો પ્રયત્ન કરવો એમાં જ હવે ઉચ્ચ કોમોનું કલ્યાણ રહેલું છે."

"નીચ લેખાતો જનસમાજ જ્યારે જાગશે અને તમારો જુલમ સમજવા લાગશે ત્યારે તેમની એક ફૂંક માત્રથી તમે ઉડી જવાના!"

"એટલાજ માટે હું તમને પુનઃ પુનઃ કહેતો આવ્યો છું કે હલકી કોમોમાં જ્ઞાનનો ફેલાવો થાય તેવા પ્રયત્ન કરો. હવે તેમને ઘેર જઈ તેમને સમજાવી દો કે તમે અમારા ભાઈઓ છો, અમારા દેહનું એક અંગ છો—અમે તમને પ્રેમથી ભેટવા તૈયાર છીએ. હવે તમારો કદાપિ તિરસ્કાર નહિ કરીએ."

"જેમના પ્રતાપે તમે આનંદ–મોજ કરો છો, તેમને જ

તમે હલકા ગણી કહાડો છો ? અને તમે મોટા બુદ્ધિમાન થઇ ગયા એમ પોતાની જાતે મનમાં માની લઇ અભિમાન કરો છો ?"

("સ્વામી વિવેકાનંદ")

હાલમાં અંત્યજોની સ્થિતિ બહુ શોચનીય છે. તેમને કેટલી કેટલી અગવડતા વેઠવી પડે છે, કેટલો કેટલો તિરસ્કાર ખમવો પડે છે, કેટલા કેટલા હડધૂત થવું પડે છે, એ બધું આપણે જાણીએ છીએ. તેમને આટલું આટલું સહન કરવું પડે છે, તેનું કારણ, જો જરાએક ખ્યાલ કરીને જોવાશે તો માલમ પડશે કે આપણે પોતે જ છીએ. આપણે જ તેમને આવી અધમ સ્થિતિએ પહોંચાડયા છે—આપણે જ તેમની પાયમાલી કરી છે; અને એને માટે આપણે જ જવાબદાર છીએ.

કોઇ કહેશે કે કેમ આપણે શું કર્યું? એમનાં નશીબ એવાં અવળાં હશે એટલે એમની આવી સ્થિતિ છે. પણ, આપણે એમને અસ્પર્શ્ય ગણીને દૂર રાખ્યા, આપણેજ તેમને તેમની પોતાની જાત માટે હલકો ખ્યાલ આપ્યો, અને કહ્યું કે તમે નીચ છો. એટલે એ લોકો પણ એમજ માનવા લાગ્યા કે ખરેખર 'આપણે નીચ હઈશું.' તેનો પ્રત્યક્ષ દાખલો એ છે કે—આપણે અંત્યજને મળીએ તો કહેશે કે 'આઘા ખસજો બાપા' 'છેટા રહેજો ભાઇ' વગેરે તેઓ કહેશે. તેનું કારણ શું હશે? કારણ એજ કે આપણે તેમને ખોટો ખ્યાલ પેસાડી દીધો છે. આ ઉપરથી એમ જણાય છે કે અંત્યજોને હલકી સ્થિતિએ પહોંચાડનાર આપણે (હિંદુઓ) પોતે જ છીએ.

હવે આપણે અંત્યજોને અડવું કે નહિ તે ઉપર જાણીએ, ઘણા માણસો કહે છે કે "અન્ત્યજોને અડવું જોઇએ.

નહીં. તેમને અડીએ તો આપણે અભડાઈ જઈએ. વળી આપણા ધર્મશાસ્ત્રમાં લખ્યું છે કે ચંડાલસ્પર્શ કરવો નહીં. અન્ત્યજો સ્વચ્છ રહેતા નથી, બહુ ગંદા રહે છે" વગેરે.

શું તેઓ ગંદા રહે છે, તેને માટે આપણે કાંઈ ઉપાય કરી ન શકીએ? બેશક, કરી શકીએ. વળી આપણા ધર્મશાસ્ત્રમાં અન્ત્યજોને ન અડવું એવું કાંઈ લખ્યું નથી. પણ ઉલટું એમ લખ્યું છે કે જે લોકો પાપી, દુરાચારી હોય તેમનાથી દૂર રહેવું. શું તેઓ પાપી અથવા દુરાચારી છે? તેમણે કેટલાંક ખૂન કરી નાંખ્યાં? કેટલાં કુટુંબોની પાયમાલી કરી? કેટલોક વ્યભિચાર કર્યો? કેટલીક ચોરીઓ કરી? એનો તો આપણે કાંઈ વિચાર કરતા જ નથી. અને એટલું જ કહીએ છીએ કે તેમને અડવું નહિ. ઉલટું આપણા જ વર્ગમાં ચોરી વ્યભિચાર, ખૂન વગેરે થાય છે. પણ એવા મનુષ્યોને તો આપણે ઘણું ઘણું માન આપીએ છીએ. પણ બીચારા ઢેડાઓને તો આપણે હડ હડ કરીને કુતરાની જેમ હાંકી કાઢીએ છીએ.

અરે, કુતરાની પણ આપણે સંભાળ લઈએ છીએ પણ ફક્ત આ લોકોની જ કોઈ સંભાળ લેતું નથી. શું તેઓ માણસ નથી? શું તેમનામાં આત્મા નથી? શું તેમનામાં પ્રભુ નથી? તેમનામાં શું નથી? ઉલટું કેટલીક બાબતોમાં તો તેઓ આપણાથી ચડી જાય છે. પણ, આપણે તો "પંચ કહે તે પરમેશ્વર પણ મારી ખીલી તો ખસશે નહીં." એના જેવું કરીએ છીએ.

આપણે કુતરાને કે બિલાડીને પાળશું, ખવરાવશું, એમાં સુવરાવશું, અરે ચાટશું, પણ મનુષ્યને આપણે તિરસ્કારશું,

મારશું અને કાઢી મૂકશું. કુતરૂં ભલેને ગમે ત્યાંથી આવ્યું હોય, ગમે તે કરીને આવ્યું હોય, પણ આપણે તો તેને અડવાના. અંત્યજો તો છેટાના છેટા.

અંત્યજોને આપણે અડવાની ના પાડીએ છીએ પણ જ્યારે તે...Mr. Jack કે Mr.-John થઇને આવશે ત્યારે તો આપણે તેમને ભાઇ, બાપા કહીને અડીશું, પગે લાગશું, હસ્તધૂનન ( શેકહેન્ડ ) કરશું. એ નો એ જ ઢુંઢો એ નો એ જ ગોવિંદો એ નો એ જ વિઠ્ઠલ; ધર્મ બદલાવ્યો, સારાં કપડાં પહેર્યાં, એટલે બસ, આપણે તેને અડવાના.

દુનિયામાં કોઇ પણ ઠેકાણે એવું નથી કે જ્યાં મનુષ્યની કોઇ પણ જાતિને અસ્પર્શ્ય રાખતા હોય. છતાં આપણે તો ઉંઘીએ છીએ. હવે જાગીશું ત્યારે જોશું. આપણા ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે કોઇ જન્મથી બ્રાહ્મણ કે શુદ્ર થતો નથી. પોતાના કર્મથી જ માણસ બ્રાહ્મણ થાય છે અથવા શુદ્ર થાય છે. શુદ્ર જેવાં કામ કરે તો શુદ્ર થાય, વૈશ્ય જેવું કામ કરે તો વૈશ્ય થાય, અને ક્ષત્રિય જેવું કામ કરે તો ક્ષત્રિય થાય. જન્મથી જ આ બ્રાહ્મણ કે આ શુદ્ર એમ હોઇ ન શકે.

આપણે બધા બહુ ઉદાર હોવાની ડંફાશ મારીએ છીએ પણ ખરો ઉદાર કોણ કહેવાય એનો કોઇને ખ્યાલ નથી. આપણી હાલની ઉદારતા તો કોઈ ઓર માર્ગે જાય છે. ફંડોમાં રૂપિઆ આપવા, મિજલસો કરવી, ન્યાતવરા જમાડવા વગેરે વગેરેમાં આપણી ઉદારતાનો પ્રવાહ ઝપાટા-બંધ વહ્યો જાય છે. પણ કોણ જુએ છે ગરીબો કે લૂલાં

પાંગળા તરફ ? કદાચ સોએ પાંચ ટકા જોતા હોય તે કોણ જાણે. કોઈ પણ ગરીબ આપણે ઘેર બહેને એક રોટલાનો ટુકડો જ માગવા આવ્યો હોય. તો આપણે તેને કાઢી મૂકીએ છીએ. પણ જો કોઈ મિત્ર આવે અને ગોળ ગોળ શબ્દો વાપરીને આપણી પાસેથી સો બસો રૂપઆ ઉપાડી જાય, તે વખતે આપણને કંઈ નહીં થાય. પેલો મિત્ર તો રૂપિઆ લઈ જાય તે તો જાય જ ઉપકાર પણ નમાને. જો આ રૂપિઆનો હજારમો ભાગ પણ ગરીબને અર્થે વપરાય તો ગરીબો કેટલા રાજી થાય ? પણ આપણે તો પૈસાના મદમાં તણાયા જ જઈએ છીએ.

જ્યારે ગરીબોની આવી સ્થિતિ છે ત્યારે અંત્યજોની તો શી સ્થિતિ હશે ?

તેનો ખ્યાલ આપણે પોતે જ કરી લેવો. તેઓ બિચારા કેટલા ભૂખે મરતા હશે, કેટલા રોગથી પીડાતા હશે, તેનો ખ્યાલ તો આપણાથી ક્યાંથી આવી શકે. એ તો જેણે અનુભવ કર્યો હોય તેને જ ખબર પડે. આપણો પ્રાંત રહ્યો પૈસાદાર એટલે આપણને દુકાળ, દર્દો વગેરેની બહુ અસર થતી નથી. પણ બંગાળ, આસામ, ઓરીસા વગેરે પ્રાંતોમાં માણસોની શી સ્થિતિ. અંત્યજોની નથી કોઇ સંભાળ લેતું કે નથી કોઈ આશ્વાસન આપતું. અંત્યજો કોલેરા કે મરકીથી કેટલા પીડાય છે તેની ખબર તો આપણને કોઇને હશે પણ નહીં. આપણને જરાક તાવ આવે કે તરત જ આપણે ડૉ.ને બોલાવીએ અને તુરતા તુરત આપણે માટે ઉપાયો લેવામાં આવે. પણ જ્યારે અન્ત્યજોમાં રોગો ફેલાતા હશે ત્યારે તેમને શું થતું હશે વારુ ? પણ તેમની કોણ સંભાળ લેવા

જાય ? તેમની કોણ દરકાર રાખે ? વળી આપણા કરતાં તેઓમાં રોગ થવાનો વધારે સંભવ રહે છે. કારણકે એ લોકોને તંદુરસ્તી કેમ જાળવવી એનું કાંઈ ભાન હોતું નથી. કેટલા માણસોએ એ અંત્યજોની સારવાર કરી ? કેટલા વૈદ્યોએ તેમને દવા આપી ? કહો કે કોઈએ નહીં, કારણકે એ તો ઢેડાઓને કોણ અડે ? પણ તે વખતે એવો વિચાર નથી આવતો કે તેઓ માણસ છે.

એ વાત સાચી છે કે અંત્યજો ગંદા રહે છે, એમાં સુધારા કરવાની કુંચી તો આપણા હાથમાં રહે છે. તેઓ માંસ ખાય છે એ પણ અટકાવવાનું આપણા હાથમાં હોય છે. પણ એટલું યાદ રાખવું કે આપણામાં નથી એવું અંત્યજોમાં ઘણું ઘણું છે, માટે તેમને સુધારવા જતા પહેલાં આપણે પોતેજ સુધરી જવું જોઇએ.

તેઓ આપણા ઉપર કેટલા ઉપકાર કરે છે તેનું આપણને ભાન જ નથી. તેઓ છે એટલે જ આપણે જીવીએ છીએ. કારણકે તેઓ આપણને સ્વચ્છ હવાની સગવડ કરી આપે છે, ગંદવાડ બધો તેઓ પોતે જ વાળી જાય છે, અને બધું સાફ કરી નાખે છે. જીવવામાં મુખ્ય આવશ્યક અને પળે પળે ઉપયોગમાં આવતી વસ્તુ જે ચોકખી હવા છે, તે આ લોકોને લીધે જ મળી શકે છે. એ ભંગીઓ એકાદવાર મુંબઇ જેવા શહેરમાં હડતાળ પાડે તો બધાની શી સ્થિતિ થાય તે તો આપણે જાણીએ છીએ, એટલે કાંઇ કહેવાની જરૂર નથી. વણવાનો હુન્નર તેમણે જ ટકાવી રાખ્યો છે, તેઓ ન હોત તો અંગ્રેજી રાજ્ય આપણા પર કેટલું જડ ઘાલીને બેઠું હોત તેનો ખ્યાલ પણ કરી શકાય તેવું નથી. અત્યારે

તો આપણે તદ્દન પરાધીન થઈ ગયા હોત. વિદેશી માલ વિના આપણે એક ડગલું પણ ભરી ન શકત. આપણી આટલી પણ સારી સ્થિતિ છે તે અંત્યજોને અને આપણી ધર્મની લાગણીને જ આભારી છે.

એવા અંત્યજોને મૂકીને આપણે કયે ભવ સ્વરાજ્ય લેશું તેનો ખ્યાલ કોણ કરી શકે? શું પાંચકરોડ અંત્યજોને અળગા રાખીને આપણે સ્વરાજ લેવાના હતા? શું પાંચકરોડ દેશ બંધુને તિરસ્કારીને આપણે ફાવવાના હતા? શું આપણો હાથ કે પગ તુટી જશે તો આપણે સંપૂર્ણપણે કામ કરી શકવાના હતા? નહિ જ, અને એટલા જ માટે આપણે તેમને આપણી સાથે લેવા પડશે.

અત્યારે સ્વદેશ ભક્તિનો પવન વાય છે. પણ સ્વદેશ પ્રેમ તે શું કાંઇ દેશનાં નદીઓ, નાળાં, સરોવરો, તળાવો કે પહાડો ઉપર કરવાનો છે? સ્વદેશ પ્રેમ તે શું કાંઈ દેશના પશુ, પક્ષી કે જડ પદાર્થો પર કરવાનો છે? કે સ્વદેશ પ્રેમ કાંઇ મરી ગયેલાં, દટાઇ ગયેલાં મુર્દાં કે આપણા પિતૃઓ ઉપર કરવાનો પ્રેમ છે? હા, થોડો ઘણો તો ખરો જ. પણ મોટો ભાગ તો માનવ જાતી પર જ. દરેકે દરેક દેશબન્ધુ પર જ. તો પછી આપણે ઉપરથી સારા દેખાતા, કપડે લત્તે સુંદર અને સ્વચ્છ દેખાતા માણસો ઉપર જ પ્રેમ રાખી અંત્યજો ઉપરથી પ્રેમ કેમ દૂર કરી શકીએ? અંત્યજોને કેમ તિરસ્કારી શકીએ.

"પ્રભુના દરબારમાં પણ ગરીબ તવંગર રાજા અને રંક વચ્ચે, મનુષ્ય અને પશુ વચ્ચે, બ્રાહ્મણ અને શુદ્ર વચ્ચે ભેદ ગણવામાં આવતો નથી. પ્રભુની પાસે તો સઘળા સમાન

છે." એવા ઉચ્ચાર કરનાર આપણે—આર્યો કહેવડાવતા, ધર્માનષ્ઠ કહેવાતા, અને કહેવડાવતા. બધા ધર્મો અમારા જ દેશમાં, એવું અભિમાન ધરાવતા આપણે પોતાને મુખેથી આ વાક્યો બોધીએ છીએ તો પછી આપણે ત્યાં તો એ ભેદ ક્યાંથી હોઇ શકે ! આપણે અંત્યજોને અસ્પર્શ્ય કેમ રાખી શકીએ ?

શું પ્રભુ આપણાથી ઓછી બુદ્ધિવાળો છે કે તે અંત્યજોને પોતાના પડખામાં લે છે ? નહિ જ. 'હા' તો કોઇ કહી શકશે જ નહિ. તો પછી આપણે તેમને તરછોડવા એ ખરેખર નિંદ્ય છે. અને એટલે એ નિર્વિવાદ છે કે અંત્યજોને તરછોડવા, ધિક્કારવા. કેએ ઉડાડવા, પશુ કરતાં પણ હલકા ગણવા, એ આર્ય પ્રજાને માટે તો એક મોટામાં મોટું કલંક છે.

માટે આ કલંક ભૂંસવા, આ કલંકનું જડ મૂળ કાઢવા હવે ફક્ત એક જ અને સહેલો ઉપાય એ જ છે કે આજે જ આપણે આપણા અંત્યજ બંધુઓને આપણા પક્ષમાં-સોડમાં લેવા અને તેમની સાથે આપણો પોતાનો પણ ઉદ્ધાર કરવો. અંત્યજ વિના સ્વરાજ્ય લુલું છે.

છેવટે સ્વામી વિવેકાનંદનો સન્દેશ અસ્થાને નહીં ગણાય, એમ ધારી લખું છું.

"ઓ હિંદુસ્થાન ! સિતા, સાવિત્રી અને દમયંતી, એ તારી સ્ત્રી જાતી તો આદર્શ છે, એ તું ભૂલતો નહીં. તારો ઇષ્ટદેવ યોગીયોનો યોગી અને ત્યાગી ઉમાપતિ શંકર છે, તે તું ભૂલતો નહિ. તારૂં લગ્ન, તારી દોલત, અને તારી જીંદગી ઇંદ્રિયવિલાસ માટે કે તારા અંગત સુખને માટે નથી, તે તું ભુલતો નહીં. જગદંબાની વેદીમાં હોમાવાને માટે જ તું જન્મ્યો છે, તે તું ભૂલતો નહીં. તારા દેશનું સામાજિક બંધારણ અનંત વિશ્વવ્યાપિ માતૃત્વનો પડઘો છે, તે તું ભૂલતો નહિ.

અંત્યજો, અજ્ઞાનીઓ, મોચીઓ અને ગામડીઆઓ, ભંગીયાઓ પણ તારા લોહીના સગા છે, તારા ભાઇઓ છે, તે તું ભૂલતો નહીં. હે હિંદવાસી ! હિંદુસ્તાનના બહાદુર વીર પુત્ર ! તું બહાદુર થા, હિંમતવાન થા, તું હિંદુ છે તે માટે મગરૂર થા, અને મગરૂરીથી જગતને જાહેર કર કે હું હિંદુ છું, હિંદુસ્તાનમાં જન્મ્યો છું અને દરેક હિંદવાસી મારો ભાઇ છે. તું કહે જે કે અજ્ઞાન, અભણ અને કંગાલ હીંદી–હિંદનો બ્રાહ્મણ અને ભંગીઓ એ સર્વ મારા ભાઇઓ છે. ઓ હિંદવાસી ! તારી કેડ ઉપર એક માત્ર લંગોટી જ રહેલી હોય, તો પણ તું ગર્વથી કહેજે કે દરેક હિંદી મારો ભાઈ છે અને હિંદનું જીવન એજ મારૂં જીવન છે. હિંદના દેવો જ મારા ઉપાસ્ય છે, હિંદની સમાજ એ મારા બાળપણનું પારણું છે, જુવાની વિલાસભૂમિ છે; અને ઘડપણની સ્વર્ગસમી વારાણસી છે. ઓ મારા ભાઇ ! તું જગતને કહેજે કે હિંદુસ્તાનની પવિત્ર ભૂમિ એજ મારી સ્વર્ગભૂમિ છે, અને હિંદુસ્તાનનું કલ્યાણ એજ મારૂં કલ્યાણ છે. હે ગૌરીપતિ ! હે જગદંબા ! મને ખરૂં પુરુષત્વ આપજો. હે સર્વ પ્રકારના બળ ઐશ્વર્યની ભંડારી, મારી નિર્બળતાનો, મારી ભિરૂતાનો, નાશ કરજો અને મને ખરો મર્દ બનાવજો."

"આ મહામંત્રનો હે ભારતીય જન તું રાતદિવસ જાપ કરજે."

હરિલાલ માવજી કુંવરાણી

( સપ્તમ વર્ગ )

# આગગાડી.

અંગ્રેજ સરકારે ઇ. સ. ૧૮૫૩માં હિંદુસ્તાનમાં પહેલ્વહેલી રેલવે દાખલ કરી. હિંદુસ્તાનની પ્રજાને મોહી લેવાનો આ એક ઇલાજ હતો અને તે ઇલાજ સફળ પણ થયો છે. કદી નહિ જોયેલું એવું વરાળયંત્રથી ચાલતું આ યંત્ર જોઇને બધા વિસ્મય પામ્યા અને સરકાર ઉપર શીદા શીદા થઇ ગયા. આ રીતે સરકારની જડ આપણા પર બેઠી.

સરકારનો ઉદ્દેશ કાંઇ લોકોને સુખી કરવાનો ન હતો. પણ આવા મોટા દેશમાં ગમે તે જગાએ કાંઇ તોફાન થાય તો લશ્કર બનતી તાકીદે પહોંચી શકે, એવી સ્વાર્થ બુદ્ધિથી જ તેમણે તો આગગાડી દાખલ કરી છે. એ આપણે અત્યારે ચોકખું જોઇ શકીએ છીએ. જ્યારે આગગાડીમાં લશ્કર જતું હોય ત્યારે બીજા ઉતારૂઓને તેમાં બેસવા દેવામાં આવતા નથી.

આજ સુધીમાં હિંદુસ્તાનમાં ૩૫૨૮૫ માઇલના વિસ્તારમાં રેલ્વે પથરાઇ છે, અને હજુ દરવરસે વધતીજ જાય છે.

વળી અત્યાર સુધી તેમાં ૪૬ અબજ ૫૮ કરોડ ૫૯ લાખ ૩૫૦૦૦ રૂ. ખર્ચ થયા છે. આવડી મોટી રકમ જો પહેલા આગગાડીમાં બેસનાર હિંદી પ્રજાનો ભૂખમરો દૂર કરવામાં વાપરવામાં આવી હોત તો કોઇ પણ જાતની ખોટ ન હતી, અને એટલી આગગાડી જો મોડી દાખલ થઇ હોત તો કોઇ જાતનું નુકશાન થાત નહિ.

આપણે અહિ રેલવેથી થતા લાભાલાભનો થોડોએક વિચાર કરીએ.

હિંદુસ્તાનમાં સંચા ન હોય એજ ઇચ્છવા જેવું છે. સંચાથી જીવન ધમાલીયું થઇ જાય છે. વળી સંચાથી એક માણસ દસ માણસનું કામ કરી શકે છે. એટલે જ્યાં કામ ઝાઝું અને કામ કરનાર ઓછા હોય ત્યાં સંચા કદાચ ભલે લાભકારક હો, પણ હિંદુસ્તાનમાં તેમ નથી. અહિ તો કામ કરનાર વસ્તી ઘણી છે. એના પ્રમાણમાં કામ અત્યારે તો નથી જ. એટલે જો એક માણસ દસ માણસનું કામ કરે તો તેથી તે નવ જણની રોજી ડુબાવે છે–તે નવ જણને ભૂખ્યા રાખે છે. માટે હિંદુસ્તાનને સંચા કામના નથી. વળી સંચાથી જીવન ધમાલીયું–અશાંત બને છે. અને આગગાડી એક જાતનો સંચો જ છે, તેથી ઘણાની રોજી ડુબી છે. માટે આગગાડી એ હિંદને બહુ ઇષ્ટ તો નથી જ.

આગગાડીથી આપણે ઘણા ઓછા સમયમાં ઘણે દૂર જઇ શકીએ છીએ. પહેલાં તો આપણે દૂરના ગામે જવું હોય તો ગાડામાં અથડાતા કૂટાતા ઘણે વખતે પહોંચી શકતા. તેમાં હેરાન પણ થતા. તેમાં ખરચ પણ વધારે થતો. એટલે દરેક જણ પરદેશ જઈ શકતો નહિ. હવે તો ઘડીના છક્કા

ભાગમાં ગમે ત્યાં જઇ શકાય એવી સગવડ થઇ છે. વળી ખર્ચ પણ ઓછો લાગે.

પણ એથી નુકસાન એ થયું છે કે પશ્ચિમની પેઠે આપણે પણ ધમાલીયા થઈ ગયા છીએ. મરજી પડે ત્યાં, મરજી પડે ત્યારે, ગમે તેવો માણસ જઈ શકે છે. પૈસાની કાંઇ કિંમત રહી નથી. પહેલાં તો પરદેશ જવાતું તે ઘણી મહેનતે જવાતું. હવે કોઇ પણ હેતુ રહ્યો નથી. ફક્ત મોજ માણવા ઘણા આળસુઓ આંટા મારે છે. જીવનમાં પણ અસ્થિરતા આવી ગઈ છે.

ક્યારેક એવું બન્યું હોય કે કોઈ જગાએ દુકાળ હોય અને બીજી જગાએ અનાજનો પાક સારો થયો હોય, તો રેલવેથી તરતજ અનાજની મદદ પહોંચાડી શકાય છે. જો રેલવે ન હોય તો એટલી ઝડપથી અનાજ પહોંચી શકે નહિ. એટલે દુકાળની અસર વધારે જણાય. પણ એટલું જોવું જરૂરનું છે કે રેલવે દાખલ થયા પછી દુકાળો પણ વધારે વધારે પડવા માંડયા છે. હમણાં હમણાં તો હદ વળી ગઇ છે. એ પણ જરા વિચાર કરવાથી જણાશે કે રેલવેનું પણ એમાં કાંઇક કારણ છે ખરૂં.

જ્યારે રેલવે ન હતી ત્યારે ધાન્ય બહુ પરગામ ચડતું નહિ. એટલે દરેક દેશમાં–દરેક ગામડામાં બધા અનાજ સંઘરી રાખતા. દરેકે દરેક ઘરમાં એક બે વરસ ચાલે એટલું અનાજ તો પહેલાં રાખવામાં જ આવતું. જેથી જો કદાચ કોઇ વરસે વરસાદ ન પડે અને અનાજ ન પાકે તો સંઘરેલું અનાજ કામમાં આવતું અને દુકાળની અસર જણાતી નહિ. હવે તો રેલવેની સગવડને લઇને બધું અનાજ પરગામ ચડાવી દે છે.

અને પૈસો ભેગો કરે છે. એમ ધારીને કે પૈસો હશે તો અનાજ ગમે ત્યારે ગમે ત્યાંથી મગાવી લેવાશે. પણ પરિણામ એવું અનાજ દેશમાં જ નથી રહેતું. તે તો પરદેશ ચાલ્યું જાય છે. અને એમ બધાં ગામડાં અનાજ પરદેશ મોકલીને પૈસા જ ભેગા કરે છે. પછી જો દુકાળ પડે તો અનાજ ક્યાંથી લાવે ? કારણ દરેક જગાએ માગણી તો હોય જ, એટલે છતે પૈસે દુકાળનું દુઃખ ભોગવવું પડે. આજ જો રેલવે ન હોય તો અનાજ મૂળથી જ પરદેશ ચડે નહિ અને દુકાળમાં ભૂખે મરવાનું રહે નહિ.

પરદેશ સાથે આપણો વેપાર ઘણો વધ્યો છે. હમણાં રેલવેની સગવડને લીધે એક જગાએથી બીજી જગાએ માલ લઇ જવા લાવવાની ઘણી સગવડ થઇ છે. પરદેશનો માલ પણ ઝપાટાબંધ આવવા માંડ્યો છે. પણ તે જ સાથે સટ્ટા વધ્યા છે, વેપાર એક હસ્થુ થવા માંડ્યો છે. વેપારીઓ પોતાનો ખરો ધર્મ ભૂલીને પૈસાની પછવાડે જ લાગ્યા છે એટલે જ્યાંથી વધારે પૈસા તેમને મળે ત્યાં તરતજ માલ મોકલી દે છે; ક્યાં જરૂર છે એ જોતા નથી. વળી વેપારના ભાવો પણ અચોકસ થઇ ગયા છે. આજે ભાવ ઉતરી જાય તો કાલે દસ ગણા ભાવ ચડી જાય.

વળી જે માલ પરદેશ જાય છે તે આપણા દેશનો કાચો માલ જાય છે, તથા ત્યાંથી પાકો થઇને હજારો ગણી કિંમત આપણી પાસેથી લે છે. એ રીતે આપણો દેશ નિર્ધન થતો જાય છે, અને આપણા દેશની કારીગરી કાચો માલ અહીં ન રહેવાથી નષ્ટ થઈ એટલે ઘણાઓને ભૂખે મરવાનો વખત આવ્યો છે.

અત્યારે જો આખા હિંદુસ્તાનનાં તીર્થોની યાત્રા કરવા કોઈ માણસ ધારે તો ઘણી સહેલાઈથી કરી શકે. આગગાડીને લીધે વખત ઓછો લાગે, પૈસા પણ ઓછા બેસે, એટલે આપણે એમ ધારીયે કે આગગાડીથી સુખ તો ઠીક થયું. પણ એથી તીર્થસ્થાનોની મહત્તા ઘટી ગઈ છે. પગે ચાલીને યાત્રા કરવામાં જે જાતનો ભક્તિભાવ લોકોમાં હતો તે ઘટી ગયો છે. હવે તો યાત્રાનું કાંઈ મહત્ત્વ જ નથી. થોડા પૈસા ભેગા થાય કે ચાલ્યા જાત્રા કરવા! અને દરેક માણસ શુદ્ધ ભાવથી જ ત્યાં જાય છે. એમ નથી, ઘણા ધૂતારાઓ ત્યાં ધૂતવા માટે જાય છે. ઘણા ઓછા પ્રયત્ને યાત્રા થતી હોવાથી જે લાભ યાત્રાથી મળવો જોઈએ એ મળતો જ નથી.

જો કોઈ શહેરમાં મરકી વગેરે રોગ ફાટી નીકળે તો આગગાડીની સહાયતાથી થોડા વખતમાં તે રોગવાળા શહેરમાંથી આપણે ચાલ્યા જઈ બચી શકીએ, એમ આપણે ધારીએ તો તે પણ ભૂલ છે. કારણ આપણે જે ગામમાં જઈએ ત્યાં આપણી સાથે તે રોગનાં જંતુઓ લઈ જઈએ છીએ, અને પાછો ત્યાં પણ રોગ ફેલાવીએ છીએ. એ પ્રમાણે ઘણા રોગોવાળા માણસો બીજે ઠેકાણે જાય, અને ત્યાં રોગ ફેલાય. આ પ્રમાણે આખા દેશભર રોગો ફાટી નીકળે છે. અને એ જ કારણથી હમણાં હમણાંના રોગો આખા દેશમાં પથરાઈ જાય છે. એટલે રેલવેથી જો એ જાતનો ફાયદો ગણતા હોઈએ તો તે વાત ખોટી છે.

અત્યારે આપણે એમ કહીએ છીએ કે રેલવેથી ઘણા માણસો કામે લાગ્યા છે, અને તેથી ઘણા પોતાનો ગુજારો કરી શકે છે. પણ આ વાત ઉપર એટલો બધો ભરોસો બેસતો નથી. કારણ તે થવાથી આપણા ઘણા ધંધા ભાંગી પડયા છે.

જ્યારે રેલવે ન હતી ત્યારે વણજારાઓ પોઠ લઇને નીકળતા. એવી ઘણી પોઠો દેશમાં ફરતી, અને એ રીતે વેપાર થતો. તે રીત હવે બંધ થઈ એટલે વણજારાનો ધંધો તૂટયો. તેમને બળદોની જરૂર પડતી પણ તે ધંધો તૂટયાથી હવે બળદોની બહુ જરૂર ન રહી, એટલે પશુધનની દરકાર ઓછી રખાવા લાગી.

વળી પહેલાં ગાડાંઓથી વેપાર ચાલતો તથા ગામ પરગામ જવાતું, તે પણ લગભગ બંધ થયું. અને તેથી પણ પશુધનની દરકાર ઓછી થઈ ગઈ. એને કારણે ગાયો પણ હવે પળાતી નથી. અને ગાયો ન પળાવાને લીધે ગાયનું દૂધ જે પૌષ્ટિક ખોરાક ગણાય છે, તે મળતું બંધ થયું, અને આપણે નબળા પડવા લાગ્યા.

જો આગગાડી સિવાય પણ વેપાર વધારવો હોય તો બીજો રસ્તો છે; તે વહાણવટાનો છે. આગગાડીમાં આજ સુધી જેટલા પૈસા ખર્ચાયા છે તેટલા જો આખા દેશમાં નહેરો બાંધવામાં વાપરવામાં આવ્યા હોત તો વધારે ફાયદો થાત. નહેરોમાં વહાણો ફરી શકત અને તેથી નહેરો દ્વારા વેપાર થઇ શકત તથા જ્યાં જવું હોય ત્યાં પણ જવાત. અને તેથી વહાણો દ્વારા ઘણા વહાણવટીઓ–માણસો પોષાત. વળી બીજો ફાયદો નહેરોથી એ થાત કે દુકાળના વખતમાં ખેતરોને પાણી તે નહેરોમાંથી પૂરું પડત એટલે દુકાળનું જોર નરમ પડી જાત, અને ખેતીને ઘણો ફાયદો થાત. ચારે તરફ આગગાડીનો ધુમાડો અને ખખડાટના ઘોંઘાટને બદલે શાંતિ રહેત. જંગલો વધત, એથી વરસાદને પણ ફાયદો મળત. આ પ્રમાણે ઘણા ફાયદા બતાવી શકાય. એટલે આગગાડીના લાભ કરતાં તો નહેરો સારી.

## આગગાડી

આગગાડીથી શહેરો વધ્યાં છે, અને જે સડો સમાજમાં અત્યારે જોવામાં આવે છે તે બધો મોટે ભાગે શહેરોમાંથી જ ફેલાય છે. એટલે હિંદને માટે શહેરો લાભકર્તા છેજ નહીં. જેટલી દુર્દશા શહેરોની છે તે કરતાં ગામડાંઓની સ્થિતિ ઘણે દરજ્જે ચડીયાતી છે. પાશ્ચમનો જડવાદી સુધારો આગગાડીને લીધે શહેરોમાં ઘણો ફેલાયો છે. પણ જ્યાં આગગાડી નથી પહોંચી એવાં ગામડાંઓમાં તે નાશકારક સુધારો પહોંચી નથી શક્યો, અને તે જ તેમનું સુભાગ્ય છે. રેલવે તો સુધારાની નિશાની ગણાય છે. અને એ સુધારાની મોહનીએ જ આપણું અધઃપતન થયું છે.

રેલવેને લીધે અત્યારે આખું હિંદુસ્તાન એક દેશ છે, એમ આપણને લાગવા માંડયું છે. કોંગ્રેસો ભરાય છે અને જૂદે જૂદે ઠેકાણેથી બધા નેતાઓ એકદમ ભેગા થઇ શકે છે. આ ઠીક છે. પરંતુ આ પહેલાં હિંદ દેશમાં એકતા ન હતી એમ ન જ કહી શકાય. આખા હિંદુસ્તાનના આદર્શો એક જ હતા; બધે એક જ જાતના દેવો મનાતા હતા; બધાના આચાર વિચાર રહેણી કરણી, ઘણી મળતી છે. આટલાથી જ કહી શકાય કે એક પ્રજા તો હતી જ.

પણ અત્યારે હવે સુધારાએ યુગ બદલાવી નાખ્યો છે. એટલે કોંગ્રેસ વગેરેમાં રેલવે થોડે ઘણે અંશે ઉપયોગી છે એ કબુલ કરવું જોઇએ. અત્યારે તો રેલવેથી જાગ્રતિ ઘણી આવી શકી છે. ટપાલ મારફતે આખા દેશને રાષ્ટ્રનો સંદેશો વહેલો મળી શકે છે અને એથી અત્યારે અસહકારનું કાર્ય ઘણી સરળતાથી થઇ શકે છે એમ કહેવું ખોટું નહિ ગણાય.

અત્યારે આગગાડીમાં બાળવા માટે હિંદુસ્તાનમાં બહુ કોલસો નથી. લગભગ ૩૦ વરસ ચાલે એટલો કોલસો અહીં છે. એટલે ત્યાર પછી લાકડાં બાળવા માટે જંગલો ઉપર ધાડ આવશે. અત્યારે સરકારની મહેરબાનીથી (!) જંગલો ઓછાં તો થવા જ લાગ્યાં છે પણ તેમાં હવે આગગાડી પોતાની કૃપા વાપરે (!) જંગલો કપાવાથી વરસાદને ધક્કો પહોંચશે એટલે એ પણ અનિષ્ટ છે.

વળી એમ પણ કેટલાક વિજ્ઞાનવેત્તાઓનું માનવું છે કે કોલસામાં એક એવી જાતનો પદાર્થ છે જે વાદળાંમાં રહેલા વરસાદના તત્વનો નાશ કરે છે. એથી વરસાદને કાંઈક હાનિ પહોંચે છે. એટલે આગગાડીથી પ્રમાણમાં કાંઈ બહુ ફાયદો નથી થયો.

જંગલોમાં અપૂર્વ શાંતિ હોય છે અને તેથી આપણને કુદરતની સાથે એક તાર થવાનો, પ્રભુની સાથે એકમય થઈ જવાનો અવકાશ ત્યાં હોય છે. પણ એ અપૂર્વ શાંતિવાળાં જંગલોમાં થઈને ત્યાંની કુદરતની લીલાને ભિન્ન ભિન્ન કરતી, રાક્ષસી કર્ણકઠોર અવાજ કરતી ગાડી ચાલી જાય છે. એવાં કુદરતી દશ્યોને અનુભવવાનો અવકાશ આગગાડીને લીધે નથી મળતો, એ આપણું સુખ હરાઇ ગયું છે.

આ બધા ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે આગગાડીએ જેટલો ફાયદો કર્યો છે તે કરતાં ગેરલાભ વધારે છે. છતાં આગગાડી અત્યારે અનિવાર્ય લાગે છે. અત્યારે એક બીજા પ્રાંતો જોડેનો સંબંધ એટલો બધો ગાઢો થયો છે કે આગગાડીની હાલ તુરત તો જરૂર છે જ એમ પણ લાગે છે. પણ એમાં ઘણા સુધારા થવા ઘટે છે. અત્યારે આગગાડીમાં

માણસોની હાડમારી સખત છે; એમાંએ ખાસ કરીને ત્રીજા વર્ગના ઉતારૂઓની. તેમને ઘેટાંની માફક ડબામાં ગોંધવામાં આવે છે. તેમની સગવડતા ઉપર જરાપણ ધ્યાન આપવામાં આવતું નથી. જો આગગાડી લોકોના સુખને સારૂ જ રાખવામાં આવતી હોય તો બધાને પૂરતી સગવડ શા માટે ન હોવી જોઈએ ? પણ સુખ આપવું એ તો બહારનું બહાનું જ છે. માટે આ સુધારો થવાની જરૂર છે. વળી જેમ બને તેમ માણસો આગગાડીનો ઓછો ઉપયોગ કરે તેમ થવું જોઈએ. જ્યારે જરૂર પડે ત્યારેજ આગગાડી વાપરવી. સગવડતા વધારવાથી જો માણસો આળસુ બની જતા હોય તો તે નકામું છે. તેથી આળસુઓને ઉત્તેજન ન મળવું જોઈએ. વળી આગગાડીના ભાવો જોતાં તે એક કમાવાનું સાધન જ થઈ પડયું છે. અને અધિકારીઓ જેમ નચવે તેમ નાચવું પડે છે. આપણે એટલા બધા આગગાડીને વશ થઇ જવાની જરૂર નથી.

જો આ બધા અને આવી જાતના બીજા ઉપયોગી સુધારા થઈ શકે તો હાલ તુરત જ્યાં સુધી બીજી વધારે સારી અને દોષરહિત ( નહેરો દ્વારા વહાણવટા જેવી ) વ્યવસ્થા ન થાય, ત્યાં સુધી આગગાડી ઠીક છે. પણ સાથે સાથે એટલું યાદ રાખવું જ જોઈએ કે હિંદને ગાડી વગર પળવાર પણ ચાલી જ ન શકે એ વાત ખોટી છે.

આશ્વિન-૧૯૭૭. ભાસ્કર ગજાનન.

---

# અર્વાચીન યુવક ચિત્ર.

ખરેખર હાલના હિંદના યુવકોના જીવતર તરફ નજર કરીએ છીએ ત્યારે આપણા ઉપર દયા આવે છે. નાનપણથીજ એવી રીતે તેઓ ઉછરે છે કે જેથી આપણી આગળની જીંદગી એક કીટ જેવી થઇ પડે છે. આપણાં શરીર જુઓ! તદ્દન નમાલાં, ફીક્કાં, વાંકાંચુકાં, કોઇને ઉભા રહેતાં બરાબર આવડે નહિ, એકાદ રોગ તો હોય જ! બીચારાને આખા દિવસમાં નવરાશ તો મળે જ નહિ!

આપણે એક યુવકની કહાણી વિચારીએ તો સ્પષ્ટ જણાશે. તેમનું સારી રીતે પાલન પોષણ થતું નથી. નાનપણથી જ માબાપ તેમને બીવરાવે છે, અને એ રીતે તેમને બીકણ બનાવી મૂકે છે. જે બીક મોટપણે ઘર કરી બેસે છે. વળી કેટલાક માબાપો તો બહુ વ્હાલની ખાતર તેમના ખાવાપીવામાં પણ અનિયમિત રહે છે. તેમને ગમે તેવું ખવરાવે છે, અને એ રીતે જીહ્વાલાલસા વધારે છે. વળી

એવી જાતની ગામની–કંદોઈની દુકાનની મીઠાઇ ખાવાથી શરીરનો બગાડ થાય અને હજારો રોગો શરીરમાં હમેશનું સ્થાન મેળવે એ જુદું.

પાંચ છ વર્ષનો બાળક થવા આવે એટલે એને ગામની સરકારી શાળામાં ભણવા મૂકવામાં આવે છે. ત્યાં તે જેવું તેવું લખતાં વાંચતાં શીખે છે. હલકા વિદ્યાર્થીઓની કેટલીએક વાર સંગત થાય છે, અને ત્યારથી જ હલકી જાતના વીચારો કરવા શીખે છે, એટલે અવનતિનું મૂળ શરુ થાય છે. વળી શાળામાં બાળકના કુમળા મન ઉપર ગોખણ પટ્ટીનો અમલ શરુ થાય છે અને મગજ ખવાવા લાગે છે.

ચાર ગુજરાતી ચોપડી સુધી આ પ્રમાણે ભણતર ચાલે છે. આટલા વખતમાં તેમની બુદ્ધિમાં વધારો થવાને બદલે ઉલટો થોડો ઘણો હ્રાસ થયો હોય છે.

હજી તો જ્યાં થોડું ઘણું ગુજરાતી વાંચતાં આવડે અને એકાદ બે ગોખી પાડેલા દાખલા ગણતાં આવડે, કે થોડો ઘણો ઇતિહાસ અને ભુગોળમાં ગામડાં બતાવતાં આવડે, એટલે જાણે માતૃભાષાનું શિક્ષણ તો લઈ ચૂક્યા ! ગુજરાતી ભણી ઉતર્યા. એવાની માતૃભાષા ક્યાંથી સારી હોય ? અને માતૃભાષા ઉપર પ્રેમ પણ ક્યાંથી હોય ?

પછી તેઓ અંગ્રેજી ભણવું શરુ કરે છે, એટલે ત્યાંથી જ રાષ્ટ્રીયત્વનો અંકુર ફૂટતાં ફૂટતાં કરમાઇ જાય છે, અને ભણતરના બોજા નીચે કચડાવા માંડે છે. બોજાના પ્રમાણમાં શિખે છે શું ? થોડા ઘણા સ્પેલીંગો અને તેના ગુજરાતી અર્થ અને પ્રાયમર કે રીડરનું વાંચન. આ પ્રમાણે ત્રણ અંગ્રેજી સુધી ચાલે છે. પણ તેમના માથે વળી એક બીજી

ભાષા ભણવાનો બોજો આવી પડે છે. અને તે અપરિચિત ભાષા પણ પરભાષા મારફતે શીખવાની! એટલે પછી પૂછવું જ શું? પછી બરાબર ગોખણપટ્ટી શરુ થાય છે, અને બુદ્ધિબળ તો ખીલતું જ નથી. પણ ઉલટી યાદશક્તિ ઓછી થવા–બુઠ્ઠી થવા માંડે છે. તેમનું આખું ભણતર ચોપડીઓ મોઢે કરવામાં જ સમાઇ ગયેલું તે વખતે જણાય છે. ગમે તે રીતે પરીક્ષા આવે ત્યારે માથાફોડ કરી, રાત્રે ઉજાગરો કરીને બધું ગોખીને પછી પરીક્ષામાં લખી નાખે, અને એ રીતે ગોખણીયું લખેલ હોય તેમાં પાસ થાય, એટલે એક ધોરણ ભણી ઉતર્યા. વળી જો ન આવડે તો બીજામાંથી ચોરી કરીને, પરીક્ષકને લાંચ આપીને અગર હરકોઇ રીતે પાસ થવું એજ ઇચ્છા! એ રીતે પાસ થતાં થતાં મેટ્રીકના વર્ગમાં આવે છે.

અહીં પુરેપુરી હાડમારી. જ્ઞાનનો ભંડોળ વધારવા માટે વિદ્યાર્થીઓ ઉપર એટલો બધો વાંચવાનો બોજો આવી પડે છે કે જેથી વિદ્યાર્થી તદ્દન કચડાઇ જાય છે. રાતદિવસ વાંચ્યા વાંચ. એ પણ શાળાનાં પસંદ કરેલાં પાઠ્ય પુસ્તકો જ. ઇતર વાચન વાંચવાનો વખત તો શાનો મળે જ! અંતે પરીક્ષા માંડ માંડ પાસ કરે છે. પરીક્ષાના દિવસમાં તો તેમની સ્થિતિ જોવા લાયક બને છે. પૂરૂં ખાતા પણ નથી, પૂરૂં ઉંઘતા પણ નથી. જ્યારે વખત મળે ત્યારે વાચવું જ! આ પ્રમાણે તાજું તાજું વાંચેલું બધું પરીક્ષામાં લખી આવે એટલે ખલાસ! મેટ્રીકનું જ્ઞાન મળી ગયું. ત્રણ ચાર દિવસો પછી જ તેમની ફરીવાર પરીક્ષા લેવામાં આવે તો જરૂર તેઓ નાપાસ જ થાય. પરીક્ષાનું સર્ટીફીકેટ લઇ લે છે.

હજી સુધ' જીવનમાં ભણીને શું કરવું છે?" એનો કંઈ વિચાર : ા પણ કર્યો હોતો નથી. એતો સરકાર માબાપ ભણ છે, તે ભણો. મેટ્રીકમાં પાસ થઈને કોલેજમાં ઉચ્ચ શિક્ષ લેવા માટે દાખલ થાય છે. ત્યાં પણ એ જ ક્ષડમારી ગજનું જ કામ. અંતે માંડમાંડ બી. એ. પાસ થયા, . . એ એટા.

અત્યાર સુધીમાં હવે તેમણે શું જ્ઞાન મેળવ્યું તેનો વિચાર કરીએ. ભાંગ્યું તુટયું અંગ્રેજી બોલતા આવડે. થોડાં ઘણાં અર્થશાસ્ત્ર, ઇતિહાસનાં થોથાં ગોખી પાડયાં હોય, કે શેકસપીઅરનાં કે કાલીદાસનાં નાટકો ઉપરની નોટ્સ મોઢે રાખી હોય! કોઇકને વળી ગણિતનો વિષય પ્રિય હોય તો તે પણ વાંચ્યું હોય. પરંતુ આ બધાનો ભાર મગજ ઉપર પડયો હોય! જીવતરમાં તેનો ઉપયોગ તો કાંઈ જ ન હોય. બી. એ. પાસ કર્યા પછી તે માણસ કાંઇપણ કામનો–ઉપયોગનો રહેતો નથી.

અત્યાર સુધીમાં ખરૂં શિક્ષણ માનસિક, અધ્યાત્મક અને શારીરિક, ત્રણ જાતનું શિક્ષણ મળવું જોઇએ. તેને બદલે થોડું ઘણું માનસિક શિક્ષણ મળેલું હોય છે. શારીરિક શિક્ષણ અને આધ્યાત્મિક શિક્ષણ તો જરા પણ મળેલું હોતું નથી. શારીરિક શિક્ષણને અભાવે તે તદ્દન નિર્માલ્ય, બળહીન બની જાય છે, અને અધ્યાત્મક શિક્ષણને અભાવે ઘણો ખરો ભાગ ચારિત્રહીન નીવડે છે. જો આ શિક્ષણથી મોટામાં મોટો ગેરફાયદો થતો હોય તો આ બન્ને શિક્ષણ–શારીરિક અને આધ્યાત્મક જ છે.

બ્રહ્મચર્યના પાલનની તો કોઇને ખ   જ હોતી નથી. કારણ એવી જાતનું શિક્ષણ જ એમને ,  ગુથી મળતું નથી. આવી ગંભીર વાતોનો ઉકેલ મા   કે વડીલો સંકુચતપણાને લઇને નહિ કરતા હોવાથ ગમે તેવા નમાલા માણસોની જોયેલી ખરાબ ટેવો ઘર ક  ેસે છે., અને તેથી દરેક વ્યક્તિને બહુ જ સોસવું પડે છે.

આગળ ભણતાં સુધી ગુરુને ઘેર બ્રહ્મચારી અવસ્થામાં રહેવું પડતું. એ યુગ પલટાઇને હવે તો નાનપણથી જ લગ્નની હાંસડીથી યુવાન પુરુષોને જકડી લેવામાં આવે છે. જે વખત ખરી વીર્ય રક્ષાનો હોય છે એવે વખતે તેમને જ પરણાવી તેમના વીર્યને હાાન પહોંચાડે છે. એ રીતે તેમનું આખું જીવન બરબાદ કરી નાખે છે. આ પાપ જ્યાં સુધી ઓછું નહિ થાય ત્યાં સુધી સમાજનો ઉદ્ધાર થવો મુશ્કેલ છે.

ભણી ઉતરે છે એટલામાં તો તેમને ઘેર છોકરાંઓનું મોટું ટોળું થઇ જાય છે. એટલે તરતજ આખો ગૃહ-સંસાર ચલાવવાનો ભારે બોજો આવી પડે છે.

શિક્ષણમાં ઉપયોગી એવું હુન્નરનું શિક્ષણ નહિ મળતું હોવાથી ભણ્યા પછી સ્વતંત્ર ધંધો કરવાની તાકાત ક્યાંથી રહે? તેમને માટે તો એક જ દ્વાર ખુલ્લું રહે છે, અને તે નોકરી કરે છે. એટલે ચોપાનીયાનાં પાનાં ઉથલાવીને જાહેર-ખબરો તરફ નજર કરતાં બેસી રહેવું પડે છે. પછી માંડમાંડ વળી કોઇકને ૫૦) રૂપીઆની નોકરી મળે છે. કેટલાએક ગ્રેજ્યુએટોને તો મુંબઇમાં ગાંસડીઓ પણ ઉપાડવી પડે છે. વ્યવહારી જ્ઞાન તો જરાકે હોતું નથી એટલે વેપારીઓ તો માંડ એક બે મહિના રાખી તરતજ રૂખસદ આપી દે છે. એવા

એવા મુંબઈમાં ઘણા દાખલા બને છે. આવી સ્થિતિનો યુવક, હિંદનો આગળ શું ઉદ્ધાર કરવાનો હતો?

કવીન્દ્ર ટાગોર એક ઠેકાણે લખે છેઃ–" જ્યાં પુસ્તક અને શિક્ષક, ઈંટની દીવાલો અને લાકડાનાં ફર્નીચર હોય છે ત્યાં તો આપણે આજે જેવા છીએ તેવા જ રહેવાના." અર્થાત્ આપણો યોગ્ય વિકાસ થવાનો જ નહીં.

હિંદી યુવાન વિદ્યાર્થી વિષે સ્વામી વિવેકાનંદ પોતાના યોકોહામા—જાપાનથી લખેલ એક પત્રમાં લખે છે કેઃ—

"હાથમાં મોટાં પુસ્તકો લઈ સમુદ્ર કિનારા પર ફરવું, યુરોપિયન લોકો પાસેથી મેળવેલા અધકચરા જ્ઞાનથી બડબડાટ કરવો અને ૨૫–૩૦ રૂપીઆની એક કલાર્કની નોકરી મેળવવી એ જ છે. વિશેષ જો થાય તો વકીલ થવામાં સર્વસ્વ માની લેવાય છે. આ યુવાન હિંદીની મહત્વાકાંક્ષાની પરાકાષ્ટા છે. અને દરેક વિદ્યાર્થીની દશા જુઓ તો ઘેર ભૂખ્યાં છોકરાંનું ટોળું ભાખોડા ભર ચાલતું અને રોટલીના ટૂકડા માટે ટળવળાટ કરતું જોવામાં આવે છે. અરે! પણ એમાં યુવાનને શા માટે ઠપકો આપવો જોઇએ? જેવી તેઓ કેળવણી લે છે એવા જ થાય. હાલની કેળવણી જ જ્યારે કારકુનો પેદા કરવાના સંચા છે તો તેમાંથી સ્વતંત્ર મનુષ્યો નિકળે જ કયાંથી? એટલે તેઓ તો નોકરી જ શોધે. વિવેકાનંદ એક ઠેકાણે કહે છે કેઃ–"ભાંગ્યું તુટયું અંગ્રેજી જાણી હાથમાં અરજીઓનાં થોથાં લઈ ઓફીસોમાં ઉંમરા ઘસે છે. એક વીસ કે ત્રીસ રૂપૈડીની જગ્યા ખાલી પડતાં પાંચસો બી. એ. ને એમ. એ. તે જગાની ઉમેદવારી કરે છે. અને અફસોસ, એમની અરજીઓમાં પણ કેવું વિલક્ષણ

અને નામોશી ભર્યું લખેલું હોય છે! જેમકે, સાહેબ, મહેરબાન, મારે ઘેર ખાવાનાં સાધન નથી, મારાં બૈરી છોકરાં ભૂખે મરે છે. હું આપ સાહેબને ઘણીજ નમ્રતા-પૂર્વક આજીજી કરૂં છું કે આપ કૃપાવંત થઇને મારા અને મારા કુટુંબના પોષણ જોગી કંઇક જોગવાઇ કરી આપશો નહિતો અમે બધાં ભૂખ્યાં મરી જઇશું'? નોકરીમાં દાખલ થઈ ગયા પણ તેઓ સ્વમાનની લાગણીને તો વા ખાતીજ કરી દે છે, અને અધમમાં અધમ રૂપની ગુલામગીરી તેઓ આદરે છે."

આ સ્થિતિ આપણા યુવાન વર્ગની છે. પ્રભુ આમાંથી ઉગારે એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના!

ભાસ્કરરાવ. ગ. વિદ્વાંસ.

## अथ स्टुडन्ट कथा

આટલી કથા સાંભળ્યા પછી રાજા પરિક્ષિતે શુકદેવજીને કહ્યું "હે મુનિવર્ય, મેં આપના શ્રી મુખેથી ઘણી બોધપ્રદ અને ધાર્મિક કથાઓ સાંભળી, હવે કૃપા કરીને કળિકાળમાં જે સ્ટુડન્ટ નામની એક પ્રકારની વ્યક્તિ પૃથ્વી પર જન્મશે તે કેવી હશે અને કયા કયા પ્રકારની લીલાઓ ભજવશે તે કહો".

રાજાનાં આવાં વચન સાંભળીને શુકદેવજી કહેતા હવા જે "હે રાજન, એકચિત્તે સાંભળ. હું કળિયુગના પ્રતાપી સ્ટુડન્ટોની કથા કહું છું. હે નૃપતિ, આ સ્ટુડન્ટોની ચામડી બહુ જ કુણી હશે. તેમનામાં એટલી શક્તિ હશે કે તેઓ પોતાની જાતને કુરૂપ છતાં સુરૂપ, દરિદ્ર છતાં ધનવાન બતાવી શકશે. હે નૃપવર, તેમના અવયવો કમજોર હોવા છતાં તેમાં ખૂબ રૉફ ભર્યો હશે. તેમની આંખો ઉંડી હશે, તેમનું મુખ પીળું હશે. નમ્રતાથી (!) તેમની ડોક વળેલી રહેશે અને

કમર ક્ષીણ તથા નિર્બલ છતાં નિર્બળોને ધક્કા મારવામાં શુરીપૂરી હશે. ભો નરાધિપ, આવી સ્થિતિને પામવા છતાં તેમની દરેક ઈંદ્રિયો લાલસાના રંગમાં ગરકાવ રહેશે. તેમનો હાથ લાકડી જેવો હોવા છતાં કલમ પકડવામાં અને તેને કાગળ ઉપર દોડાવવામાં સમર્થ હશે. તેમના પગો હાડકાં જ હોવા છતાં વિલાયતી બુટો પહેરવામાં સમર્થ હશે."

"હે મહારાજા, તેમના શરીરમાં નાના પ્રકારની સભ્યતા રમી રહી હશે. તેઓ મહાદેવથી પણ ચઢી જશે. મહાદેવજી ત્રિલોચન હશે પણ તેઓ તો ચતુર્લોચન હશે ( બે નેત્રો તથા બે ઉપનેત્રો અર્થાત્ ચશ્માં ). શીવજીની જેમ જટાની જગ્યાએ બાબરી શોભતી હશે. કંઠમાં સર્પને બદલે 'નેકટાઈ' હશે. કાંડા પર બેરખાને બદલે 'રીસ્ટ વૉચ' હશે. હસ્તમાં ત્રિશુળને બદલે 'સ્ટીક' હશે. વિભૂતિને બદલે પાઉડર હશે. વ્યાઘ્રચર્મને બદલે વિદેશી વસ્ત્રો શોભતાં હશે. લંગોટીની જગ્યાએ પાટલુન શોભતું હશે. ગંગાની જગ્યાએ. 'સુગંધી તેલની' ધાર વહેતી હશે. તેમને રહેવાને માટે સ્મશાનની જગ્યાએ મોટાં મોટાં શહેરો હશે."

"હે ભરતર્ષભ, આ સ્ટુડન્ટો મહા સુગંધપ્રિય, ઉદારચરિત, કોમલપ્રકૃતિ અને વિદ્વાન હશે. તેઓ ઘણી ભાષાના જ્ઞાતા હશે. તેમાંથી કેટલાક તો એવા વિદ્વાન હશે કે જેઓ પોતાની માતૃભાષામાં વાત પણ નહિ કરી શકે."

"તેઓ એક 'ખીચડી' નામની નવી ભાષાના ઉત્પાદક થશે અને વિદેશી રહેણી કરણી તથા ખાવાના પક્ષપાતી થશે. અને સ્વદેશી આહારવિહારની વિરૂદ્ધ પડશે, ત્યાં સુધી કે રમતો પણ વિદેશી ઢંગની રમશે."

# અથ સ્ટુડન્ટ કથા

"હે નરોત્તમ, કયાં સુધી કહું? સ્વયં અગ્નિદેવ તેમના મુખમાં 'ચિરૂટ' રૂપે વાસ કરશે. તેમના ઉદરમાં મંદાગ્નિ, અને હૃદયમાં કામાગ્નિ દેવનો વાસ હશે."

"હે ભારત, તેઓ શંકરની જેમ નિશામાં ચકચૂર રહેશે. વિષ્ણુની જેમ લક્ષ્મીપ્રિય હશે અને બાલ્યાવસ્થાથી જ પ્રજોત્પાદનમાં કુશળ હશે. આ પ્રમાણે તેઓ ત્રિમૂર્તિ કહેવાશે. તેઓને સંગીત ઘણું પ્રિય હશે. વેશ્યા તેઓની અપ્સરા, ભ્રષ્ટાચારી મિત્રો તેઓના દેવો, દારૂ તેઓનું અમૃત, અને ચંડાળ ચોકડી તેમની ઇંદ્રસભા કહેવાશે. જ્યારે તેઓ ડોલતા ડોલતા પોતાના મિત્રો સાથે નિકળશે ત્યારે તેમને જોઇને બધા આશ્ચર્ય પામશે. હે નરપુંગવ, વધારે સાંભળો. શ્વેતાંગ મહાપ્રભુ અને તેમનો પરિચારગણ તેઓના ઇષ્ટદેવ, ચોપાનીયાં તથા અંગ્રેજી પુસ્તકો તેમના ધર્મ ગ્રંથો અને થીએટર તથા વેશ્યાગાર તેઓનાં મંદિરો તથા તીર્થસ્નાનો હશે. અશ્લીલ શબ્દોના રૂપમાં સરસ્વતી દેવી તેમની જીહ્વા ઉપર વાસ કરશે. તેમનું ચરિત્ર ખરેખર અકથ્યજ છે. તેઓ આદ્યંત વિહિન પરબ્રહ્મની સમાન છે."

"હે પૃથ્વીરાજ, તે સ્વતંત્રાપ્રિય સ્ટુડન્ટો બ્રહ્મચર્યના નિયમો ન પાળવા છતાં બ્રહ્મચારી કહેવાશે. દુરાચારી છતાં મોટી સભાઓમાં બ્રહ્મચર્યના મોટાં ભાષણો ભસી શકશે."

"હે ભારતકુલદીપક, તેઓને પુરાણા ગ્રંથો તથા-સાધુઓ તરફ ઘૃણા થશે અને એક મહત્ત્વની વાત તો એ છે કે તેઓને પરતંત્રતા જ ગમશે."

## વિદ્યાર્થી

"હે તાત, હેટ, પાટલુન, બૂટ ધારી વિવિધ જાતના રથ ચાલવાવાળા સત્વ, રજ, અને તમ, એ ત્રણે ગુણોથી વિભૂષિત સભ્યતાપ્રિય સ્ટુડન્ટો જ ભારતની આશા કહેવાશે."

પછી રાજા પરીક્ષિત શુકદેવજી પ્રત્યે બોલ્યા કે "મુનિવર્ય, મેં આપની પાસેથી કળિકાળના મહાપ્રતાપી એવા સ્ટુડન્ટોની કથા સાંભળી. આ સુવિખ્યાત કથા સાંભળી બહુજ આનંદ પામ્યો છું. હું તમને વારંવાર પ્રણામ કરૂં છું હવે બીજી કથા સંભળાવો.*

મૂળશંકર મોહનલાલ.

---

* હિન્દી ઉપરથી.

# વિદ્યાર્થી મંડળ

## વિદ્યાર્થી મંડળ એટલે શું ?

વિદ્યાર્થી મંડળ એટલે ફરીઆદો સાંભળનારી કોરટ નહિ, પરંતુ સુંદર વ્યવસ્થિત રાષ્ટ્ર.

વિદ્યાર્થી મંડળ એટલે જેમ તેમ બોલનાર અશુભ ડરપોકોનું મંડળ નહિ; પરંતુ સારૂં અને સાચું હોય તે કોઇનો ડર રાખ્યા વગર કેવળ પોતાની ઇચ્છાથી જ વાજબી કામ કરનારૂં મંડળ.

વિદ્યાર્થી મંડળ એટલે અવ્યવસ્થિત અને અશિસ્તનું મંડળ નહિ, પરંતુ વ્યવસ્થિત, આત્મવિશ્વાસી અને [illegible]

હવે આપણે આપણા દેશમાં વિદ્યાર્થી મંડળના ઉદ્દેશો [illegible]

ગૃહપતિઓ અને વિદ્યાર્થીઓ ગૃહની વ્યવસ્થાની

વિચાર અને અમલમાં સાથે રહે, તેમજ એ વિચાર અને વ્યવસ્થામાં પોતાના વિચારો છુટથી જણાવે.

આ વિદ્યાર્થી મંડળનો પ્રથમ ઉદ્દેશ છે. આ ઉપરથી આપણે સૌ જાણી શકીયે કે ગૃહની વ્યવસ્થાનો વિચાર અને તે વિચાર બરાબર અમલમાં મૂકવાની આપણી ફરજ છે; અને આ ફરજ જેટલી ઓછી અદા કરીએ તેટલી જ વધારે અવ્યવસ્થા થાય, અને એમ થવાથી વિદ્યાર્થી મંડળના ઉદ્દેશ-ને હાની પહોંચે અને આપણે સૌ પાપી થઇએ. ઉપરાંત આપણે સર્વે આ વ્યવસ્થામાં આપણા પોતાના સારા અને સાચા વિચારો કોઇનો ડર રાખ્યા વગર છુટથી બતાવવાના છે.

જાત મહેનતથી ઉત્પન્ન થતો આત્મવિશ્વાસ અને કાર્યદક્ષતા લાવવાનાં છે. પરંતુ આપણે તો જાતમહેનતનું મહત્ત્વ પણ જાણતા નથી, તો વિશ્વાસ તો ક્યાંથી આવે ?

પરંતુ જેઓ પોતાની જાત ઉપર આધાર રાખીને કાર્ય કરે છે, તેઓને જ પ્રભુ સહાય કરે છે. આપબળનો જુસ્સો એ જ માણસનું ખરું જીવન છે સ્વાશ્રય એ જ મનુષ્યના જીવનનો સમરસ જાણવો. બીજાની મદદથી આપણે કાર્ય સાધી શકવાના નથી, કારણ કે 'પારકી આશા તે સદા નિરાશા.' એટલુંજ નહિ, પરંતુ તેમ કરવાથી આપણે શક્તિહીન થઇ જઇએ છીએ. જો આપણે જાત મહેનતથી કાર્ય કરીશું તો આપણામાં કાર્ય કરવાનો ઉત્સાહ વધતો જશે.

હવે આપણે ત્રીજો ઉદ્દેશ લઇએ. વિદ્યાર્થી ગૃહ—નાનું એવું રાજ્ય—ચલાવવાની વિદ્યાર્થીઓને તાલીમ મળે અને એ રીતે વિદ્યાર્થીઓ ગૃહના વિધેય ન રહેતાં તેના અંગભૂત બની રહે, એ આ વિદ્યાર્થી મંડળ સ્થાપવાનો મુખ્ય ઉદ્દેશ છે.

સંસ્થા, વિદ્યાર્થીઓને મુખ્ય અંગોમાંનું એક માને છે. એટલે કે વિદ્યાર્થીઓ ગૃહથી જુદા નથી પરંતુ ગૃહનું એક અંગ છે. આથી આપણી પણ એક ફરજ ઉભી થાય છે; અને તે એ કે આપણે ગૃહને આપણાથી જુદું ન માનતાં આપણું પોતાનું જ માનવું જોઇએ, અને તેના અંગભૂત બની રહેવું જોઇએ.

## વિદ્યાર્થી મંડળના નિયમો.

વિદ્યાર્થી મંડળના નિયમો કંઈ ફાઇલમાં બાંધી રાખવા નથી ઘડયા. પરંતુ આપણી વ્યવસ્થાની ખાતર તેમજ આપણા સારા માટે આપણે પોતે ઘડયા છે. અને તે આપણે સૌએ ચુસ્ત રીતે પાળવા જોઇએ. કારણ કે જે માણસ પોતે ઘડેલા નિયમો પાળતો નથી, તે માણસ નથી પણ હેવાન છે. આપણે સર્વેએ આપણા ભલા માટે સારા અને સાચા કાયદા ઘડવા જોઇએ, અને તેનું બરાબર પાલન કરવું જોઇએ. કારણ કે તેમ કરવામાં જ આપણું શ્રેય છે.

## નેતા

આપણા નેતાઓમાં બંધારણ પ્રમાણે તો નીચેની લાયકાત હોવી જોઇએ.

'સારૂં નરસું સમજવાની શક્તિ, સારૂં ચારિત્ર્ય, વિદ્યાર્થીઓનું હિત થાય તેવું કરવાની સમજણ'. દરેક નેતાઓએ ધ્યાનમાં રાખવું જોઇએ, કે તેઓ વિદ્યાર્થી મંડળના સેવક છે. નેતાઓએ તો વિદ્યાર્થી મંડળના એકેએક નિયમો ચુસ્તપણે પાળવા જોઇએ અને બીજાને પળાવવા જોઇએ. પોતાને સોંપેલ કામ પણ જ કાળજીથી અને ચોકસાઈપૂર્વક પાર ઉતારવું જોઇએ.

પોતાને સોંપવામાં આવેલું કાર્ય જે નેતા સેવાભાવથી અને બરાબર બજાવે છે તે સારો નેતા કહેવાય. અન્યની ખાતર સ્હેજ સહન કરનાર તેથી પણ વધારે સારો છે. જેની તે સેવા કરે છે તેના તરફથી આવતાં કષ્ટો જે સહન કરે છે, તે તો ઉત્તમ નેતા ગણાય. બીજું ખાસ ધ્યાનમાં એ રાખવું જોઈએ કે દોષ કરનાર પ્રત્યે રોષથી નહિ પરંતુ નમ્ર, પવિત્ર અને સ્નેહાળ શબ્દો બોલશો તો તેને તમે સહેલાઈથી સાચે માર્ગે ચઢાવી શકશો.

## વિદ્યાર્થીઓની ફરજ.

જેટલી કાયદાને માન આપવાની ફરજ છે, તેટલી જ નેતાઓનું માન રાખવાની જરૂર છે. નેતાઓ પણ આપણે પોતે નીમ્યા છે. આપણે નેતાઓનું માન રાખવું જોઈએ, અને તેઓ જે કાર્ય સોંપે તે બરાબર કરવું જોઈએ, નેતાનું અપમાન એ આપણા પોતાના અપમાન બરાબર છે. નેતાના માનની ખાતર અન્યાય પણ સહન કરવો, એ આપણી સૌ કોઈની ફરજ છે. નેતાઓના કામમાં ડખલગિરી ન કરતાં તેમના કામને સરળ કરી આપવું જોઈએ. કારણ કે તેમને હેરાન કરવા જતાં આપણે પોતાની જાતને પણ હેરાન કરીએ છીએ.

ઘણીવાર આપણે સાંભળીએ છીએ કે અમુક [illegible] અમુક વિદ્યાર્થી ઉપર દ્વેષ કરે છે, તો પછી આપણે તેના તરફ દ્વેષ કરવો જોઈએ. કારણ કે [illegible] [illegible] કરીને [illegible] જોઈએ, પરંતુ અરસપરસ સ્નેહનું વર્તન ચલાવીને જેમ બને

તેમ વ્યવસ્થિત કરવું. પોતાને સોંપવામાં આવેલા કાર્યને વેઠ ન ગણતાં ફરજ ગણીને કરવું જોઇએ. પોતાના કાર્યોથી સૌને સંતોષ અને લાભ થાય તેમ કરવું જોઈએ. કારણ કે સર્વના લાભમાં જ આપણો ખરો લાભ સમાયેલો છે.

## આપણી સૌની સામાન્ય ફરજ.

આપણે બધાએ અરસપરસ ભ્રાતૃભાવથી વર્તવું જોઇએ. એક બીજા તરફ અનુકમ્પા દર્શાવવી જોઈએ. સ્વાર્થ જ સર્વ અપરાધનું મૂળ છે માટે તેને નાબૂદ કરીને એક બીજા સાથે ઉદારતાથી વર્તવું જોઈએ. એક બીજા સાથે લડાઈ ન કરતાં સંપથી વર્તવું જોઇએ, અને એક બીજા સાથે ભાવથી વર્તીને ભ્રાતૃભાવની ફરજે અદા કરવી જોઈએ. વળી આપણે અરસપરસના કાર્યોમાં ભિન્નભાવ અને અદેખાઇ પણ ન રાખી શકીએ. આપણે એક બીજાના દુર્ગુણો કાઢવાનો પ્રયત્ન કરી શકીએ, પરંતુ તિરસ્કાર તો ન જ કરી શકીએ. વિદ્યાર્થીએ હંમેશા સારગ્રાહી બનવું જોઇએ. માટે જે જે આપણે સારૂં દેખીએ એ ગ્રહણ કરવું અને ખોટું યા તો ખરાબ હોય તે ફેંકી દેવું.

આપણે બધા ભાઈઓ છીએ, માટે આપણે એક બીજાના કાર્યોમાં સહભાગી બનવું જોઈએ અને એક બીજાનાં સુખ-દુઃખમાં રસ લેતા થવું જોઈએ. તેમ કરવામાં જ આપણી ઉન્નતિ છે.

ગિરધરલાલ કેશવજી દવે.

---

# સેવા

(મંદિરની અંદર હમણાં ચર્ચાસંઘ શરૂ થયું છે. તેની અંદર દરેક વિદ્યાર્થીભાઈ ભાગ લઈ શકે છે. આવું ચર્ચાસંઘ ભવનમાં આ પહેલાં પણ હતું. પરંતુ વિદ્યાર્થીઓના નિરુત્સાહને લઈને કહો કે ગમે તેમ કહો, પરંતુ તે ભાંગી પડ્યું. તે અત્યારે શરૂ થયું છે. તે કેટલો વખત ચાલશે તે જોવાનું છે. હવે તો નિવાસગૃહોમાં પણ ચર્ચાસંઘ શરૂ થઈ જાય, તે ઇચ્છવા જેવું છે; અને તેમાં એ નવા નિવાસગૃહના વિદ્યાર્થીઓએ તો એકદમ શરૂ કરવું જોઈએ. કારણ તેમ કરવાથી વિદ્યાર્થીઓને ઘણો ફાયદો છે. મંદિરમાં આ વખતે ભાઈ ભાસ્કરરાવે 'સેવા' વિષે કહ્યું હતું. સેવાની અંદર તેમણે મુખ્ય મુદ્દો એ લીધો હતો કે "આપણે ભવનમાં કઈ જાતની સેવા કરી શકીએ?" તે નિબંધને અહીં થોડાએક ઘટાડા સાથે આપું છું.—સંપાદક)

આજનો વિષય 'આપણે ભવનમાં કઈ જાતની સેવા

કરી શકીએ ?' એ છે. આ નિબંધમાં ઘણી ઘણી ઝીણી વિગતો એવી લીધી છે કે કદાચ તમને આ લંબાણ લાગશે, અને કંટાળો આવશે. × × ×, પણ આપણા ધર્મો ઉપર બરાબર પ્રકાશ પડે એટલા ખાતર બધી વિગતો વિસ્તારથી કહી છે. તો તે દરગુજર કરશો એવી આશા રાખું છું.

× × ×

પારકા ઉપર ઉપકાર એટલે પારકાની સેવા. ઉપકાર શબ્દ વાપરવાથી આપણામાં અહંકાર–મદ આવી જવા સંભવ છે, કારણ જેના ઉપર આપણે ઉપકાર કરીએ છીએ તે આપણાથી હલકો જ હોય એવી આપણા મનમાં ભાવના ઉત્પન્ન થાય છે. પણ જો એ ઉપકાર શબ્દને બદલે સેવા શબ્દ વાપરીએ તો તેથી આપણામાં નમ્રતા વધશે. જો કે ઉપકાર અને સેવા ખરેખરી રીતે એક જ છે; બન્નેનાં પરિણામ અને ભાવ એક જ છે. ફક્ત શબ્દોના ભાવ જુદા જુદા છે.

જેમ માણસમાં નમ્રતા, વિવેક વધારે તેમ તે માણસની મોટાઇ વધારે. પણ જે માણસમાં અકડાઇ અને મદ વધારે તે માણસ હલકો છે. પ્રતિષ્ઠિત અને નીતિવાન સમાજમાં તેને સ્થાન કે ભાવ ન જ મળી શકે. જે નમ્ર છે, તે શ્રેષ્ઠ મનુષ્ય છે, અને સેવા કરનાર માણસ જ નમ્ર બને છે.

સેવા કરનાર જેની સેવા કરે છે, તેને પણ ફાયદો જ થાય છે. એક તો દેખીતો જ ફાયદો છે કે જે આપણામાં તેની સેવા કરી હોય તે તો તેને ફાયદો થયો જ. બીજો ફાયદો જે તેની સેવા કરે છે તેના તરફ તેનું મન ઉપકારની લાગણી-

વાળું થાય છે, અને એથી તે માણસ બીજાની પણ સેવા કરવા લલચાશે. તેને એમ લાગશે કે આ માણસ મારી, કશા સ્વાર્થ વગર સેવા કરે છે તો મારે પણ બીજાની સેવા આ પ્રમાણે કાં ન કરવી? એ પ્રમાણે તે પણ સેવાનાં તત્ત્વો સમજતો જાય છે. આમ It blesseth him that gives and him takes. એવા બન્ને પક્ષને લાભકારી છે. સેવા કરનાર પણ ઉંચે ચડે છે, અને જેની સેવા કરવામાં આવે તે પણ ઉંચે ચડે છે.

સેવા કરવી એ દરેકની ફરજ છે. દુનિયામાં ઇશ્વરે જે જે ચીજ પેદા કરી છે તે બધી બીજાના ઉપયોગ માટે છે. × × × માણસમાં ઇશ્વરે વધારે બુદ્ધિ મુકી છે તો તેણે સમજવું જોઇએ કે આપણું શરીર એ પારકા માટે જ છે.

સેવા કરનાર માણસ હમેશાં આનંદિત રહે છે. કારણ તે પોતાની ફરજ છે એમ સમજે છે, અને તેથી તેને આત્મસંતોષ થાય છે. તેને પોતાનાં સુખ માટે કાળજી હોતી નથી પણ બીજાને સુખી કરવામાં છે. પરંતુ સ્વાર્થી માણસનું આથી ઉલટું છે.

સેવામાં મુખ્ય વસ્તુ ત્યાગની છે. જરા પણ ત્યાગ નથી કરી શકતો તે સેવા નથી કરી શકતો. બીજું સેવામાં અહંતા અને શરમના ત્યાગની જરૂર છે. જેમકે, જ્યાં સુધી હું મને પોતાને બીજાથી ચડીયાતો ગણું ત્યાં સુધી બીજાની સેવા શી રીતે કરી શકું? કારણ સેવા કરવી એ તો હલકું કામ લાગે, અને હલકું કામ કરતાં શરમ લાગે. એ શરમનો ત્યાગ ન થાય ત્યાં સુધી સેવાની તૈયારી ન થઈ શકે. સેવા કરનારે પોતાનો સ્વાર્થ છોડવો જોઇએ.

# સેવા

માણસ બે ઉદ્દેશથી સેવા કરે છે. × × ×. મારે કંઈ ચીજ જોઈતી હોય અને તે બીજાની સેવા કરી તેને પ્રસન્ન કરીને હું તે ચીજ મેળવવા પ્રયત્ન કરૂં તો તે મારો સ્વાર્થ છે; સેવા નથી. હું માંદા માણસની ચાકરી કરૂં, પણ એવા બદલાની આશા રાખું કે મારે પણ જ્યારે જરૂર પડશે ત્યારે આ મારી ચાકરી કરશે. તો તેમાં મેં શાની સેવા કરી? પણ જો હું મારી ફરજ ગણી ચાકરી કરૂં, તો તે ખરી નિઃસ્વાર્થ સેવા છે. તો જ મને ખરેખરૂં કર્તવ્ય બજાવવાથી ઉત્પન્ન થતો આનંદ–સંતોષ મળી શકે. જે સ્વાર્થબુદ્ધિથી સેવા કરે છે તે ખરા મનથી સેવા નથી કરતો; એટલે તેની સેવાથી સામાને પણ બરાબર લાભ ન થાય. જે સ્વાર્થને કોરે મૂકી દઈને સેવા કરે છે તેની જ ખરી સેવા છે. દુનિયા તેની જ કદર કરે છે.

પણ દુનિયા કદર કરે કે ન કરે તેની દરકાર સાચો સેવા કરનાર ન જ રાખે. માણસો નિંદા કે ટીકા કરે તે જો આપણું દ્રષ્ટિબિન્દુ સત્ય હોય તો, મુંગે મોંએ સાંભળ્યા કરવી જોઈએ. તે સહન કરવામાં જ મહત્તા છે. તે જ શીખવાનું છે. જે દુનિયાની કદરની ઈચ્છા રાખે છે, તેની સેવા ખોટી છે.

જે માણસ સન્માર્ગે ચાલવા પ્રયત્ન કરે છે તેને હંમેશાં અડચણો આવ્યા જ કરે છે, એ કુદરતી નિયમ છે. અડચણોમાં સહીસલામત પાર પડવું જોઈએ. સેવા એ તો ખાંડાની ધાર છે.

આપણે અત્યારે વિદ્યાર્થી અવસ્થા ભોગવીએ છીએ. એટલે અહીં આ સ્થિતિમાં આપણે કઈ જાતની સેવા કરી શકીએ, એનો જ વિચાર કરીએ. પહેલાં સેવાના પાઠો કુટુંબમાંથી શીખાય છે. આપણે અત્યારે આ ભવનમાં રહીએ

છીએ, એટલે ભવન એ જ આપણું કુટુંબ છે. અને બધા વિદ્યાર્થીઓ આપણા ભાઈઓ છે. આપણાથી જેટલી બની શકે તેટલી તેમની સેવા કરવી જોઈએ. એ સેવા અનેક રીતે કરી શકીએ છીએ. અહીં તો આપણે એવી સેવા કરી શકીએ કે જેમાં આપણે કાંઈજ ગુમાવવું ન પડે. ફક્ત થોડી ઘણી અગવડ સહન કરીએ તો સેવા થઈ શકે તેમ છે.

× × ×

ભવનમાં મોટી સેવાના પ્રસંગો કોઈક જ વાર આવતા હશે. પણ આપણે હમેશાં નાની નાની સેવાઓ તો કરી શકીએ. સેવા એટલે બીજાને સગવડ અને સુખ. આપણે રોજ કેટલીએ અગવડ બીજાઓને આપતા હઈશું. એ બધી દૂર કરી બીજાને આપણે કેમ સગવડ આપી શકીએ એનો વિચાર કરીએ તો આપણે એ નાની સરખી પણ સેવા જ કરી ગણાશે.

સ્તુતિ વખતે અવાજ ન કરીએ, મંદિરમાં બેસવાના સમયે બીજાને ખલેલ ન પહોંચાડીએ, ઉપાહાર લેતી વખતે સ્વાર્થવૃત્તિ ન રાખીએ, પણ સંતોષ રાખીએ, પીરસવામાં ભાણાભારો ન કરીએ, વાંચવામાં બીજાને અડચણ ન પહોંચે, એ આપણે ધ્યાનમાં રાખીએ તો તે સેવા જ છે એમ મારું માનવું છે. રાત્રે પણ આપણા ક્ષણિક આનંદને માટે બીજાને ઊંઘમાં ખલેલ ન પહોંચે એવું પણ બરાબર ધ્યાન રાખીએ.

જેઓ નેતાઓ નીમાય છે તેઓ તો સેવકો જ છે. એમણે બીજાને કેમ વધારે સગવડતા મળે એ વિચારથી કામ કરવું જોઈએ. એઓ પણ સેવા કરી શકે છે, પણ સામા વિદ્યાર્થીઓએ નેતાઓને તેમના કામમાં સગવડ કરી આપવી

જોઇએ. આપણે ઘણી વાર નેતાઓને ખાસ અગત્ડમાં ઉતારવા માટે પ્રવૃત્તિ કરીએ છીએ એ આપણી ભૂલ છે, એ ખાસ ધ્યાનમાં રાખવું.

ભવનમાં કોઈ વિદ્યાર્થી માંદો હોય તો આપણાથી બની શકે એટલી તેની સેવા કરવી જોઇએ. જે વખત આપણને ફાજલ મળી શકે એ તેમની માવજત કરવામાં ગાળવો. ઘણી વાર આપણે માંદાઓની સેવા કરવા તો જઈએ છીએ. પણ મોટા અને જાણીતાઓને જ ધ્યાનમાં લઈએ છીએ. પણ જેઓ નાના હોય તેમનો આપણે ભાવ પૂછતા નથી. આ હકીકત સાચી સેવાનો બાધક છે, અને જેને જરૂર પડે તેને તેને આપણે બની શકે તેટલી મદદ કરવી જોઈએ.

× × ×

ભવનમાં જ્યારે જ્યારે કંઈ કામ હાથ લેવાના પ્રસંગ આવે ત્યારે આપણે તેમાંથી આપણું દિલ ચોરવું ન જોઈએ. પણ એટલું કામ નિકાથી ઉકેલી લેવું જોઈએ. × × × આપણે ભવનનું કામ તો કરીએ છીએ પણ જ્યાં સુધી મુ૦નાનાભાઈ કે એવા કોઈ મુરબ્બીઓ હોય ત્યાં સુધી જ શરમના માર્યા કરીએ છીએ. પણ જો એ કોઇ ન હોય તો આપણે એક પછી એક સરકવા માંડીએ છીએ. આ સ્થિતિ ઘણી શોચનીય છે. આપણે સાબાશી મેળવવા સેવા નથી કરતા પણ સેવા ખાતર સેવા કરીએ છીએ.

બનતાં લગી કોઈ ન જાણે એમ આપણે સેવા કરવી જોઇએ કે જેથી શાબાશીથી ફુલાઇને માર્ગમાંથી ચલિત થવાનો ભય ઓછો રહે.

જે માણસ સેવા ખાતર ગમત કે મોજશોખ છોડી શકે તે સાચો સેવક છે. આપણે ઉત્સવો કે એવું ઉજવવાનું આવે છે, જેથી ઉત્સવનો આનંદ પૂરતી રીતે લુંટી ન શકીએ. ત્યારે પણ કર્ત્તવ્યમાં જ ખરો આનંદ છે, એમ માનનારની સેવા સાચી છે; અને ખરી સેવા કોણ કરે છે એની આવા સમયે જ કસોટી થાય છે કે જ્યારે આનંદ કે ગમતનો આપણે ત્યાગ કરવો પડે. એવો જ પ્રસંગ આવીને ઉભો રહે કે જ્યારે એક તરફથી બધા સીનેમેટોગ્રાફ જોવા જતા હોય અને એ જ વખતે એકાદ જણને માથે કોઇ અચાનક માંદું પડી ગયું હોય તેની દવા લેવા જવાનું આવી પડે, ત્યારે સેવાભાવની કસોટી છે. આમાંથી પાર પડતાં આવડવું જોઇએ.

એક હકીકત ધ્યાનમાં રાખવી, કે સેવા કરતાં જે કામ હાથમાં આવે તે કરવા જ મંડી પડવું પણ એમ જો આપણે બીજાને કામ કરી દેવા માંડશું તો તેથી બીજાને ઉલટું નુકશાન થશે. કારણ તે પોતાનો ધર્મ ભુલશે અને આળસુ થશે. જ્યાં જરૂર પડે ત્યાં બીજાને મદદ કરવી, બીજાને મદદ કરીને તેને આળસુ બનાવવામાં સહાયતા ન કરવી. એ સેવા, સેવા ગણાશે. આપણા શોખની ખાતર બીજાનાં કામ કરવા ન મંડી પડવું.

સેવામાં મુખ્ય વસ્તુ સ્વાર્થત્યાગ છે એ આપણે કદી ન ભૂલવું જોઇએ. જો આપણે સેવા ખાતર જરા પણ ભોગ નહિ આપી શકીએ તો આપણે સેવા નહિ કરી શકીએ, અને જો સેવાનો ડોળ કરીશું તો એમાં કશો માલ કે મીણ નહિ જ હોય. સેવા કર્યા વગર પોતાનો જ સ્વાર્થ સાધનાર સ્વાર્થીનું જીવન કશા ઉપયોગનું નથી. તે પોતાને ગમે તેટલો સુખી માનતો

ાય, તોપણ તે ખરી રીતે સુખી નથી. કારણ તે સુખ મેળવવા ક્યાં મારે પણ સંતોષ મળતો નથી. તૃષ્ણા તેને છોડતી નથી. ણ જે પોતાનું કર્તવ્ય જ કરે છે અને સ્વાર્થને લાત મારે છે છાશ-રોટલો ખાતો છતાં સુખી જ છે. પોતાનું કર્તવ્યપાલન રવાથી તેને સંતોષ મળે છે. તેને પોતાના શરીર માટે સુખો મેળવવાની લાલસા રહેતી નથી.

આ જાતની સેવાઓ બહુજ નાની અને નજીવી જેવી લાગતી હશે પણ નાની બાબતોમાંથી પણ શીખવાનું ઘણું મળી રહે છે.

છેલ્લે એક જ હકીકત ઉપર ધ્યાન ખેંચવાનું છે કે આપણે આ સાથે દેશની કાંઈક પણ સેવા કરી શકીએ તો સારું. આખો દેશ અત્યારે વિદ્યાર્થીઓ પાસેથી એક જ સેવા માગે છે, કે રેંટીયો કાંતો. આખા દેશને ખાતર, ઘણા ભૂખ્યા રહેતા આપણા ભાઈ બ્હેનોની ખાતર, આપણે થોડો પણ વખત બચાવીને રેંટીયામાં આપી શકશું તો આપણને નુકશાન નહીં થતાં દેશને ફાયદો થશે. આ શ્રદ્ધાની વાત છે. આ હકીકત હવે વધારે સમજાવવાની જરૂર હોય જ નહિ.

સેવાના પાઠમાં આપણે મુખ્ય ત્રણ વસ્તુઓ શીખવાની મળી રહેશે. સેવા, સ્વાર્થત્યાગ અને કર્તવ્ય આ ત્રણે સાથે જ સંકળાએલાં છે. સહન કરવાની શક્તિ પણ સાથે જ કેળવાય છે. આશ્રમનું સેવા એ એક જુદું રૂપ છે. અત્યારે જે આપણે કરી શકીએ એ જ [illegible] છે, [illegible] જ [illegible]



# થોડુંએક

જ્યાં સુધી નેતરને પકડીને વાળી રાખીએ ત્યાં સુધી તે વળેલું રહે, પરંતુ છોડી દઈએ એટલે પાછું સીધું થાય. એ પ્રમાણે જ્યાં સુધી આપણને લાગે કે આપણા ઉપર કોઈનો દાબ—નજર છે ત્યાં સુધી તે માણસ કહે તેમ કરીએ, પરંતુ જ્યારે આપણે તેનાથી છૂટા થઈએ—આપણને માલમ પડે કે હવે કોઈ જોનાર યા કહેનાર નથી, ત્યારે આપણે પણ નેતરની માફક એના એ સીધા થઈ જઈએ છીએ. જેટલા જોરથી આપણી વૃત્તિઓ આપણે કાબુમાં રાખી હોય તેના બમણા જોરથી તે વૃત્તિઓ પાછી જાગૃત થાય છે.

કાગડાને પાંજરામાં પૂરી તેને સારું સારું ખવરાવો પરંતુ તેને છોડી મૂકશો કે તરત જ તે વિષ્ટા ઉપર જઈ બેસવાનો. કારણ તે તેનો સ્વભાવ છે. પોપટનો સ્વભાવ સારું ખાવાનો છે. કાગડા થવું આપણને ન શોભે, પરંતુ પોપટ થવું જ શોભે; એમાં જ મોટાઈ છે.

જેટલા જોરથી ભીંત સામે દડો અફાળીએ તેટલા જોરથી તે પાછો ફરે છે.

કેટલાક ઉપર વધારે દબાણ હોય તો તેઓ તો વળી વધારે છૂટથી વર્તે છે. જો આ જ પ્રમાણે કરવા માટે આપણે નિયમો બાંધતા હોઇએ તો તે નિયમો બાંધવા નકામા છે. કારણ તેથી સુધારો થવાને બદલે બગાડો થાય છે.

આપણને એમ લાગતું હોય કે પાનસોપારી ખાવાં એ સારું નથી; તો પછી આપણે એ નિયમ ફક્ત ભવનમાં રહીએ ત્યાં સુધી જ પાળવો અને ભવનના કમ્પાઉન્ડની બહાર પગ મકયો એટલે ન પાળવો એ શા માટે? જે આપણને સારૂ લાગતું હોય તેનો આપણે સ્વીકાર કર્યો છે; પછી તેનો અમલ બરાબર કરવો એમાં જ ભૂષણ છે.

આપણે એક વ્રત લીધું કે ચા ન પીવી; પછી આ વ્રત ભવનમાં હઇએ ત્યાં સુધી જ પાળવું, અને ભવન બહાર જઇએ ત્યારે એ વ્રતને અને આપણે, તો જાણે કાંઇ સંબંધ જ નથી ને એમ વર્તવું એ શા માટે? એ તો માત્ર બહાર બતાવવાનું જ થયું–ડોળ થયો. ભવનમાં ચા મળતી જ નથી એટલે આપણે વ્રત લઇએ યા ન લઇએ તોપણ તેથી ફાયદો કે ગેરફાયદો તો નથી જ. તે વ્રત પાળ્યું ત્યારે જ કહેવાય કે જ્યારે આપણે માથે અંકુશ ન હોય અને છતાં નિયમને વળગી રહીએ.

છ છ મહિના સુધી આપણે અમુક નિયમ પાળીએ અને પછી એક મહિનામાં આપણું મન અસ્થિર થઇ જાય તો આપણું હૃદય જ મજબૂત નથી.

વિદ્યાર્થી અવસ્થામાં અમુક જાતના અંકુશો તો જોઇએ જ. એ અંકુશમાં રહીએ ત્યારે જ એ આપણી સ્વતંત્રતા છે એમ સમજવું. અત્યારથી જ આપણે આપણું મન કાબુમાં લાવતાં શીખવું જોઇએ. અમુક વરસ ગયા પછી આપણને

આપણી ભૂલ સમજાય અને તે વખતે તે ભૂલો સુધારવા બેસીએ એટલે તે કામ સારું તો ન જ થાય. કદાચ થોડી ઘણી ભૂલો સુધરે પરંતુ મન ઉપર પડેલી માઠી-ખોટી અસર નાશ પામતાં ઘણી વાર લાગે અને કોઇ કાચો પોચો તો કરી પણ ન શકે. માટે અત્યારથી જ આપણે આપણા મન ઉપર કાબુ મેળવતાં શીખવું જોઇએ.

વળી આપણે સમજવું જોઇએ કે ભવનના કેટલાએક નિયમો ફક્ત ભવનમાં આપણો વાસો હોય ત્યાં સુધીજ પાળવા એમ નહિ. પરંતુ વિદ્યાર્થી અવસ્થામાં હોઇએ ત્યાં સુધી તે નિયમોનું સારી રીતે પાલન કરવું, અને તેમાં જ આપણું કલ્યાણ છે. આ પ્રમાણે નિયમો પાળનાર વિદ્યાર્થી આગળ ઉપર દુઃખી તો નહિ જ થાય પણ સુખી થશે. બીજાઓને તો કદાચ પસ્તાવું પણ પડે!

આ મધુવારક મંડળને વધારે ફાંકો છે, પરંતુ તેઓમાંના કેટલાએક તો ખાસ કરીને વેકેશનમાં પાન, સોપારી, ચા વગેરે ખાય પીયે છે. માટે તેઓએ તો ખાસ સમજવું જોઇએ કે તેઓ અસત્ય આચરણ કરે છે, એટલે પ્રતિજ્ઞા-ભંગનું પાપ પણ વહોરી લે છે.

માટે આપણે સમજવું જોઇએ કે ભવનના કેટલાએક નિયમો ફક્ત ભવનમાં જ પાળવા એટલું જ નહિ, પણ બહાર પણ પાળવા. એ નિયમો આપણા ચારિત્ર્યગઠનમાં ઘણો સારો [illegible] શકે છે. આપણે [illegible] એમાં મોટાઈ નથી, પરંતુ આપણે પોતે બીજાને સમજાવીને તે માર્ગમાં તેમને [illegible] એમાં જ મોટાઈ છે.

આશ્વિન ૧૯૭૬ [illegible] ગજાનન

# ઘંટાનું મુળ.

---

જો કયાંએ વધારે ઘંટ વાગતા હોય તો તે આપણા ભવનમાં વધારે વાગે છે. અને જ્યાં અમુક હદ કરતાં વધારે વ્યક્તિઓ સાથે રહેતી હોય ત્યાં એકી સાથે બધાને અમુક બાબતની સૂચના મળી જાય એવી કાંઈક પ્રદ્ધતિ હોવી જ જોઈએ. અને વ્યવસ્થા ખાતર એ નિયમને માન આપવું જ જોઈએ.

જો ચાર પાંચ જણ એક જ જગાએ રહેતા હોય, તો તો તેમને ભોજનમાં આવવા માટે ઘંટની જરૂર નથી. પણ પચાસ, સાઠ કે એંશી જણ સાથે રહેતા હોય તેમને બધાને ખબર આપવા ઘંટની જરૂર છે.

પહેલાં ભોજનમાં ભોજનની તૈયારીનો ઘંટ અને બેસવાનો ઘંટ એમ ભોજન પરત્વે બે જ ઘંટ વાગતા; અને તૈયારીના ઘંટની પણ ખાસ તો એટલા માટે જ જરૂર હતી

કે થાળીઓ હાથે ઉટકવાનું નહોતું, એટલે પહેલેથી થાળીઓ નખાવવી પડતી. એ તૈયારીના ઘંટથી તે બેસવાના ઘંટ સુધીમાં નખાઇ જતી, અને ત્યાર પછી બેસવાનો ઘંટ વાગતો એટલે બધા હાજર થઇ જતા.

અત્યારે તૈયારીનો ઘંટ વાગે છે. પરંતુ થાળીઓ બધા હાથે જ ઉટકે છે, એટલે થાળીઓ નાખવાને માટે સમયની જરૂર નથી પડતી. પણ એ સમયમાં બધા વિદ્યાર્થીઓ હાથ પગ ધોઇ લોટા ભરી તૈયાર થઇ જાય માટે એ રિવાજ હજી ચાલુ છે.

ધીમે ધીમે તૈયારીના ઘંટનું કાંઈ મહત્ત્વ ન રહ્યું અને બેસવાનો ઘંટ વાગે ત્યારે જ તૈયારી કરવાનું બધાને સૂઝવા લાગ્યું. એટલે બેસવાના ઘંટ વખતે કોઈ હાજર ન થઇ શકતું. થોડું ઘણું મોડું થતું, એટલે પીરસવા વગેરેમાં અડચણો આવવા લાગી.

આ અડચણ ટાળવા માટે એક યોજના થઈ અને તે ડંકા એટલે બેસવાના ઘંટ પછી પાંચ મિનિટે ડંકા મારવાનો રિવાજ થયો, અને ડંકા પડે એટલે ત્યાર પછી કોઇએ ભોજનશાળામાં ન આવવું એવો નિયમ થયો. થોડો વખત એ પણ નિયમિત ચાલ્યું. પણ હવે તો એ ડંકાનો પણ અર્થ નથી રહ્યો. હવે વળી કાંઈ નવીજ યોજના ભોજનના નેતાને ઘડવાની જરૂર પડશે એવું લાગે છે.

ખરૂં જોતાં ડંકાઓની જરૂર ન હોવી જોઇએ. સમૂહમાં વ્યવસ્થા જાળવવા નિયમની જરૂર છે ખરી પણ એ નિયમને પણ હદ હોય. બેસવાનો ઘંટ થયો એટલે ત્યાર પછી વળી

ડંકાની જરૂર રહેતી જ નથી. તૈયારીનો ઘંટ અને બેસવાનો ઘંટ એ બે વચ્ચે એટલો પૂરતો સમય છે કે તેટલા વખતમાં એક જણ જમવા માટેની પૂરતી તૈયારી કરી શકે, અને બેસવાના ઘંટે તો હાજર થઇ જાય. જો આપણે નિયમિત હોઇએ તો ડંકાની જરૂર નથી પણ આપણને એવું જ વધારે ગમે છે. યાંત્રિક જીવન આપણું વધતું જ જાય છે એ ખ્યાલ ભુંસાઈ જાય છે.

તૈયારીનો ઘંટ વાગે છતાં શામાટે બેસવાના ઘંટ આપણે પાણી ભરવા માટે એકઠા થઈ જઇએ છીએ? તો પછી તૈયારીના ઘંટનું જ શું કામ છે? આમ નિયમિતતા સાચવવા આપણે એક એક ઘંટ વધાર્યે જ જઇએ છીએ તેમ તેમ આપણે વધારે ને વધારે અનિયમિત થતા જઈએ છીએ. મને તો એમ પણ લાગે છે કે હવે વળી વ્યવસ્થા માટે તૈયારીનો જ ઘંટ મોઘમ નહિ, પરંતુ પેસાબ કરવાનો ઘંટ, ત્યાર પછી પગ ધોવાનો ઘંટ, ત્યાર પછી કળશા ભરવાનો ઘંટ, ભોજનશાળાનાં બારણા પાસે હાજર થઈ જવાનો ઘંટ, બારણાં ઉઘાડવાનો ઘંટ...એમ એક ભોજનને માટે જ ઘંટની પરંપરા ઉભી કરવી પડશે.

પણ જો તૈયારીના ઘંટથી જ આપણે સમજી જઇએ અને વધારે બંધનમાં ન બંધાવાનો વિચાર કરી નિયમિત થઈ જઇએ, તો આપણને ઘંટ જે આટલા બધા છે તેની જરૂર નહિ ઉભી રહે. જેમ નિયમિત થવા માટે સાધન વધારતા જઇએ છીએ તેમ તેમ આપણે વધારે અનિયમિત થતા જઇએ છીએ. ઘંટ ઘણા વાગે છે, પણ એકેમાં આપણે નિયમિત નથી રહી શકતા.

અને આમ નિયામત નથી રહી શકતા તેનું પરિણામ એ આવ્યું કે ડંકાઓનું ખાતું વધી પડયું. લગભગ દરેક ઘંટની પાછળ બીજે ઘંટ કે ડંકા હોય. અને આટલું બધું ડંકાનું પ્રાબલ્ય એ આપણી અનિયમિતતા જ સૂચવે છે.

ઉઠવાનો ઘંટ વાગે છે ત્યાર પછી દરેક મિનિટે ગાદલાંની ઓરડી બંધ કરવાના ડંકા મારવા જ પડે છે. જો આપણે નિયમસર ઉઠી ગાદલું મૂકી દઈએ તો પછી ડંકાઓની શી જરૂરીયાત છે? પણ ઘંટે તો આપણે ઉઠતા જ નથી. પાછળથી ડંકાઓની બીક હોય તોજ આપણે ગાદલા-ખાતે ન થશે એ બીકે કાંઇક વહેલા ઉઠીએ.

શાળામાં જવાની તૈયારીનો ઘંટ વાગે ત્યારે આપણને તૈયારી કરવાનું ન સૂઝે, પણ જવાનો ઘંટ વાગે ત્યારે જ આપણને તૈયારી કરવાનું સૂઝે, અને પછી ચોપડીઓ, પેન્સીલ, આસન વગેરેની શોધાશોધ અને ધમાલ કરવા માંડીએ. અને ઉતાવળમાં ને ઉતાવળમાં છતાં મોડા જ શાળામાં જઇએ, અને કાંઇક ભૂલી ગયા હઇએ તો લેવા વળી પાછું આવવું પડે. જો જવાનો ઘંટ એ જ આપણી તૈયારીનો ઘંટ લેખાતો હોય તો પછી નાહક તૈયારીનો ઘંટ વગાડવાની તસ્દી ઘંટના નેતાને આપવાની કશી જરૂર લાગતી નથી.

સ્તુતિનો ઘંટ વાગે છે અને વળી પાછી સ્તુતિ શરૂ કરવાના ડંકા પડે છે. અને પછી પણ ઘણા વિદ્યાર્થીઓને બહાર તો બેસવાનું રહે છે જ. ખરું જોતાં ઘંટ વાગે એટલે હાજર થઈ જવું જોઇએ. પહેલાં કાંઇ ડંકા ન હતા, પણ જ્યારે ઘણા વિદ્યાર્થીઓ મોડા થવા લાગ્યા ત્યારેજ ડંકા શરૂ કર્યા, અને છતાં પણ હજી મોડા થવાની મુશ્કેલી તો એમી ને એમ જ છે.

# ડંકાનું મૂળ

ખરું જોતાં આપણે સ્તુતિમાં બહુ નકામા કારણસર જ મોડા થઈએ છીએ. કાં તો રમતા હઈએ, અને એ રમત વહેલી છોડવી ગમતી ન હોય, અથવા તો બીજા કોઈ રમતા હોય તે જોવામાં જ એવો રસ આવી જાય છે કે ઘંટ સાંભળીએ છતાં જાણે ન જ સાંભળ્યો હોય એવું કરીએ છીએ. અને પછી ડંકા પડવાનો વખત થાય એટલે મંદિરનાં બારણાં પાસે ધમાધમ ! કોઈક તો ઘંટના નેતાને ડંકા જરા મોડા વગાડવાની સૂચના પણ આપી દે !

સ્તુતિ એટલે કાંઈ ભવનનું એવું બોજા રૂપ થઈ પડે એવું કામ નથી કે જેમાં આપણે આળસ કરીએ. એ તો આપણી જ આધ્યાત્મિક ઉન્નતિ માટે છે. એમાં પણ આપણે અનિયમિત અને ગાફલ !

મુ૦ નાનાભાઈએ આપણને કહ્યું હતું તેમ આપણને કાન છે છતાં પણ આપણે કાન વગરના જ છીએ. કારણ ઘંટ સાંભળીએ છતાં એ ન સાંભળ્યા જેવું જ આપણે કરીએ છીએ. અને દરેક વખતે આપણે નિયમિત નથી રહી શકતા.

નિયમિતતા શીખવાનું આ સારું સ્થળ છે, અને અત્યારે તક છે. આખા જીવનમાં નિયમિતતા આવે તો જીવન સુખરૂપ થાય. પણ જો અત્યારથી નિયમિતતા નહિ શીખીએ તો આગળ એ નિયમિતતા આવવાની જ નથી અને પછી ઘણાને થાય છે એમ આપણે આપણા જીવનના વ્યવહારમાં અનિયમિતતાને લીધે એવા ગૂંથાએલા રહીશું કે જ્યારે ધારશું ત્યારે આપણું ધારેલું કાર્ય આપણે કરી નહિ શકીએ.

# વિદ્યાર્થી

ઉપાહારમાં ફક્ત વીસ જ મિનિટ મળે છે. વળી એમાં તો શાળામાંથી પરભાર્યા ઉપાહારમાં જ આવવાનું છે (લોટા વાટકા લઇને) છતાં એમાં પણ પીરસવાના ડંકાની આપણને જરૂર પડે છે; કારણ વચમાં આપણે બીજાઓ સાથે વાતો કરવામાં રોકાઈ જઈએ છીએ. ખરેખર આ સ્થિતિ શોચનીય જ છે. આપણે જોઈએ છીએ કે એ ડંકાઓ તદ્દન નિરર્થક જેવા છે પણ જો આપણે નિયમિત આવતાં શીખ્યા હોત તો એ ડંકાઓને ઉપાહાર કરવા આવવાનું કશું કારણ જ નહોતું.

સૂવાના ડંકાની પણ આપણને જરૂર પડે છે, છતાં એ ડંકાનો તો કાંઈ જ ઉપયોગ નથી. પંદરેક દિવસ એનો ઉપયોગ રહ્યો હતો. આ ડંકાઓનું આટલું બધું પ્રાબલ્ય એ આપણા દોષ સૂચવે છે, એમ મને લાગે છે. એક તરફથી જેમ ડંકા વધતા જાય છે એમ પાછળથી તૈયારીનો ઘંટ નિરર્થક થતો જાય છે. એને જો કાઢી નાખવામાં આવે તો ઘંટના નેતા ઉપર અને ઘંટ ઉપર પણ વિદ્યાર્થિ મંડળે ઉપકાર કર્યો ગણાશે. અથવા તો આપણે એકદમ નિયમિત થઇ જઈએ કે જેથી ડંકાઓની ધમાલ ઓછી થઇ જાય અને એટલા પૂરતા આપણે બંધનમાંથી મુક્ત થઇએ.

ડંકાઓની ઉત્પત્તિ એ આપણી અનિયમિતતામાંથી થઇ છે. હજી એ ડંકાઓનું ખાતું વધતું જ જાય છે. ક્યાં અટકશે એ કહેવાતું નથી. એ વધારો આપણા દોષસૂચક છે, એ ભાન દરેકને થવું ઇષ્ટ છે.

અશાડ-૧૯૭૮ ભાસ્કરે ગજાનન.

# આપણો ધર્મ

વિદ્યાર્થી તરીકે આપણામાં શી શી લાયકાતો હોવી જોઇએ, આપણું વર્તન કેવું હોવું જોઇએ, વગેરે બાબતોનો આપણા ધર્મની અંદર સમાવેશ થાય છે.

પહેલાં તો આપણને એટલું ભાન થવાની જરૂર છે કે આપણે 'શ્રી દક્ષિણામૂર્તિ ભવન' માં છીએ. આપણે નથી કોઇ-પણ સાધારણ બોર્ડીંગમાં, નથી કોઇ નામની રાષ્ટ્રીય શાળામાં, નથી કોઇ Reformatary School માં પણ આપણે ઉચ્ચ રાષ્ટ્રીય શિક્ષણ આપતી ઉચ્ચ માનવજીવનને પથે દોરતી, ગુજરાત અને ખાસ કરીને કાઠયાવાડના ભૂષણરૂપ અને ઉચ્ચ આત્માથી પોષણ પામતી ધાર્મિક સંસ્થામાં છીએ, એટલું તો દરેકને ભાન હોવું જોઇએ. અને એ ભવનમાં રહેલા વિદ્યાર્થી તરીકે આપણામાં શી શી લાયકાતો હોવી જોઇએ, તે દરેક વિદ્યાર્થી છેવટમાં છેવટ જાણતો તો હોવો જ જોઇએ, જોકે વર્તન જ તે પ્રમાણેનું હોવું જોઇએ.

# વિદ્યાર્થી

આપણું ભવન દહાડે ને દહાડે ફાલતું જાય છે. અને એ મુજબ ભવનની કીર્તિ પણ દિવસે દિવસે ફેલાતી જાય છે, અને ગુજરાતમાંની શ્રેષ્ઠ સંસ્થાઓમાં ગણાવા લાગે છે. એવે વખતે ભવનમાં કાંઇક ઉલટો જ ક્રમ માલમ પડે છે. દિવસે દિવસે ભવનમાં રહેનાર વિદ્યાર્થીઓનું વર્તન વિપરીત થતું જાય છે, જ્યારે ભવન, આટલી પ્રસિદ્ધિ પામ્યું ન હતું, જ્યારે ભવન, ગાંધીજીના શબ્દમાં કહીએ તો એક 'સારી વીશી' જેવું હતું ત્યારે ભવનના વિદ્યાર્થીઓમાં જે વર્તણુક, જે ઉત્સાહ અને જે ઐક્ય નજરે પડતાં તે હવે નથી નજરે પડતાં.

એનું કારણ શું હોઇ શકે તે આપણે તપાસીએ. એનું એક મુખ્ય કારણ મને લાગે છે તે એ કે ભવન સાધારણ સમાજના મનમાં એક 'Reformatary school' જેવું થઇ ગયું છે. માબાપને દીકરાને ભણવા મોકલવો હોય તો પહેલાં વિચારે કે આપણા ગામમાં નિશાળ છે કે નહિ? જો પોતાના જ ગામમાં નિશાળ હોય તો તો ગામ બહાર કોઇ ભણાવવા મોકલે જ નહિ. જો ગામમાં નિશાળ ન હોય તો કોઇ પાસેના મોટા ગામમાં અથવા તો જે ગામમાં પોતાના સગા હોય ત્યાં તેને મોકલવામાં આવે. પણ એવાં માબાપ થોડાં જ હશે કે જેઓ પોતાના દીકરાને માટે સારામાં સારૂં સ્થળ શોધે કે જ્યાં તેને સારામાં સારી કેળવણી મળી શકે એમ હોય.

બીજું, ઘણા એવા સુપુતો હોય છે કે જેઓ ઘરે મા-બાપને અથવા તો પોતાના વાલીને તોબા પોકરાવતા હોય. ઘેર તોફાન, અડપલાં વગેરેમાં દિવસ જતો હોય, નિશાળે

ભણવા જતા હોય ત્યાં પણ તોફાનીમાં ગણાતા હોય અથવા તો ઠોઠ હોય, એવા એવા અનેક ગુણોથી અલંકૃત પુત્રો પણ આપણા ભવનમાં ઘણા ખરા આવે છે. ઘેર પોષાય નહિ એટલે માબાપ ધારે કે આને કોઇક બોર્ડિંગમાં મોકલવો જોઇએ. આતો મારો જીવ ખાય છે. પણ તે વખતે એમ વિચાર ન કરે કે પોતાને તો આ એક છે પણ જે બોર્ડિંગમાં તે પોતાના દીકરાને મોકલશે ત્યાં તો એના જેવા ઘણાએ હશે અને તે બધા મળીને ભવનના કાર્યવાહકોનો જીવ ખાશે કે ન હે? અથવા તો કેટલો ખાશે?

બોર્ડિંગમાં મોકલવાનો વિચાર થાય એટલે વિચાર કરવા માંડે કે સારી બોર્ડિંગ કઇ છે કે જેમાં મારો દીકરો પાંશરો દોર થઈ જાય? ધીરે ધીરે વિચાર કરતાં દક્ષિણામૂર્તિ હાથ લાગે, અને હાથ લાગ્યા પછી પોતાનાં બે ચાર સગાં વહાલાંને અને મિત્રોને પૂછીને દક્ષિણામૂર્તિમાં રાખવાનું નક્કી કરે. આ રીતે ભાઈ સાહેબની સવારી દક્ષિણામૂર્તિમાં પધારે! અને ભવનને શણગારે!

એક ત્રીજી રીતના વિદ્યાર્થી આપણા ભવનમાં આવે છે. જે વિદ્યાર્થીને ઓરમાન મા હોય અથવા તો મા હોય જ નહિ. ઘેર રાંધવા વગેરેની સગવડ ન હોય, વગેરે અડચણો હોય તેવા પણ આપણા ભવનમાં આવી શકે છે.

આવો સુંદર ખીચડો, આપણાં ભવનમાં દરવર્ષે ભેગો થાય છે અને વર્ષે વર્ષે વધતો જ જાય છે. આ બધા વિદ્યાર્થીઓમાં ખાસ ઉચ્ચ કેળવણી લેવા માટે આવેલા વિદ્યાર્થીઓ થોડા જ નીકળે છે, એમ મને લાગે છે. પછી એવા વિદ્યાર્થીઓમાં આપણે સારૂં વર્તન અને વિદ્યાર્થીને

ભાગે તેવા સદ્‌ગુણોની કેવી રીતે આશા રાખી શકીએ ? વળી એવા ઘેરથી પરાણે ભવનમાં મકાએલા વિદ્યાર્થીઓ ભવનમાં ટકે એવો સંભવ પણ ઓછો જ હોય. ઉલટું જેટલો સમય ભવનમાં રહે તે દરમ્યાન કોઇ બીજા વિદ્યાર્થીને પણ પોતાનો બાઇબંધ બનાવી અને પોતાના પ્રતિનિધી તરીકે મૂકીને ચાલ્યા જાય.

વળી ઘણાખરા વિદ્યાર્થીઓ જેઓ થોડા ઘણા સુધર્યા હોય તેઓ બે ચાર વર્ષ રહીને અથવા તો કાંઇક ધંધામાં પડવાનું હોય, અથવા તો છેવટે લગ્ન થવાનાં હોય અને એમ કોઇને કોઇ બ્હાને પણ તેઓ ચાલ્યા જાય. એટલે ભવન પાછું હતું તેનું તે. મુખ્ય કારણ તો ઉપર કહ્યું તે મને તો લાગે છે. બીજું ગૌણ પણ જરૂરનું કારણ યોગ્ય કાર્ય-કર્તાઓ નથી તે છે. મળતા કાર્યવાહકોમાં પણ કેટલાક બીજે કોઇપણ સ્થળે નોકરી ન મળતી હોય, ઘણો ઘણો પ્રયત્ન કરે છતાં કોઇપણ સ્થળે જોગ બાઝતો ન હોય, ઘેર બેઠાં ગાંઠનું ગોપીચંદન ગુમાવવું પડતું હોય, ત્યાર પછી એમ વિચાર કરે કે ચાલો દક્ષિણામૂર્તિમાં જઇએ. કારણ દક્ષિણામૂર્તિને હંમેશ માટે શિક્ષકોની અથવા તો ગૃહપતિઓની જરૂર રહે છે. અને હવે પણ રહેશે એમ હું ધારૂં છું. અને એ રીતે કાર્ય-કર્તાઓમાં સડો પેસી જાય, પછી કુવામાં ન હોય તો હવા-ડામાં ક્યાંથી આવે ? પણ આમ થવાનો સંભવ ઘણો જ ઓછો હોય છે.

આટલી પ્રસ્તાવના પછી આપણે મૂળ વિષય ઉપર આવીએ. વિદ્યાર્થીઓ ખરાબ છે, આખા કાઠિઆવાડનો કચરો ભવનમાં આવે છે, વગેરે બાબતો કહીને રોદડાં રોવાથી કાંઇ

આપણું કામ ચાલવાનું છે? જે હોય તેમને સુધારીને યોગ્ય રસ્તે લઇ જવા એ કાર્ય કર્તાઓનું કામ છે. પણ જે પ્રયત્ન મુરબ્બી કરે તે લક્ષમાં રાખીને સુધારવાની કોશીષ કરવી અને સાચા વિદ્યાર્થી નામને યોગ્ય બનવું એ વિદ્યાર્થીઓની ફરજ છે. પહેલવહેલાં ભવનમાં આવતાં જ આપણે ભવનના નિયમો જાણી લેવાના અને તે પ્રમાણે વર્તવાનું હોય. નવો આવેલ વિદ્યાર્થી, ભવન તરફથી છપાએલ નિયમો વાંચ્યાથીજ, ભવનના સમયપત્રક—અથવા તો ભવનમાં ચાલતી ઘટમાળની અંદર બરોબર બંધબેસતો આવીજ શકે નહિ. ભવનમાં દાખલ થયા પછી થોડા રોજમાં તે તે ઘટમાળને યોગ્ય થવા લાગે અને પછી જ તેનું કામ રીતસર ચાલે. નવા આવનારે કાં તો જૂના વિદ્યાર્થીઓ પાસેથી તે નિયમો અને તેનું કેવી રીતે પાલન કરવું તે શીખી લેવું અથવા તો ગૃહપતિ પાસેથી જાણી લેવું. ગૃહપતિ પાસેથી જાણી લેનાર વિદ્યાર્થી ભાગ્યે જ કોઇક નીકળશે. બાકી સાધારણ રીતે તો નવો વિદ્યાર્થી જૂના વિદ્યાર્થી પાસેથી તે નિયમો અને તેનું કેવી રીતે પાલન કરવું તે શીખશે. કહેવત છે કે અજાણ્યો અને આંધળો બરાબર. જેમ આપણે આંધળાને દોરીએ અને આપણે તેને લઇ જઇએ ત્યાં જ તે જાય, તેમ અજાણ્યો—નવો આવેલ વિદ્યાર્થી, જેમ જૂના તેને દોરે તેમ દોરાશે—એટલે જેમ જૂનો વિદ્યાર્થી કરશે તેમજ નવો પણ કરશે.

* જો જૂનો વિદ્યાર્થી યુક્તિપુરઃસર નિયમના પાલનમાંથી છટકશે અથવા તો દેખીતી રીતે પણ છટકશે તો નવો વિદ્યાર્થી પણ તે જ પ્રમાણે કરશે. માટે તેમને કઇ રીતે દોરવા કે જેથી તેઓ સારી રીતે નિયમનું પાલન કરી શકે. તે કામ

જૂના વિદ્યાર્થીઓનું છે. બાળક જેમ નાનપણથી માતા અને પિતાની વર્તણૂંક જોઇને તે પ્રમાણે ચાલવા પોતે પ્રયત્ન કરે છે, તેમ નવા વિદ્યાર્થી પણ કરશે. બાળકને ખરાબ ટેવો ન પડે તે માટે માતા જેટલી કાળજીથી તેની સંભાળ રાખે છે તેટલી જ કાળજીથી જૂના વિદ્યાર્થીઓ નવા વિદ્યાર્થીઓની સંભાળ રાખે, અને પોતે સારૂં વર્તન રાખી તેમને તેમ રાખવા માટે સુચના કરે, તો જ નવા વિદ્યાર્થીઓ જેઓ ઘણીવાર ઘણા જ તોફાની અને લુચ્ચા થઇ જાય છે તે બનવા ન પામે. સાધારણ રીતે ઘેર તોફાની હોય તોપણ જ્યારે નવો વિદ્યાર્થી ભવનમાં આવે ત્યારે તો તે બગભગત જેવો હોય છે. પણ જ્યારે તેને લાગે છે કે અહિં આપણું ચાલી શકે તેમ છે, આપણા જેવી વૃત્તિવાળા વિદ્યાર્થીઓ અહિ રહી શકે છે, ત્યારે ભાઇ પોતાનું પોત પ્રકાશે છે. દિવસે દિવસે તેને ટેકો મળે છે, તેમ તેમ તે વધારે પ્રકાશે છે અને છેવટે માઠું પરિણામ આવે છે.

માટે જૂના વિદ્યાર્થીઓનો પહેલો ધર્મ એ છે કે તેમણે નવા વિદ્યાર્થીઓ ઉપર પોતાના વર્તનની સારી છાપ પાડી અને તેમને તેમ કરવા પ્રેરવા.

આ વખતે જૂના કરતાં નવા વિદ્યાર્થીઓ વધારે છે અને તેથી જૂના વિદ્યાર્થીઓ ઉપર નવાઓને દોરવાનો વધારે બોજો આવી પડે છે.

સાધારણ રીતે એવું જ ચાલતું આવ્યું છે કે ભવનના નિયમો જેટલા ન્હાના વિદ્યાર્થીઓ પાળે છે, તેટલા મોટા વિદ્યાર્થીઓ નથી પાળતા. એટલે મોટા થયા પછી પણ વિદ્યાર્થીઓમાં મોટાઇનો મદ ચડી જવો ન જોઇએ અને મોટા એટલા ખોટા, એ કહેવત યથાર્થ કરતા થવું ન જોઇએ.

ઘણાખરા પોતાના મુરબ્બીઓ સાથે જાણે કે તેઓ પોતાના બરોબરીયા હોય તેવી રીતે વર્તે છે. આ કાર્ય ઘણુંજ ખરાબ છે. મુરબ્બીની મશ્કરી કરવી, પાછળથી ચાળા પાડવા, એટલે હદ સુધી જ્યાં આવ્યું હોય ત્યાં તો પછી તે આવે ત્યારે ઉભા થવું, તેમની સાથે વિનયથી બોલવું, જે પૂછે, તેનો જવાબ રીતસર આપવો, નકામી ગડબડ ન કરવી વગેરે બાબતો કહેવાની જ ક્યાં રહી?

મતલબકે એ તો હોય જ. ઉપર ગણાવેલ ગુણો ઘણા જ થોડા બલકે કોઇક જ વિદ્યાર્થીઓમાં માલુમ પડે છે, છતાં પાછળથી ગણાવેલા દુર્ગુણો તો ઘણામાં છે અને મને લાગે છે કે જે થોડામાં પણ આવા દુર્ગુણો હશે તો બીજાઓ તે જોઇને શીખશે માટે એ વાત હોવી એ જ શ્રેયસ્કર છે.

વળી આપણી શાળામાં શિક્ષાનો અને પરીક્ષાનો ત્રાસ નથી. એ ઘણું જ સારૂં છે. છતાં પણ ઘણા વિદ્યાર્થીઓ તેમ થવાથી સ્વચ્છંદી થઈ ગયા છે. શાળામાંથી પાઠ તૈયાર કરી લાવવાનું કહે એટલે ઘેર આવીને પાઠ કરે અથવા તો ન કરે તો પણ વિદ્યાર્થીને કાંઈ વાંધો નહિ. ગામની શાળામાં પાઠ ન આવડયા એટલે કાંતો ઉભો કરે અથવા શિક્ષા કરે. અહીં તો કાંઇ એવી શિક્ષા નથી. એટલે પાઠ ન થાય તો કાંઈ વાંધો નહિ. બહુ બહુ તો શિક્ષક મુ૦ હરિભાઇ પાસે મોકલે, અને હરિભાઈ ઠપકો આપે, ઠપકો એક કાનેથી બીજે કાને નીકળી જાય, પત્થર ઉપર પાણી થાય, અને ભાઇ હતા તેવાને તેવા રહે. એથી વધારે એક પગલું ભરે તો કાંતો મુ૦ હરિભાઇ મુખ્ય ગૃહપતિ ઉપર ચિઠ્ઠી લખે કે ફલાણા વિદ્યાર્થીઓ પાઠ કરી લાવ્યા નથી તો

તેમની ઉપર ધ્યાન રાખવા તેમના વિભાગના ગૃહપતિને કહેશો. ગૃહપતિ તેમની ઉપર ધ્યાન રાખે પણ જ્યાં પાક દાનત હોય ત્યાં થાય શું ? ગૃહપતિ જોતા રહે ને ભાઇ ચોપડીમાં મોઢું ઘાલીને બેઠા રહે !

એટલે શિક્ષા અથવા પરીક્ષા નીકળી ગઇ છે, એટલે કોઇએ વાંચવું જ નહિ એવો અર્થ નથી. એ તો વિદ્યાર્થીઓના લાભને માટે છે કે તેમને ત્રાસ ન પડે અને હાય વોય વિના તે અભ્યાસ કરી શકે. પણ આપણે તો તેનો ઉલટો અર્થ લઈએ છીએ, અને એમજ ધારીએ છીએ કે કાંઇ વાંચો નહિ, પાસ થઇ જવાશે. શાળામાં મોટે ભાગે તો શિક્ષકો ચાલી ગયેલું ફરીવાર પૂછતા નથી, એટલે આ દુર્ગુણ પેસી જવા પામ્યો છે, એમ મને લાગે છે.

છતાં પણ જેમની અભ્યાસ કરવાની દાનત હોય તેમણે તે વર્ગમાં જે ચાલ્યું હોય તે ઘેર જઈને કરીજ લેવું અને હંમેશાં પરીક્ષા માટે તૈયાર જ રહેવું. આવી રીતે આખું વર્ષ બેદરકાર રહીને જ્યારે પરિણામ આવે ત્યારે બોરબોર જેવડાં આંસુ પાડવાં એ કેટલી મૂર્ખાઇ ?

આ કુટેવ ઘણા વખતથી આપણામાં પેસી ગઇ છે કે જે ભલભલાને પણ ઘડીભર બેદરકાર બનાવી દે છે, માટે આનો સદંતર નાશ થવો આવશ્યક છે.

બધાને ખબર છે કે આપણી શાળા રાષ્ટ્રીય છે. છતાં રાષ્ટ્રીય શાળાનું પહેલું લક્ષણ જે ખાદી તે આપણે પૂરેપૂરી રીતે ધારણ કરી નથી. કેટલાક ફક્ત ખાદીની ટોપી જ પહેરતા હશે, કેટલાક પહેરણ તથા ટોપી અને થોડાક જ આખે શરીરે ખાદી ધારણ કરતા હશે; અને તેમાં પણ શુદ્ધ

ખાદી વાપરનારા તો ઘણા જ થોડા વિદ્યાર્થીઓ હશે. બબ્બે મહિનાથી ખાદીનો મહિમા ગવાયા છતાં આપણું ભવન ખાદીથી ન મઢાય એ કેટલું અયોગ્ય ગણાય ?

આ વર્ષે ઘણાય નવા વિદ્યાર્થીઓ આવ્યા છે. તેઓ-માંથી થોડાક જ ખાદી વાપરતા હશે, એમને ખાદી પહેરતા કરવા એ જૂના વિદ્યાર્થીઓએ માથે લેવું જોઈએ. મુ૦ નાનાભાઈ અને ગૃહપતિઓ તો પ્રયત્ન કરવાના જ. પણ એ ઉપરાંત જો જૂના વિદ્યાર્થીઓ પ્રયત્ન કરશે તો વધારે સારૂં કામ થશે એમ મને લાગે છે.

આપણા બધા શિક્ષકોએ અને બધા ગૃહપતિઓએ સંપૂર્ણપણે ખાદી પહેરી નથી એટલે વિદ્યાર્થીઓએ તેમનો દાખલો લઇ પહેરવી નહીં એવું ન હોવું જોઈએ. વિદ્યાર્થીઓએ તો પૂર્ણાંશે ખાદી પહેરીને તેમને બતાવી આપવું જોઈએ કે આ કામમાં તો મુરબ્બીઓ કરતાં વિદ્યાર્થીઓ આગળ વધ્યા છે.

અસ્તુ. હવે જોવાનું કે કોણ વહેલામાં વહેલી અને સંપૂર્ણ રીતે ખાદી ધારણ કરી શકે છે; વિદ્યાર્થીઓ કે મુરબ્બીઓ?

વિદ્યાર્થીઓ જ્યારે ભવનમાં હોય છે ત્યારની તેમની સ્થિતિ અને ભવનની બહાર નીકળે છે ત્યારની તેમની સ્થિતિ વચ્ચે ઘણું અંતર હોય છે.

ભવનમાં વિદ્યાર્થીઓ ડાહ્યા અને ડમરા થઇને રહે છે અને તેમાંએ વળી જ્યારે કોઇ ગૃહપતિ આવે અથવા તો મુ૦ નાનાભાઈ આવે ત્યારે તો જાણે કે આદર્શ વિદ્યાર્થી ! અને તે વખતે જો કોઇ બહારનો માણસ જોવા આવ્યો હોય તો તો તે આશ્ચર્ય જ પામી જાય, અને કહેવા લાગે કે આના જેવા વિદ્યાર્થીઓ ભાગ્યે જ બીજે સ્થળે હોય. પણ

અંદર શું છે તે તો આપણે જ જાણીએ. બીજે વખતે આપણે કેવા પરાક્રમી છીએ તે તો કોઈ જાણે નહિ. ત્યારે વિદ્યાર્થીઓ પોતાનું ખરું પોત ક્યારે પ્રકાશે? કાંતો બધા વિદ્યાર્થીઓ ટોળે વળીને ગામમાં અથવા તો કોઇપણ બીજે સ્થળે જતા હોય, ગૃહપતિ પોતાની ઉપર દેખરેખ રાખનાર તરીકે ન હોય, ત્યારે જ ખરા સ્વરૂપમાં વિદ્યાર્થીઓ દેખાય છે. જાણે કે પાંજરામાંથી છૂટેલ વાઘ?

આવી એવડી સ્થિતિ હોવી એ ઘણુંજ ખરાબ છે. જો તમે ભવનમાં ડાહ્યા રહી શકતા હો તો બહાર શા માટે ન રહી શકાય? અથવા તો તમારાથી બહાર તોફાન કર્યા સિવાય ન રહેવાતું હોય તો તમે ભવનમાં પણ કેમ તોફાન નથી કરતા કે જેથી મુરબ્બીઓ તમને સુધારી શકે? પણ દૂધમાં અને દહીંમાં પગ રાખવો એ અયોગ્ય જ છે.

ઘણીવાર વિદ્યાર્થીઓ ગૃહપતિને કફોડી સ્થિતિમાં નાખી દે છે અને તે પણ ખાસ જાણી જોઇને મશ્કરી કરવાની ખાતર જ!

વાંચવાના સમયમાં ગૃહપતિ નિવાસગૃહમાં બેઠા હોય, સાધારણ રીતે જેને કાંઈ પૂછવું હોય તે ગૃહપતિને પૂછે. ન આવડતું હોય તો તેને ગૃહપતિ શીખવે. એ તો ઠીક, પણ ઘણા વિદ્યાર્થીઓ તેમને ખબર હોય કે ગૃહપતિને અમુક વિષય નથી આવડતો એટલે જાણી જોઈને તે જ વિષય ગૃહપતિને કહે કે મને શીખવો.

આવે વખતે ગૃહપતિની કેવી કફોડી સ્થિતિ થાય? તે વખતે ગૃહપતિ થોડું થોડું આવડતું હોય તો ગોળ ગોળ સમજાવે અથવા તો ભલા હોય તો ચોકખી ના પાડે.

વિદ્યાર્થીઓને આવું કરવામાં આનંદ આવે. સારો વિદ્યાર્થી હોય તો આવું ન જ કરે. વધારે સારું એ છે કે પોતાને ન આવડતું હોય તો પોતાના વર્ગના હુંશિઆર વિદ્યાર્થી પાસેથી શીખી લેવું અને ન છૂટકે જ ગૃહપતિ પાસે જવું.

ઉપરાંત જે વિદ્યાર્થી સત્રની વચ્ચે દાખલ થયો હોય અથવા તો માંદો પડવાથી કે ઘેર જવાથી પાછળ રહી ગયો હોય તો તેવા વિદ્યાર્થીને શીખવવું એ ગૃહપતિનું કામ છે, (ભલે ગમે તેટલો પાછળ રહી ગયો હોય તેની ચિંતા નહીં) એવું સ્વીકારી લેવામાં આવ્યું છે. આ કામ વિદ્યાર્થીનું પોતાનું છે. જો આ કામ ગૃહપતિ ઉપર નાખી દેવામાં આવે તો વિદ્યાર્થી નિશ્ચિંત થઇ જાય, અને ભણવાની દરકાર ન રાખે.

માટે ગૃહપતિને માથે આ ભાર રાખવો એ મને ઠીક નથી લાગતું. (જો કે ગૃહપતિઓ આ ભારની બહુ દરકાર કરતા નથી છતાં એ )

ભવનમાં પોતાના આત્માની ઉન્નતિને અર્થે, ચારિત્ર્ય સુધારવા માટે અને આદર્શ વિદ્યાર્થી બનવા માટે ઘણાંએ મંડળો સ્થપાઇ ગયાં, અત્યારે અસ્તિત્વમાં હશે અને હવે પછી પણ થશે.

આટઆટલાં મંડળો સ્થપાયાં છતાં એક પણ મંડળે ઠેઠ લગી સંતોષકારક કામ કર્યું હોય એમ મારા જોવામાં નથી આવ્યું. મંડળ સ્થપાય અને ત્યારપછી અમુક વખત સુધી ઘણી જ સારી રીતે કામ કરે છે પણ જરા વધારે વખત થાય એટલે થોડાએક માણસોના પગ ભાંગવા લાગે.

ધીરે ધીરે એ ચેપ બંધાને લાગે અને અમુક વખતે આખું મંડળ કકુડભુસ કરતુંક પડે. આનું કારણ શું હશે?

શું મંડળ કવખતે સ્થપાયું હશે? શું મંડળના મૂળમાં જ ઝેર હશે? શું વિદ્યાર્થીઓ દંભી હશે? શું મડંળમાં રહ્યા એટલે જ આપણે ઉંચા અને બીજા નીચા એમ વિદ્યાર્થીઓ માનતા હશે? અને એ ગર્વનું પરિણામ આવું આવ્યું હશે? શું મંડળના નિયમો એટલે ફક્ત દેખાવ, પાળવાના નહિ એમ સભ્યો માનતા હશે? કે આ બધાં કરતાં ચઢી જાય એવો મૂળથી ચાલતો આવેલો આરંભશુરત્વનો ગુણ હશે?

જે હોય તે–જે જે મંડળના જે જે સભ્યમાં ઉપર બતાવેલામાંથી એકપણ દુર્ગુણ હોય તો તે સભ્ય તે તે દુર્ગુણોને તિલાંજલી આપે.

છેવટે સર્વથી મોટી અને અગત્યની ફરજ એક જ રહે છે. તે એ કે ભવન પ્રત્યેનું પોતાનું ઋણ તેણે ચૂકવી આપવું જોઇએ.

આપણે સૌ જાણીએ છીએ કે આપણે મહિને જે રૂા ૧૦) ફી તરીકે ભરીએ છીએ એ કેવળ નામનાજ છે. આપણી પાછળ ભવનને લગભગ રૂા. ૩૦) ખર્ચ થાય છે. તેમાંથી આપણા રૂા. ૧૦) જાય. બાકી રહેલ રૂા. ૨૦) નો દરેક વિદ્યાર્થી દીઠ ભવનને વધારે ખર્ચ કરવો પડે. ભવનમાં સરેરાશ ૮૦–૮૫ વિદ્યાર્થી ગણતાં ભવનને દર વર્ષે ૧૯ થી ૨૦ હજારની ખોટ પડે. એ ખોટ પૂરવા માટે મુ૦ નાનાભાઈ તથા મુરબ્બી મોટાભાઈ વખતો વખત ફંડ ભેગું કરવા દેશ પરદેશ ભટકે છે, એ આપણે જાણીએ છીએ. તેઓ ભવનને માટે, આપણે માટે, કેટકેટલું દુઃખ વેઠીને ફંડ ભેગું કરે છે,

તેની પણ આપણને પૂરેપૂરી ખબર છે. આ તો પૈસાની બાબત છે.

પણ આપણા ભવન જેવી સારી સંસ્થા આપણને કેળવણી આપીને અજ્ઞાન દશામાંથી કાંઇક જ્ઞાની કરે છે, ઉંઘતાને જગાડે છે, અંધારામાંથી અજવાળામાં આણે છે, અને આપણી ભવિષ્યની જીંદગી માટેનું ભાતું પૂરૂં પાડે છે. ટુંકામાં આપણને ખરૂં જીવન બક્ષે છે. એ ભવન તરફ ભવનમાંથી નીકળી ગયા પછી આપણે લાગણીની નજરે પણ ન જોઈએ એ શું ઠીક ગણાય? આપણામાંના ઘણા વિદ્યાર્થીઓ ભવનમાંથી નીકળ્યા પછી જેને આપણે 'વંઠેલ' કહીએ એવી સ્થિતિએ પહોંચ્યા છે. ઘણા વિદ્યાર્થીઓને અત્યારે ભવન વિષે પૂછીએ તો તેઓ ભવનની બોદગી જ કરવા લાગે. ઘણાઓને ભવન એક સાધારણ શાળા જેવું લાગે, ત્યારે ઘણાને એક મોટી જેલ જેવું લાગે. જેની જેવી વૃત્તિ એવું તેને ભાસે. પણ એવા ઓછા વિદ્યાર્થી હશે કે જેમણે ભવનનો પૂરેપૂરો લાભ લીધો હોય અને ભવનમાંથી ખરૂં જીવન મેળવ્યું હોય.

અને એવાજ વિદ્યાર્થીઓને એમ લાગે કે અવશ્ય ભવનના આપણે દેવાદાર છીએ. જે ભવન આપણને જીવન આપે તે ભવનનું દેવું કેટલું બધું હોવું જોઇએ.

ભવન પ્રત્યેનું આપણું ઋણ અદા કરવા માટે આપણે નીચલી બાબતો કરી શકીએ:—

૧ ભવનમાં આજીવન સભ્ય તરીકે જોડાવું અને ભવનને જીંદગી અર્પણ કરવી.

૨ જીંદગી શરૂ કર્યા પછી ભવનને આપણાથી બની શકે તેટલા પૈસાની મદદ કરવી, અથવા તો ઓછામાં ઓછું

એટલા મહિના ભવનમાં રહ્યા હોઈએ તેના દર મહિનાના રૂા. ૨૦) લેખે ગણીને ચૂકવી આપવા જોઈએ.

૩ ભવનમાંથી નીકળીને ભવનનું ઋણ ઇચ્છવું, ખોટી ખોદણી ન કરવી.

૪ ભવનની કીર્તિ ફેલાય એવી રીતનું વર્તન જીંદગીમાં પડયા પછી રાખવું.

૫ છેવટે કાંઇ ન થઇ શકે તો ભવન દિન પ્રતિદિન વૃદ્ધિ પામે અને આબાદ રહે, એટલી પ્રભુ પાસે પ્રાર્થના કરવી.

ઉપલી બાબતો કર્યા છતાં પણ આપણે ભવનના ઋણમાંથી મુક્ત થઇએ એમ માનવાને જરાએ કારણ નથી. આટલું તો સાધારણ રીતે આપણે કરવું જોઇએ. છેવટે એટલું ધ્યાનમાં રાખવાનું કે જેને વિદ્યાર્થી થવું હોય તેણે સુખની લાલસા ન રાખવી. ઘણા ભાઇઓ મોજશોખમાં પડયા પડયા પણ વિદ્યા મેળવવાની આશા રાખે છે, પણ એ બનવું અશક્ય છે.

ભવનમાંથી હજી શોખ ગયો તો નથી જ. ઘણા ભાઇઓ જેઓ સારા વિદ્યાર્થીમાં ગણાય છે, તેઓનો પણ એક બાબરી જેવી ક્ષુદ્ર વસ્તુ ઉપરથી મોહ ગયો નથી. ભવનમાં રીતસર રહેવાનું, પણ રજા દરમ્યાન ઘેર જાય એટલે બાબરી રખાવવાની જ. જો બાબરી જેવી વસ્તુ દૂર ન કરી શકાય તો દેશને માટે સર્વસ્વ ત્યાગીને નીકળી પડનાર માણસોની આશા તો ક્યાંથી જ રાખી શકાય ?

આ લેખ વાંચનાર ભાઇઓ જો તેમાંથી થોડું પણ ગ્રહણ કરશે તો લખ્યું સફળ, નહિંતર અફળ તો છે જ.

હરિલાલ માવજી કુંવરાણી.

---

# થોડી સૂચના

વળામાં હું ઘણીવાર વાંચનાલયમાં જતો પરંતુ ત્યાં જાઉં એટલે તો હું તાજુબ જ થઈ જતો. છાપાંઓ ગમે ત્યાં પડયાં હોય, એક પાનું ટેબલના આ ખૂણે તો બીજું પાનું બીજે ખૂણે, અને ત્રીજું પાનું દાદરા પાસે! આવી બેવ્યવસ્થા શા માટે ઉભી થતી હશે? તે વખતે તો મને એમજ લાગતું કે આ ભૂલ લાયબ્રેરીયનની છે, અને તેને કેટલીએક વાર કહેતો પણ ખરો.

અહીં, અત્યારે જયારે હું લાયબ્રેરીયન થયો ત્યારે મને લાગ્યું કે લાયબ્રેરીયન કેટલું કરી શકે? તે નિયમો કાઢે પરંતુ નિયમનો અમલ કરવાનું તો વાંચનારાઓના હાથમાં છે. મેં પહેલાં ઘણી મહેનત કરી પરંતુ મને સમજાયું છે કે એક માણસ પોતે ક્યાં સુધી કરે? જ્યાં સુધી આપણે વ્યવસ્થા રાખતાં ન શીખીએ ત્યાંસુધી એક માણસ વ્યવસ્થા રાખવા ધારે તો તે ઘણું જ ઓછું કરી શકે, એમ હું ધારું છું.

વળામાં વાંચવા આવનાર માણસોમાં તો કદાચ વ્યવસ્થા ન હોય પરંતુ આપણે તો અહીં રહીએ છીએ, અને આપણો આદર્શ પણ ઉંચો છે, તે જો આવી બાબતોમાં વ્યવસ્થા ન રાખીએ તો આપણે બીજાઓને નકામી પીડા કરીએ છીએ અને ભારરૂપ થઈ પડીએ છીએ. માટે આપણે તો આ બાબત સમજવી જોઇએ.

નેતા એકલા નિયમો કાઢે તેથી કાંઈ વળતું નથી. આપણે સમજીએ છીએ કે પુસ્તક જ્યાંથી લીધું હોય ત્યાંજ પાછું મૂકવું, છતાં જતી વખતે ફક્ત આળસને લીધે ગમે ત્યાં મુકી દઇએ છીએ, અને આ પ્રમાણે મૂકવાથી ત્યાં કામ કરતા માણસને કેટલી અડચણ પડશે તેનો તો આપણે ખ્યાલજ નથી કરતા અને જો કદાચ ખ્યાલ આવતો હોય તો તે તરફ ઓછું ધ્યાન આપીએ છીએ. એ તો ઠીક, પરંતુ બીજા વાંચવા આવનાર વિદ્યાર્થીને પણ પુસ્તક શોધતાં બહુ વાર લાગે છે. આપણે સમજવું જોઇએ કે આજ બીજાને પુસ્તક શોધવું પડે છે તો આવતી કાલે આપણો વારો આવવાનો.

આપણે સમજીયે છીએ કે પુસ્તકને બરાબર સાચવવું, ફાટવા ન દેવું, પરંતુ આ તરફ પણ આપણે પુરતું ધ્યાન આપતા નથી. ગમે તેમ આપણે પુસ્તકને વાળીએ છીએ, ગમે ત્યાં ગમે તે સ્થિતિમાં મૂકી દઇ રમવા ચાલ્યા જઇએ, પછી ઉતાવળ થાય ત્યારે એકદમ પુસ્તક ઉપાડીને પોતાની જગ્યાએ જઈ પછાડીએ.

આ અવ્યવસ્થા ફક્ત વાંચનાલયમાં જ નહિ પરંતુ આપણાં પોતાનાં પુસ્તકો હોય તોપણ આપણે એમ જ

રીએ છીએ. માટે આ બાબત આપણા પોતાની ખાતર શીખવી જ જોઇએ.

આપણે જાણીએ છીએ કે છાપાંઓને સારી રીતે વાપરવાં, પરંતુ તેની બાબતમાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે જ થતું જોવામાં આવે છે. છાપાંઓનાં પાનાં સરખાં કરીને ન મૂકતાં ગમે તેમ નાખી જઇએ છીએ; અને પછી બીજા વાંચનનારને તે પાનાં ભેગાં કરવાં પડે. આવી સ્થિતિ આપણે શા કારણથી ઉભી થવા દઇએ છીએ? ફક્ત આળસને લઇને જ. માટે આપણે બીજાના લાભ અર્થે પણ છાપાંઓ સરખાં મૂકવાં જોઈએ અને તે પર પથરા મૂકવા જોઈએ.

મોટામાં મોટી ભૂલ આપણી એ છે કે આપણને જાણ છે કે વાંચનાલયમાં આવ્યા પછી ગડબડ કે જરાએ અવાજ સરખો પણ કરવાનો નથી. પરંતુ આપણને ટેવ એવી પડી ગઇ હોય છે કે મોટેથી વાંચ્યા સિવાય ચાલતુંજ નથી. આપણે મોટેથી વાંચીએ છીએ, વળી વચ્ચે વચ્ચે બીજાઓ સાથે મોટેથી વાતો કરીએ છીએ. આ પ્રમાણે કરવાથી બીજા વાંચનારાઓને ગડબડ થાય છે એ આપણે સમજીએ છીએ છતાં તે પ્રમાણે કર્યે જ જઈએ છીએ. આપણને એક વખત કહેવામાં આવે કે વાતો ન કરો, છતાં થોડીવાર થાય એટલે પાછા આપણે વાતો કરવાનાજ.

અત્યારથીજ જો આપણે આવી આવી બાબતોમાં વ્યવસ્થિત ન થતા જઇએ તો આગળ ઉપર આપણી અ

## વિદ્યાર્થી

ટેવો કાયમ જ રહેવાની, માટે આ બાબતો તરફ આપણાં બધાનું ધ્યાન ખેંચાવું જરૂરનું છે. મને આશા છે કે આપણે આવી બાબતોમાં બને તેટલા વ્યવસ્થિત થવા પ્રયત્ન કરતા રહીશું.

ભાસ્કર ગજાનન વિદ્વાંસ.



# વિશ્વાસઘાતનો ઘોર દંડ

## ( સત્યનિબંધાવલિ માંથી ભાષાંતર )

અઢારમા સૈકામાં ઇટાલિની સ્થિતિ બહુ શોચનીય હતી. ઇટાલિના એક છેડાથી બીજા છેડા સુધી ઑસ્ટ્રિયનોની આણ વરતતી હતી. ઇટાલિના જુદા જુદા પ્રાંતો એક બીજાના દુશ્મન હતા. જોકે દરેક પ્રાંતમાં એકતાના વિચારો ફેલાવા માંડયા હતા, પરંતુ હજુ સુધી તેમનામાં સાથે મળીને કામ કરવાની શક્તિ આવી ન હતી. જો કોઈ ઇટાલિયન નવયુવક માતૃભૂમિની સેવા માટે–છુટકારા માટે કાંઇ પણ પ્રયત્ન કરતો તો ઑસ્ટ્રીયન અધિકારી તેને પકડીને ફાંસીને લાકડે લટકાવી દેતા. આવી સ્થિતિમાં ઘણા થોડા માણસો આ દિશામાં પ્રયત્ન કરવાનું સાહસ કરતા, પરંતુ ઇટાલિના ઉત્તર ભાગમાં વસનારા પહાડી લોકો વધારે સ્વતંત્રતાપ્રિય હતા, અને પાસેનો આલ્પ્સ પર્વત પોતાના એ પુત્રોને આશરો આપવા સદા સર્વદા તૈયાર હતો.

# વિદ્યાર્થી

આ પર્વતની ખીણો ધાટા જંગલથી ઘેરાયલી હતી. જો કોઇ દેશભક્ત કોઈ દુષ્ટ અધિકારીને મારીને નાસી છૂટતો, તો આ જંગલો તેનું ઘણા પ્રેમથી સ્વાગત કરતાં. એકવાર આ જંગલમાં ભરાઇ ગયા પછી પકડાવું મુશ્કેલ હતું. દેશભક્ત ઇટાલિયનોએ પર્વતની પાસેના ગામોમાં પોતાના એવા સહાયક રાખ્યા હતા, જેઓ તેમને આવી ભાગાભાગની સ્થિતિમાં મદદ કરતા. આલ્પ્સની ગુફાઓ તે દેશભકતોના નિવાસસ્થાનરૂપ બની હતી, અને તેમનું જીવન જંગલી જાનવરોનો શિકાર કરવામાં વ્યતીત થતું.

આ જંગલની પાસેના એક ગામમાં ફર્ડિનેન્ડો નામનો એક ચુસ્ત દેશભકત રહેતો હતો. તે પોતાની સ્ત્રી અને એક નવ વરસના પુત્રની સાથે દેશસેવા કરતો પોતાની જીંદગી ગાળતો હતો. ફર્ડિનેન્ડો પહેલા નંબરનો નિશાનબાજ અને પ્રસિદ્ધ લડવૈયો હતો. આસપાસનાં ગામોમાં તેની સારી પ્રતિષ્ઠા હતી. તે કોઇ કામ એવું નહોતો કરતો કે જેથી રાજ્યના અધિકારીઓની સાથે તેનો ખુલ્લો ઝગડો થાય. પરંતુ તેનામાં એક ખાસ ગુણ હતો. જેને તે પોતાના આશ્રયમાં લેતો તેનો કોઇપણ વાંકો વાળ ફરી શકતું નહિ. પહાડની બધી ગુફાઓ તે જાણતો હતો; અને જંગલના દુર્ગમ માર્ગોથી પરિચિત હતો. એનું જીવન આદર્શરૂપ હોવાથી એના પાડોશીઓ પણ એને પ્રાણથી વધારે વહાલો સમજતા.

એક દિવસ ફર્ડિનેન્ડોએ પોતાની સ્ત્રીને કહ્યું ' કાલે આપણે જંગલમાં ખડ લેવા જશું. એન્ટોનીઓ ઘરની સંભાળ રાખશે.'

સ્ત્રીએ જવાબ આપ્યો, ' બહુ સારૂં.'

\+ + +

બીજે દિવસે સવારમાં તે સ્ત્રીપુરુષ જંગલમાં ઘાસ લેવા ગયાં, અને એન્ટોનીઓ ઘરની ભાળ રાખવા રહ્યો. બાળક એન્ટોનીઓ સવારમાં નાસ્તો કરીને પાડોશીઓનાં બાળકો સાથે રમત રમતો હતો. રમી રહ્યા પછી ઢોરોને પાણી પાઇ નીરણુ કરી ઘરની પાસેના ચબુતરા ઉપર બેઠો, અને ધુનમાં ને ધુનમાં સીટી વગાડવા મંડયો. એનું ઘર ઉંચાઇ પર હતું એટલે ત્યાંથી દૂરની બધી વસ્તુઓ દેખાતી હતી. એટલામાં બંદૂકનો અવાજ તેને કાને આવ્યો. તેણે માથું ઉંચું કરી દૂર નજર કરી તો એક માણસની પાછળ દોડતા આવતા સિપાઇઓ દીઠા. જોતાં વેંતજ તે જાણી ગયો કે કોઇ દેશભક્ત નાસી આવે છે. નાસનારના પગમાં ગોળી વાગેલી હોવાથી તે બહુ ઉતાવળથી દોડી શકતો ન હતો. સિપાઇઓ ' પકડો પકડો ' એમ બૂમો પાડતા હતા તે માણસ દોડતો દોડતો ફર્ડિનેન્ડોના ઘર પાસે પહોંચી ગયો, અને હાંફતાં હાંફતાં એન્ટોનીઓને કહ્યું ' મને સંતાડી દે.'

' મને શું આપીશ ? ' એન્ટોનીઓએ હસતાં હસતાં પૂછ્યું.

' હત, નાલાયક !' એમ કહેતાં તે માણસે ખીસામાંથી એક સિક્કો કાઢી એન્ટોનીઓને આપ્યો. એન્ટોનીઓએ તરતજ એ સિક્કો લઇ ખીસામાં મૂક્યો અને તે માણસને એક ખાડામાં સંતાડી તે ઉપર ઘાસ નાખી ઉપર બિલાડીનાં બચ્ચાં બેસાડી દીધાં. પછી નિશ્ચિંત થઇને પાછો ચબૂતરા ઉપર આવી બેઠો.

થોડીવારમાં પોલિસો આવી પહોંચ્યા. તેના સારજન્ટે એન્ટાનીઓને પૂછ્યું, ' તેં કોઇ આદમીને અહીંથી ભાગી જતાં જોયો છે? '

એન્ટોનીઓએ માથું ધુણાવી જવાબ આપ્યો, ' મેં તો કોઇને અહીંથી જતાં જોયો નથી.'

આથી સાર્જન્ટ ચીડાઇને બોલ્યો, ' અરે છોકરા, તારૂં ચામડું ઉતરડાવી નાખીશ, તેં એક દેશદ્રોહીને તારા ઘરમાં સંતાડયો છે. '

એન્ટાનીઓએ તિરસ્કારથી કહ્યું ' જા, જા, ચામડી ઉતરડાવનારનું મોઢું ! મારા ઘરમાં દેશદ્રોહી છૂપાયો છે તો બોલતો કેમ નથી? એને કાંઇ જમીન તો નહિ ગળી જાય !'

સારજન્ટે સિપાઇઓને તપાસ કરવા હુકમ કર્યો. ખૂણે ખોચરે ફરી વળ્યા, પણ કયાંઇ પત્તો લાગ્યો નહિ. આખરે થાકીને પોતાના સારજન્ટને કહ્યું, ' અમને તો એ બદમાશ ક્યાંઇ દેખાતો નથી. કોણ જાણે કયાં નાસી ગયો ! '

ગુસ્સાથી તપી જઇ સારજન્ટ બોલ્યો, ' નાસી ગયો ? કયાં નાસી જાય ? આ બદમાશ છોકરાને બધી ખબર છે. ' એન્ટાનીઓ તરફ ધુરકીને બોલ્યો, ' હું કોણ છું તે તું જાણે છે ? '

એન્ટોનીઓ ખડખડ હસી પડયો અને એના ચાળા પાડતો હોય એમ બોલ્યો, ' હું કોણ છું તે તું જાણે છે ? ફર્દિનેન્ડોનો દીકરો છું. તારા જેવા તો મારા બાપના નામથી ધ્રુજે છે. '

ફર્દિનેન્ડોના નામમાં કાંઈ અજબ જાદુ હતું. સારજન્ટનો ગુસ્સો તેનું નામ સાંભળતાંજ ઉતરી ગયો. એની સાથેના

સિપાઈઓએ કહ્યું " કૃપા કરીને હવે આ મામલાને અહીંથી જ અટકાવો તો મિ. ફર્ડિનેન્ડો સાથે અમારો ઝઘડો ન કરાવતા. તે સાધારણ આદમી નથી. "

સારજન્ટ વિચારમાં પડી ગયો. તે જાણતો હતો કે જો દેશદ્રોહી નહિ પકડાય તો મારી બદનામી થશે. અધિકારીઓની નજરે હું હલકો પડી જઈશ, જો કે તે પોતે પણ ઇટાલિયન હતો પણ તેથી શું? તેના જેવા હજારો ઇટાલિયનો ઑસ્ટ્રિયનોની નોકરી કરી પોતાના જ દેશબંધુઓનાં ગળાં રેંસી રહ્યા હતા. આ પણ એવા પાપીઓમાંનો એક હતો. જ્યારે તેણે જોયું કે એન્ટોનીઓ નીડર બાળક છે, એટલે એણે અબોધ બાળકને ફસાવવા માટે બીજી યુક્તિ રચી. પોતાના ખીસામાંથી સોનાનું ઘડિઆળ કાઢી બહુજ પ્રેમથી તેણે એન્ટોનીઓને કહ્યું ' તારૂં નામ શું ? '

" મારૂં નામ એન્ટોનીઓ. "

" વાહ ! કેવું સરસ નામ ! એન્ટોનીઓ, તું તો બહાદુર છે. તારી બહાદુરી જોઈ હું બહુ ખુશી થયો છું. જો તું એ નાસનાર માણસનો પત્તો મેળવી દઈશ તો હું તને આ ઘડિઆળ આપીશ "

એન્ટોનીઓ ઘડીભર વિચારમાં પડયો. લોભથી તે તણાતો હતો, તેના કાનમાં ભણકારા આવતા હતા " સોનાની ઘડિઆળ લઈ લે અને માણસ બતાવી દે. "

જ્યારે સારજન્ટે બાળકને ચૂપ જોયો ત્યારે તે સમજી ગયો કે હવે શિકાર પકડાઈ જશે. એણે બહુ ચાલાકીથી છોકરાને સમજાવવા પ્રયત્ન કર્યો. આખરે તે બાળકે ઘડિયાળ લીધી અને તે માણસને જ્યાં સંતાડયો હતો તે તરફ

ઇશારો કર્યો. પછી શું બાકી રહે? પોલિસો એ ઉપર તૂટી પડ્યા. ખાડામાંનું ઘાસ કાઢીને એક તરફ ફેંકી દીધું અને તે સંતાયેલા માણસને ખેંચીને બહાર કાઢીને હાથમાં હાથકડી પહેરાવી દીધી.

કેદીએ જ્યારે એન્ટોનીઓને જોયો ત્યારે તેનું કાળજું બળી ગયું. ક્રોધથી ધ્રૂજતાં ધ્રૂજતાં તેણે એન્ટોનીઓને ધિક્કારીને કહ્યું: "અરે વિશ્વાસઘાતી, તારૂં ક્યાં સારૂં થશે? તારા બાપે તને આવુંજ શીખવ્યું છે.? દુષ્ટ, હત્યારા, તું દેશનો શત્રુ છે. વિશ્વાસઘાતી, તેં સોનાના ઘડિઆળના લોભથી લોભાઇ એક દેશ સેવકને દેશશત્રુને હાથ સોંપી દીધો છે. તું જૂડાસ (ઇસુખ્રિસ્તને પકડાવનાર તેના એક વિશ્વાસઘાતી શિષ્યનું નામ) છે." એટલામાં એક સિપાઇ બીકથી બોલ્યો; "આ જુવો, આ જુઓ, ફર્દિનેન્ડો આવે છે."

× × ×

ખરેખર ઘરથી અર્ધો માઇલ દૂર તે અને તેની સ્ત્રી માથે ઘાસની ગાંસડી લઇ આવતાં હતાં. જ્યારે તેણે પોલિસને પોતાના ઘર પાસે ઉભેલા જોયા ત્યારે તેણે જાણી લીધું કે દાળમાં કાળું છે. તેણે તરતજ ગાંસડી જમીન ઉપર મૂકી બંદૂક ભરી. બીજી બંદૂક ભરીને સ્ત્રીને આપી, અને બન્ને સ્ત્રી પુરુષ ભરેલી બંદૂકો લઈ માથે ગાંસડી મૂકી ઘર તરફ આવવા લાગ્યાં. ફર્દિનેન્ડોને ગોળી ભરતો જોઇ સારજન્ટ ડરી ગયો. તે જાણતો હતો કે આ યમરાજનું નિશાન અચૂક હોય છે. આથી તેણે બહુજ પ્રેમથી ફર્દિનેન્ડોને

સાદ કર્યો અને તેને મળવા માટે દોડીને આગળ ગયો. પણ ફર્ડિનેન્ડોએ તે તરફ કશું ધ્યાન આપ્યું નહિ. એને મન તો પોલિસ અને દેશશત્રુ બરાબર જ હતા. સારજન્ટે તેની પાસે જઇને સલામ ભરી અને એન્ટોનીઓનાં બહુજ વખાણ કરવા લાગ્યો. ફર્ડિનેન્ડો ચુપચાપ ઘરમાં પેઠો. કેદીએ જ્યારે ફર્ડિનેન્ડોને જોયો ત્યારે તેને ખૂબ ગાળો ભાંડી. ફર્ડિનેન્ડોએ આ બધું સહન કર્યું ઝેરનો ઘુંટડો ગળે ઉતાર્યો.

પોલિસો કેદીને પકડીને રસ્તે પડ્યા. સારજન્ટે જતી વખતે ફર્ડિનેન્ડોને સલામ કરી અને એન્ટોનીઓની રાજભક્તિના ગુણ ગાયા. ફર્ડિનેન્ડોની છાતી ઉપર જાણે વજ્રઘાત થયો હોય એમ લાગ્યું. બિચારો કાંઈ બોલ્યો નહિ.

એ બધાના ગયા પછી ફર્ડિનેન્ડોએ એન્ટોનીઓને બોલાવ્યો. જેવી તેણે સોનાની ઘડિયાળ જોઇ કે તરતજ તે આ બધા મામલાનો ભેદ પામી ગયો. અત્યાર સુધી તે સમજીજ નહોતો શકતો કે એન્ટોનીઓએ આવો ભારે અપરાધ કેમ કર્યો? સોનાની આ ઘડિઆળે એનો સંશય દૂર કર્યો. ત્રાડ પાડી તેણે એન્ટોનીઓને પૂછ્યું, 'આ ઘડિયાળ તને કોણે આપી?' બાળક રોવા લાગ્યો અને રોતાં રોતાં બોલ્યો 'સારજન્ટે.'

ફર્ડિનેન્ડોએ તિરસ્કારથી કહ્યું, 'તું મારો પુત્ર નથી. અરે દુષ્ટ! સોનાની એક ઘડિયાળ માટે દેશ તરફ વિશ્વાસઘાત.'

એન્ટોનીઓ ડુસકાં ભરતો બોલ્યો, 'પિતા મને માફ કરો.'

ફર્ડિનેન્ડોએ એ ઘડિયાળ પથ્થર ઉપર પછાડી તેનાં ચૂરેચૂરા કરી નાંખ્યા. એ સોનું જે મનુષ્યના ધર્મ તથા કર્તવ્યના શત્રુરૂપ હતું તે માટીમાં મળી ગયું.

ફર્ડિનેન્ડોની સ્ત્રી અત્યાર સુધી ચુપચાપ ઉભી રહી હતી. એની આંખમાંથી આંસુની ધારા ચાલી રહી હતી. તે પોતાના પતિના સ્વભાવ અને સિદ્ધાંતથી વાકેફ હતી. એને ખબર હતી કે ફર્ડિનેન્ડો પોતાના દેશનો અનન્ય ભક્ત છે. તે એનો સાચો ઉપાસક છે. દેશ માટે સર્વસ્વ અર્પણ કરવા તૈયાર છે. તે જાણતી હતી કે વિશ્વાસઘાતથી વધારે મોટો કોઇ અપરાધ હોઇ શકે નહિ. અને તેમ વળી કોની સાથે? પોતાના દેશભક્તો સાથે? એથી વધારે મોટું તો બીજું કોઈ પાપ નથી. આ પાપનું કોઇ પ્રાયશ્ચિત પણ નથી. આવા વિશ્વાસઘાતનું પ્રાયશ્ચિત પ્રાણદંડ સિવાય બીજું હોય જ નહિ. પણ એન્ટોનીઓ બાળક છે, અણસમજુ છે. તે પોલીસની ધૂર્તતા કેમ કળી શકે? એક વાર બાળક જાણી ક્ષમા આપવી જોઈએ.

આવા વિચારોમાં મગ્ન થયેલ સ્ત્રી તરફ જોઈ ફર્ડિનેન્ડો બોલ્યો 'શું આ બાળક મારા જ વીર્યનો છે? આવો બાળક મારા વીર્યથી! એમ બને જ નહિ!'

સતી, સાધ્વી રમણી ક્રોધથી લાલ થઇ ગઈ, પરંતુ ગુસ્સાને રોકીને બોલી, 'પ્રાણેશ્વર, શું મારા પર આવી શંકા? આપ સમજુ છો. આ પુત્ર આપનો જ છે. એણે અપરાધ કર્યો છે એ હું જાણું છું, પણ હૃદયનાથ, આપની દાસી આપના કર્તવ્યપાલનમાં આડે નહિ આવે. આપને જે યોગ્ય લાગે તે કરો. મારું શરીર, મારો આત્મા આપને જ અર્પણ છે.'

× × ×

ફર્ડિનેન્ડોએ એન્ટોનીઓને કહ્યું, 'ચાલ, મારી સાથે આવ.'

## વિશ્વાસઘાતનો ઘોર દંડ

બાળક રોતો રોતો પિતાની પાછળ ચાલવા લાગ્યો. તેણે જતાં જતાં માતા તરફ દૃષ્ટિ ફેંકી. માતાની આંખો આંસુથી ભરાઈ ગઇ હતી. વિહ્વળ થઇને માત્ર 'આ આપનો જ પુત્ર છે—' એટલું બોલી પછાડી ખાઈ પડી ગઈ.

× × ×

પાસેજ નદી વહેતી હતી. તેના કિનારા ઉપરની રેતી ઉપર જઇને ફર્ડિનેન્ડોએ એન્ટોનીઓને કહ્યું, "તારે જે પ્રાર્થના કરવી હોય તે કરી લે."

બાળકે રોતાં રોતાં ઇશ્વરની પ્રાર્થના કરી. જયારે પ્રાર્થના થઇ રહી ત્યારે તેના પિતાએ કહ્યું: "તારે કાંઇ કહેવું છે?"

બાળકે માથું ધુણાવી કહ્યું, "ના"

ફર્ડિનેન્ડોની બંદુક ભરેલી જ હતી. તરતજ બંદુકનો અવાજ થયો અને બાળક એન્ટોનીઓ પૃથ્વી ઉપર ઢળી પડયો. તેના પ્રાણ ઉડી ગયા.

પિતાએ પોતાના હાથથીજ કિનારા ઉપર ખાડો ખોદી પુત્રને દાટયો.

× × ×

ઘેર પાછો આવ્યો. સ્ત્રીને કહ્યું, "મારી બેનના દીકરા આલ્ફેન્ઝોને બોલાવીને તેને પુત્ર બનાવી લે. અને આજથી આ વિશ્વાસઘાતી પુત્રને ભૂલી જા."

માગશર. ૧૯[illegible] ભાસ્કર ગજાનન.

---

# સ્વદેશી વ્રત*

આપણે બધા જાણીએ છીએ કે આજે એક વીર મહાત્માની જયન્તિ છે અને તેથી આપણે તે મહાત્મા પૂજ્ય ગાંધીજીની જયન્તિ ઉજવવાના છીએ.

'ગાંધીજીની જયન્તિ ઉજવવી' એનો અર્થ હું એવો કરું કે મહાત્માશ્રીમાં જે જે સદ્ગુણો છે તે આપણામાં આવે એ માટે ખરા અંતઃકરણથી પ્રભુ પાસે પ્રાર્થના કરવી. જો આપણી તે પ્રાર્થના સાચી હશે તો આજનો દિવસ આપણી આખી જીંદગીમાં ઘણો જ ઉપયોગી થઈ પડશે; અને જો ગાંધીજીની જયન્તિ ઉજવવી જોઈએ એટલા ખાતર જ આ સઘળું કર્યું હોય તો તે તદ્દન ખોટું છે.

---

* મ૦ ગાંધીજીની જયન્તિ વખતે વિદ્યાર્થીઓ સમક્ષ અપાયેલું ભાષણ.

તંત્રી.

'ગાંધીજીની જયન્તિ ઉજવવી' એનો અર્થ હું એમ કરું કે તેમના બધા વિચારો ધીમે ધીમે આપણે ગ્રહણ કરવા. તઓશ્રીની જયન્તિ ઉજવવી એનો અર્થ એમ થાય કે મહાત્માશ્રીના વિચારોને તનમનથી મદદ આપી ફેલાવવા. તેમની જયન્તિ ઉજવવી એટલે એ તપસ્વી આપણી પાસે જે જે વિચારો મૂકે તેનું યથાસ્થિત પાલન કરવું. મહાત્માજીની જયન્તિ ઉજવવી એટલે તેમના ઉપદેશનો બરાબર અર્થ જાણી અમલમાં મૂકવો, અને તે જે કરે છે તે આપણા અને આખા દેશનું હિતકર્તા જ છે એમ માની, તેમની સાથે મનવિરોધ ન રાખતાં એ જ આદર્શ વચન રાખી કામ કરવું.

આપણે જાણીએ છીએ કે મુસલમાનો જે એક વખત હિંદુઓને કાફર ગણી અત્યંત દુઃખ દેતા તે જ મુસલમાન બાદના વંશજ મૌ. શૌકતઅલ્લી અને મહમ્મદઅલ્લી, ફક્ત મહાત્મા ગાંધીજીના એક બોલને માન આપવા ખાતર, પોતાનું સર્વસ્વ તજી ગાંધીજીના ખોળામાં માથું મૂકી કામ કરી રહ્યા છે; તેથી તમને આશ્ચર્ય નથી લાગતું?

દેશના મહાન આગેવાનો ફક્ત ગાંધીજીએ કરેલ અસહકારના ઠરાવને માન આપવાની ખાતર, લાખો રૂપીઆ જતા કરી ફક્ત તેમની આજ્ઞા માનવાની ખાતર, તેમના ઉપદેશનું પાલન કરવા-કરાવવા ખાતર, દેશદાઝ ખાતર, દેશ સેવાની ખાતર, પોતાના ભાઈઓની ખાતર, દેશની એકત્ર થએલી સભાએ કરેલ ઠરાવને માન આપવા ખાતર, પોતાના મોટા મોટા હોદ્દાઓ છોડી ગાંધીજીના આશ્રય નીચે આવી રહ્યા છે!

શું તમને એમ નથી થઈ આવતું કે બંગાળાના આગે-

વાન સદ્‌ગૃહસ્થો, પંજાબના પહાડી હિંદુઓ, ફક્ત ગાંધીજીના અમૂલ્ય બોલની ખાતર આટલું કરી રહ્યા છે ?

કેટલા બધા માણસોએ, પૂ૦ ગાંધીજીની તરફેણમાં ન હોવા છતાં મહાસભાના પસાર થયેલા ઠરાવને ખાતર, પોતાનો માનનીય, પ્રશંસનીય, ઉચ્ચનીય હોદ્દાઓનો બહિષ્કાર કર્યો છે ?

આ બધું શા માટે ? દેશને માટે અને આપણા મહાન આગેવાન, વીરનર મહાત્મા ગાંધીજીના વચનની ખાતર, પોતાની જીંદગીની દરકાર રાખ્યા વગર દેશની ખાતર યાહોમ કરી પડ્યા છે. આપણને શંકા થશે કે આટઆટલા જબરજસ્ત આગેવાનોએ પોતાના હોદ્દાઓને શા માટે છોડ્યા ? મને લાગે છે કે એ પ્રતાપ સંતપુરૂષ, મહાયોગી દેશદાઝીલા ગાંધીજીના શબ્દોમાંની કાંઇક દૈવી તેજસ્વિતાનો છે. પંજાબના પહાડી હિંદુઓ અને મુસલમાન ભાઇઓ જ્યારે દેશનાયકના વચનને આટલું બધું માન આપે છે ત્યારે આપણે શા માટે આપણી જીંદગી ધૂળમાં મેળવીએ ? જો આ મહાત્માની ભૂમિમાં જન્મ ધરી, દેશનું કાંઇ શ્રેય કરવું હોય, ફરજ અદા કરવી હોય, તો પૂ૦ બાપુજીના નીચેના બે શબ્દોનો અમલ કરવા કમ્મર કસો.

તેમના વ્હાલામાં વ્હાલા અને અતિ ઉચ્ચ શબ્દો આ જ છે: 'સ્વદેશી વ્રત.'

સ્વદેશી વ્રત એટલે આપણા દેશમાં, હિંદમાં બનતી સર્વ ચીજો વાપરવી અને વિદેશી વસ્તુઓનો સંપૂર્ણ બહિષ્કાર કરવો. જાપાન, અમેરિકાના સૂતર [illegible] ઉદય

કેમ થયો છે ? ફક્ત હિંદુસ્થાનથી જ; હિંદ કે ભરતખંડમાં જ બનેલી ચીજો વાપરતું થઈ જાય તો પાંપણના પલકારામાં તે દેશો ભોંઠા પડી જાય. હિંદનો સૂર્ય અસ્ત પામવાનો નથી. તે પહેલાં અસ્ત થયો નથી અને અત્યારે પણ અસ્ત નથી. માત્ર પરદેશી વસ્તુઓ રૂપી ભયાનક કાળાં વાદળ તેના પ્રકાશને અટકાવે છે.

શું આપણે આ આદર્શોને અમલમાં ન મૂકી શકીએ ? અરે ! આજ આજ ભાઈ અત્યારે. અત્યારે ગમે તે ચીજ હાથમાં લેતાં Made in Japan, Made in America નજરે પડે છે. આ સ્થિતિ જવી જોઈએ.

શી ભારતમાતની દુર્દશા ! અરે ભાઈઓ ! દયા છે ? લાગણી છે ? દેશ દાઝ છે ? આ જન્મનું સાર્થક કરવું છે ? વિચાર કરો કે આપણા દેશનો કેટલો બધો પૈસો વિદેશ જઈ વસ્યો છે ! આપણે બધી ચીજો જાપાન અને અમેરિકાની વાપરીએ છીએ. અત્યારે આપણને વિચાર પણ નથી આવતો. તે વસ્તુઓથી આપણે આપણા હાથ દુષિત કરીએ છીએ.

પરદેશી વસ્તુઓ કેટકેટલી અહીં ઘસડી લાવવામાં આવે છે ? અરે ! પ્રભુ ! દરિયામાં ચાલતી પરદેશી માલ ભરેલી આગબોટો એકે વખત કેમ ડૂબી જતી નથી ? જે વસ્તુઓ આંખોને મોહના ફાંસામાં ફસાવે છે અને અંદરથી તો ધૂળનાં ઢેફાં જ હોય છે.

આપણે **Made in Japan** કે **Made in America** વાંચતી વખતે પ્રાયશ્ચિત કરવાનો કેમ વિચાર કરતા નથી ? અરે ! ભારતમાતાને શું જવાબ આપશો ? જો ભારત, સ્વદેશી

કાપડ વાપરતો થઇ જાય, અને આ સાથેજ ખાંડ, સાકર પણું દેશીજ વાપરે તો બસ.

બાઈઓ ! આજે એ મહાત્માશ્રીની જયન્તિ છે. તે દિવસે, તેમણે આપણી સમક્ષ મૂકેલા વિચારોને ગ્રહણ કરી આજેજ વિદેશી ચીજો ન વાપરવાનું વ્રત લેવું જોઇએ. જે ચીજ વગર ચાલી શકે તેને અડકી બનતાં સુધી તમે તમારો હાથ દૂષિત ન કરતા, અને કરો તો તેના સેવક તો ન જ થતા.

બંધુઓ ! ચોપાનીયાંઓ શું કહે છે ? એક વરસમાં ૬૦ કરોડ રૂપિયા આપણે ફક્ત કાપડ પાછળ જ ઉડાવી દઇએ છીએ. આપણે ઝીણાં ઝીણાં અને અડક્યા એટલે ફાટ્યું કે ફાટશે એવાં પાંપલાં ધોતીયાંઓ પહેરીએ છીએ. શો ફાયદો ? (લાભ) એટલોકે જેથી લાજ ઘટે. આથી આપણે શું એક જંગલી જાતના અનાર્ય પુત્રો ન ગણાઇએ ? અરે ! હિંદપુત્રો ! તમને હાથે કરીને જંગલી થવું ગમે છે ? છોડો છોડો, ઓ બાઇઓ, વિદેશી વસ્તુઓ ત્યાગો.

આપણી માતૃભૂમિમાં હજારો બાઇબ્હેનોને તદ્દન નગ્નાવસ્થામાં આપણે જોઇએ છીએ. આ જોતાં આપણું હૃદય કેમ ફાટી જતું નથી ? તેમને જોતાં આપણને આપણાં કપડાં પર વૈરાગ્ય કેમ ઉપજતો નથી ? આ બધું શાથી ? અરે ! આ બધું દુ:ખ, પાપી, હિંદના સંતાનના લોહી પીનારી વિદેશી વસ્તુઓને પ્રતાપે.

એક વખત એવો ભરતખંડમાં ઉત્તમોત્તમ ઉંચું અને પુષ્કળ કાપડ બનતું અને અત્યારે વિદેશીઓ આપણને એમ

તેવો માલ આપે છે અને ફક્ત બહારના મોહથી આપણી આંખોને શાંતિ મળે તેથી જ ઉંડા કુવામાં આપણે પડીએ છીએ. આવી વિદેશી વસ્તુઓમાં મોહાતી આપણી આંખો આડા પાટા શા માટે ન બાંધવા?

આ કેમ સહન થઇ શકે? એક ગર્દભરાજની માફક આપણને ગમે તેટલો માર પડે તોપણ આપણે તે સહન કરીએ છીએ. અરે હજુ પણ વિનંતી કરૂં છું કે જો કાંઈ સાચું લાગતું હોય તો ફક્ત સ્વદેશી કાપડ વાપરતા થઇ જાઓ. ખાસ કરીને બે વસ્તુઓનો બહિષ્કાર કરવો જોઇએ: તે વિદેશી વસ્ત્ર અને વિદેશી ખાંડ. આને માટેજ આપણે સ્વદેશીવ્રત લઇશું તોપણ બસ છે. આપણને એમ થશે કે દેશી ખાંડ ક્યાં બનતી હશે? અને અહીં ક્યાં મળે છે? પણ જો આપણે પરદેશીનો બહિષ્કાર કરીશું તો વ્યાપારીઓ એવા છે કે તે દેશી લેવા ઉપડશે.

આપણે વિદેશી વસ્ત્રોમાં મોહાઇ પડયા અને બંગાળામાં ઢાકામાં બનતું સુંદર મલમલ વાપરતા બંધ થયા. બંગાળીઓને લાગ્યું કે હવે તો ભારતસંતાનો આડે માર્ગે પડયા છે અને હવે ખરા રસ્તે નહિ ચઢી શકે, તેથી તેમનો ધંધો ભાંગી પડયો. જો આપણે ફરીથી સ્વદેશી કાપડ વાપરીશું તો અત્યારે જેમ શાળો અને રેંટીઆનો પ્રચાર થવા લાગ્યો છે, તેમ થતાં આગળ જેવો પણ લાભ થશે.

આપણે ચાઇનાસીલ્કના કોટ શીવડાવતી વખતે દેશનો કાંઈ વિચાર કરતા નથી. તેમજ નથી વિચાર કરતા કે આપણી માતાના પુત્રોની નજર આપણા પોશાક સામે પડયાં કરેછે અને આથી આપણે એક ગુન્હેગાર છીએ.

તેમનું દુ:ખ જોતાં જેના મનમાં કાંઇ ન થાય તે ઘાતકી નહિ ? જો ઘાતકી ન હોઇએ તો આપણે કેટલા ઉપાય એ ટાળવા માટે કર્યા ? વિચારો, અને કાંઇક કરી બતાવો.

આજે સૌ નિશ્ચય કરીએ કે આજથી હું વિદેશી કાપડ નહિ પહેરૂં અને વિદેશી ખાંડને આપણા બારામાં નહિ આવવા દઉં. સૂર્ય રહેશે તો કોઇ એક ઠેકાણેથી ચાલી આવશે. માટે જાગ્રત થાઓ—આ સ્થિતિથી હિંદનો સૂર્ય પુન:પ્રકાશશે. મારા બોલવાથી જેને કાંઇ સાચું લાગ્યું હોય તે મનથી તો સ્વદેશીવ્રત લઇ લેજો. બહાર પાડવાની જરૂર નથી.

આજે પૂ. બાપુજીએ આપણી સમક્ષ મૂકેલા આદેશોને પાળવા ખાતર અને તેને ફતેહમંદ કરવા માટે સ્વદેશીવ્રત સૌ લે. મહાત્માજીના સર્વ આદેશો પર વિચાર કરજો. બોલવા કરતાં કાંઇક કરી બતાવવું એ સારૂં છે.

જમનાદાસ વ. દાણી

---

# આરોગ્ય

( ડૉ. કાણેનું ભાષણ )

આરોગ્ય એટલે શરીરને ચોકખું રાખવું તે. આપણા શરીરને ખાસ કરીને ત્રણ વસ્તુઓની જરૂર છે. એક તો અન્ન, બીજું પાણી અને ત્રીજું પ્રાણવાયુ. આ ત્રણ વસ્તુ સિવાય ચાલે જ નહિ. જે શરીરમાં ૯૮–૯૯ ડીગ્રી ગરમી રહે તે શરીર તંદુરસ્ત કહેવાય. શરીરને તંદુરસ્ત રાખવા માટે કસરતની ખાસ જરૂર છે, એટલે કે આપણા શરીરમાં રહેલી ઇંદ્રિઓને બરાબર કામમાં લેવી. હદ ઉપરાંત કામમાં લેવાથી ગેરફાયદો થાય છે. નાના બાળકને પણ કુદરતી રીતે કસરત મળે છે. જો આપણે બાળકના હાથ પગના ચલનનું માપ લઈએ તો તે દરરોજ આઠ માઈલ ચાલતો માલુમ પડશે.

ખોરાક—ખોરાકના ચાર ભાગ હોય છે.

ખોરાક

| સ્નાયુ વર્ધક, | સાકરવાળો, | ચીકણા પદાર્થ વાળો, | ક્ષાર, |
|---|---|---|---|
| કઠોરી | ફળ | તેલ, ઘી વિગેરે | શાક |

સ્નાયુવર્ધક ખોરાકથી શરીર વધે છે. સાકરવાળા તથા ચીકણા પદાર્થવાળા ખોરાકથી ગરમી વધે છે. અને ક્ષારથી શરીર સ્વચ્છ થાય છે.

દૂધની અંદર ઉપરના ચારે પદાર્થો આવેલા છે. તેથી બાળકોનું પોષણ સારી રીતે થાય છે. જો કોઇ એકલા દૂધથી ચલાવવા ધારે તો તેને પુષ્કળ પ્રમાણમાં દૂધ લેવું જોઇએ અને તેટલા પ્રમાણમાં પાણી લેવું જોઇએ. પરંતુ તેમ કરવાથી નુકશાન થાય છે. માણસે ચાર ભાર સ્નાયુવર્ધક ખોરાક લેવો જોઇએ. ભાતમાં અડધા શેરે એક ભાર સ્નાયુવર્ધક છે. કોઇ માણસ બશેર ભાત ખાઈને ચાર ભાર સ્નાયુવર્ધક મેળવે તો બીજા પદાર્થો જોઇએ તેથી વધારે થઈ જાય, જે શરીરને નુકશાનકારક છે. દાળ, ભાત, રોટલી અને શાક વિગેરે દરરોજના સામાન્ય ખોરાકમાંથી ઉપરનાં સઘળાં તત્ત્વો મળી શકે છે.

ખોરાકને બને તેટલો ખૂબ ચાવીને પાણી કરીને ખાવો, જેથી ખોરાક લોહીમાં જલદી મળી જાય, અને પચી જાય. આપણાં ગળાની બન્ને બાજુ ત્રણ ત્રણ લાળપીંડા હોય છે. આ લાળપીંડા ઉપર જ્યારે સોજો ચડે છે, ત્યારે ગાલ-પચોળિયું થાય છે.

હવે આપણે જેટલું ચાવીએ તેટલી લાળ પડે. ખૂબ ચાવવાથી ખૂબ લાળ નીકળે છે અને ખોરાક સાથે એક થઇ જાય છે. ઉપર પ્રમાણે ચાવેલો ખોરાક જલદી પચી જાય છે. ચાવવાથી દાંત પણ મજબુત થાય છે.

દાંતને બને તેટલા ચોકખા રાખવા. જમી રહ્યા પછી દાંતને ખૂબ સાફ કરવા. દરેક જણે જમ્યા પછી ઓછામાં ઓછા સોળ કોગળા તો કરવા જ જોઇએ.

પહેલ વહેલાં ખોરાક મોઢામાંથી કંઠનાળમાં જાય છે, અને ત્યાંથી હોજરીમાં જાય છે. અહીં અમુક વખત સુધી ખોરાક ડોળાય છે, ત્યારપછી હોજરી પાસેના દ્વારમાંથી અન્ન-નાળીકાઓમાં જાય છે અને ત્યાંથી લોહી રૂપે બધે ફેલાય છે. ખૂબ ચાવેલા ખોરાકનું લોહી થાય છે અને બાકીનો ભાગ મળ રૂપે નીકળી જાય છે. જમ્યા પછી આરામ લેવાની ખાસ જરૂર છે.

ઉપર કહ્યા પ્રમાણે જેટલું ખાઇએ છીએ તેટલું હોજરીમાં ભેગું થાય છે અને ત્યાં એસીડ નામનો પદાર્થ મળવાથી સ્નાયુવર્ધક પદાર્થ પચે છે. અહીં થોડો વખત રહીને એક દ્વાર વાટે બહાર નીકળે છે. બહાર નીકળતાં તરતજ પીત સાથે મળે છે અને તેથી ક્ષારપદાર્થ પચે છે. આ પીત નાડી ઉપર સોજો ચડી જાય અને પીત અન્ન સાથે ભળી ન શકે તો ઉપર ચડે છે અને તેથી માણસ આખે શરીરે પીળો થઇ જાય છે. હોજરીમાં ખૂબ ઠાંસવાથી હોજરી નરમ પડી જાય છે. હોજરી નરમ પડી જાય છતાં માણસ ખૂબ ખાધા જ કરે તો તેનું પેટ વધે છે. ખૂબ પેટ વધવાથી માણસ અશક્ત થઇ જાય છે.

ત્યારપછી અન્નરસ નાનાં નાનાં આંતરડાંમાં જાય છે. અહીં પુષ્કળ નાની ગાંઠો હોય છે અને તેમાંથી રસ નીકળે છે. આ રસ હોજરીમાં ન પચેલ પદાર્થને પચાવે છે. અહીં અન્નરસ તદ્દન દૂધ જેવો થાય છે. આ રસને ઝીણી ઝીણી નસો ચુસી લઈને લોહી સાથે ભેળવી દે છે. અહીં આ રસનો રંગ લાલ થઇ જાય છે. કારણકે તે લોહીમાં ભળે છે અને લોહી રાતું હોય છે. લોહી એટલું બધું રાતુ હોય છે કે તેનાં એક ટીપામાં ૭૦ ટીપાં પાણી નાંખીએ તો પણ રાતું જ રહે. આપણા શરીરમાં આપણા તોલના બારમા ભાગ જેટલું, લોહી હોય છે. હવે નસોએ ચૂસેલું લોહી હૃદયમાં ભેગું થાય છે.

ગિરધરલાલ કેશવજી.

## વીર્યની મહત્તા

આપણે જાણીએ છીએ કે ગમે તે કામ કરવું હોય ત્યારે તેમાં પહેલાં વીર્યવાન મનુષ્યો જોઇએ છીએ. આજકાલ હિંદુસ્થાનમાં ‘ અસહકાર ’ ની ચળવળ ચાલી રહી છે તેની સફળતાનો કેટલોક આધાર અત્યારે આપણી સમસ્ત વિદ્યાર્થી આલમ ઉપર રહેલો છે.

અત્યારે આપણે જોઇએ છીએ કે કોઇપણ હાઇસ્કુલોમાં એક પણ ખરો બ્રહ્મચારી મળવો મુશ્કેલ છે. તેનું કારણ એ છે કે આપણે નાનપણથી જ એવા સમાજમાં ઉછરેલા છીએ કે જે સમાજમાં સડાએ વાસ કર્યો હોય.

આપણા સમાજમાં જે ચારિત્ર્યભ્રષ્ટ માણસો છે તેઓને ખરાબ લેખવામાં નથી આવતા પરંતુ ઉલટા તેઓ સમાજમાં નેતાઓની [illegible]

## વિદ્યાર્થી

આપણે સૌ સમજીએ છીએ કે બ્રહ્મચર્ય પાળવાથી ઘણા ફાયદા થાય છે પરંતુ એવા બહુ જ થોડા હશે કે જેઓ આપણામાં જે વીર્ય છે તેની મહત્તા, શરીમાં તે કેવી રીતે બને છે તથા તેના ફાયદા અને તે ગુમાવવાથી નિપજતાં પરીણામો વિષે ઉંડા ઉતરીને વિચારતા હોય.

હવે આપણે વિચારીએ—

## વીર્યની મહત્તા

વીર્યવાન મનુષ્યોને માટે જ આ સંસાર છે, નહિ કે વીર્યહીનોને માટે.

આ દુનિયામાં વીર્યવાન જાતિઓ મહાન સામ્રાજ્યો સ્થાપિત કરી શકી છે; અને જ્યારે તેઓ વીર્યહીન બની ત્યારે તેનાં નામ નિશાન પણ રહ્યાં નથી તેનાં પ્રમાણ મોજુદ છે.

મુસલમાન પ્રજા જેણે પોતાની વીરતાથી એશિઆ અને યુરોપમાં મહાન સામ્રાજ્ય સ્થાપ્યું, તે પ્રજા જ્યારે વિલાસાદિમાં લપટાઇ ત્યારે પોતાનું સર્વસ્વ ખોઈ બેઠી. આ જ પ્રમાણે દરેક દેશના ઇતિહાસમાં બારીકથી તપાસ કરતાં જણાશે.

રોમ, સ્પેન વગેરે યુરોપનાં એક વખતમાં મહાન રાજ્યો હતાં. પરંતુ જ્યારે તેઓ વિષયાદિના શિકાર બન્યાં ત્યારે સર્વ રીતે પાયમાલ થયાં. તેવીજ રીતે આપણે પણ અત્યારે વીર્યહીન બન્યા છીએ તેનું કારણ એ છે કે આપણને નાનપણથી જ વીર્ય ગુમાવવાની કુટેવો પડેલી હોય છે;

આપણે બાગલઅના ભોગ થઈ પડેલા છીએ અને આમાંથી જ્યારે છૂટશું ત્યારે જ આપણે આપણા પૂર્વજોની કીર્તિ પાછી મેળવી શકીશું.

## વીર્ય શરીરમાં કેવી રીતે બને છે?

વીર્યનો લગભગ ૧૨ વરસ પછી શરીરમાં જમાવ થવા લાગે છે. વીર્ય બાર વર્ષની ઉમ્મર પહેલાં બને છે પરંતુ શરીરના બીજા ભાગો બરોબર બંધાવામાં વપરાય છે અને ૧૨ વર્ષ પછી વીર્યાશયમાં જમાવ થવા લાગે છે. આપણે જે અનાજ ખાઇએ છીએ અને તેનું જે લોહી બને છે તેમાંથી અઠ્ઠાવીશ ઓગણત્રીસ દિવસે એંશી ટીપાંમાંથી એક ટીપું વીર્યનું બને છે; અને જેનું જેવું વીર્ય તેવું તેનું તેમાંથી ઓજસ્ બને છે. આપણે ઘણાં માણસોની મુખાકૃતિ ઉપર તેજ જોઇને તેને મહાત્ થઈ જઇએ છીએ તેનું કારણ તેના શુદ્ધ વીર્યમાંથી બનેલા ઓજસ્‌નો પ્રભાવ. એમ કહેવાય છે કે ઓજસ્‌ના પ્રભાવ વડે યોગી લોકો છ માસ પર્યંત ભૂખ્યા રહીને યોગ શાધી શકતા.

## વીર્ય રક્ષણના ફાયદા

વીર્યના રક્ષણ ઉપર જ અભ્યાસનો, શરીરબળનો અને ધર્મબળનો આધાર રહેલો છે. આપણા અત્યારના નવયુવકો ઘણાં કહે છે કે અમારામાં યાદશક્તિ નથી. તે કેવી રીતે બહુ યાદ રાખી શકીએ? એટલું ખરૂં છે કે કોઇનામાં વધુ કે ઓછી યાદશક્તિ હોય, પરંતુ તેઓ એમ વિચારતા નહિ હોય કે પોતાનામાં વીર્યરક્ષા કરવાની શક્તિ જ નથી.

અને તેને લીધે જ પોતાની યાદશક્તિ મંદ છે. મારું સર્જ્ડ રીતે માનવું છે કે જેટલા પ્રમાણમાં તેઓ વીર્યરક્ષા કરશે તેટલા જ પ્રમાણમાં તેઓની યાદશક્તિ વધવાની, તેમજ દરેક વિષયમાં તેમને રસ પડવાનો અને તેમની બુદ્ધિ પણ વધવાની. મારા એક મિત્રે એક વખત મને કહેલું કે જો મેં મારા વીર્યનું શરૂઆતથી જ રક્ષણ કર્યું હોત તો અત્યારે મારામાં જે બુદ્ધિ, યાદશક્તિ વગેરે છે તે અને તેનાથી જે હું અત્યારે આટલું કામ કરી શકું છું તે આનાથી પણ વધારે પ્રમાણમાં હોત.

અભ્યાસમાં તેમજ શરીરબળમાં પણ વીર્યનો મોટો આધાર છે. જે નવયુવક વીર્યનું રક્ષણ કરતો નથી, તે યુવક જ નથી. અત્યારે આપણે જોઈએ છીએ તો બધા નવયુવકો બાર પંદર વર્ષે જુવાન બને છે અને ત્રેવીશ ચોવીશ વર્ષની વયે વૃદ્ધ થાય છે; તેનું કારણ વીર્ય રક્ષાનો અભાવ.

માણસ વીર્યનું જેટલું બરોબર રક્ષણ કરે છે, તેનાથી લગભગ ચારગણું તે જીવે છે. આપણી પહેલાંની ગણત્રી હતી કે દરેક વ્યક્તિએ ૨૪ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું, અને તેઓનું આયુષ્ય ૧૦૦ વર્ષ (૨૫×૪) ગણાતું. વીર્યના રક્ષણથી શરીરમાં બળ વધે છે તેમ જ શરીર રૂપાળું બને છે. અને એટલાજ માટે પશ્ચિમના કેટલાક લોકો અગર જો કે તેઓ ધર્મ વગેરે બાબતમાં બહુ નથી માનતા, પરંતુ શરીર સુંદર બનાવવા ખાતર વીર્યનું રક્ષણ કરે છે.

જ્યારે દેશમાં વીર્યવાન પ્રજા ઉત્પન્ન થશે ત્યારે અત્યારે વધી પડેલા વૈદો, ડૉકટરો વગેરે ઓછા થવાના અને અત્યારના

નવયુવકોમાં જે રોગો કાયમને માટે વાસ કરી રહેલા છે તે નાશ પામવાના. અત્યારે આપણે કોઇ નવયુવાનને મજબૂત નથી દેખતા પરંતુ જ્યારે સ્વામી સત્યદેવજીની રાષ્ટ્રીય સંધ્યાનો મંત્રઃ-

**वीर्यरक्षा मेरा परम कर्तव्य है, मैं इसकी रक्षा कर अपने शरीरको पुष्ट करूंगा। मैं देश के लिये ब्रह्मचारी रहूंगा; अर्थात् मैं गुलाम संतान उत्पन्न नहीं करूंगा।** આ સમજી જશે ત્યારે તેઓમાં એકદમ ફેર પાડવાનો જ. જેવી રીતે અભ્યાસમાં અને શરીરબળમાં જેટલું વીર્ય ઉપયોગી છે તેટલી જ ધર્મમાં પણ તેની જરૂર છે. ઘણા યુવકોનો અનુભવ છે કે જ્યાં સુધી તેઓ પોતાના વીર્યનું પૂરતું રક્ષણ નહોતા કરતા ત્યાં સુધી તેઓ પોતાની નિત્ય ધર્મક્રિયા કરી નહોતા શકતા. ઘણી વખત વિચાર કરતા કે બસ હવે પ્રભુ ભક્તિમાં હમેશાં બેસવું, પરંતુ તેમનાં મન એટલાં બધાં નબળાં બનેલાં કે તેઓ એક મિનિટ પણ સ્થિર નહોતા રહી શકતા. પરંતુ જ્યારે તેઓએ વીર્યનું બરોબર રક્ષણ કરવા માંડયું એટલે તેઓ ધર્મમાં પણ દૃઢ થતા ગયા. માટે વીર્યનું જેટલું રક્ષણ કરશું તેટલાજ આપણે ધર્મમાં આગળ વધશું.

## વીર્ય ગુમાવવાથી નિપજતાં પરિણામો

યુવાવસ્થા પહેલાં જેને વીર્ય ગુમાવવાની ટેવ પડે છે તે એકદમ ન જોઇએ તે કરતાં વધારે ગંભીર બની જાય છે. કોઇ પણ જાતના બહારના રોગ સિવાય ધીમે ધીમે નબળો પડતો જાય છે; તેને હમેશાં કબજીઆત રહે છે અને કબજી-

આનને લીધે સ્વપ્નમાં વીર્યપાત થાય છે, જેમ અને તેમ એકલા રહેવાની ટેવ પડે છે, શરીરના સાંધા દુખે છે, બેચેની વધી જાય છે, ખસ, ખુજલી વગેરે ચામડીના રોગો બહુ જ થાય છે, વખતસર જુવાની નથી આવતી, સ્વરમાં એકદમ ફેર પડી જાય છે, છાતી પડોળી થાને બદલે સંકુચિત બને છે, યુવાવસ્થામાં ભૂખ અનિયમિત લાગે છે. આવી રીતે જે જે માણસો યુવાવસ્થા પહેલાં પોતાના વીર્યને ગુમાવે છે તેઓ જલદી મોટા થઈ જાય છે, પરંતુ જલદીથી મરણ પામે છે.

વીર્યના ફાયદા ગેરફાયદાની આ ટૂંકી રૂપરેખા વાંચ્યા પછી દરેક યુવક વીર્યની મહત્તા સમજશે.

આશ્વિન સુદ ૧૧/૭૭

ભાવનગર. છોટાલાલ વ. ભટ્ટ.

# વીર્ય રક્ષણના સામાન્ય ઉપાયો

અત્યારના જમાનામાં ઘણા યુવકો એવા જોવામાં આવે છે કે જેઓએ પોતાની અજ્ઞાનતાને લીધે નાની ઉમ્મરથી જ વીર્ય રક્ષણ નહિ કરેલ તેથી ઘણા છૂપા દરદોના ભોગ થઇ પડેલા હોય છે. પોતે શરમને લીધે બીજાની પાસે પોતાની વાત કહી શકતા નથી તેથી હંમેશાં છાપાંમાં અત્યારના સેભાગુ વૈદોની અને ડૉકટરોની જાહેરખબરો વાંચે અને તેથી ભોળવાઇને તેઓની દવાઓ ખાય છે. અંતે નિરાશ થાય. વળી બીજે ઠેકાણે વૈદ મૂકીને ડૉકટરની દવા શરૂ કરે તેમાં વળી પૈસા નાંખે અને તેમાં પણ અંતે નિરાશ બને. આવી રીતે ઠેકઠેકાણે ભટકે. અંતે પોતાના રોગમાં સડતો સડતો કાચી વયમાં મરણને શરણ થાય છે. આ બધું થવાનું કારણ શું? પહેલું તો એ છે કે આપણાં માતાપિતા આપણને યોગ્ય વયે પોતાની ફરજ પ્રમાણે યોગ્ય શિખામણ નથી આપતાં પરંતુ તેની સાથે લગ્નાદિની જ વાતો કરે છે

અને એટલે સુધી કે પુત્રની મરજી વિરુદ્ધ જ્ઞાતિમાં નામના મેળવવા તેને પરણાવે છે. પરણાવે છે તે પણ 'લાકડે માકડું' વળગાડવા બરોબર. બીજું આપણો સમાજ પણ અત્યારે હીન દશામાં આવી પડેલો છે. હવે આમાંથી બચવાને માટે દરેકે ઉત્સાહ અને દૃઢ મન કરીને વીર્યનું કેવી રીતે રક્ષણ થાય તેને માટે ખાસ લક્ષ આપવું જોઇએ.

વીર્યનું રક્ષણ કરવું એ કાંઇ સ્હેલી વાત નથી. થોડા ઘણા નિયમ પાળ્યા એટલે એમ ન સમજી જવું કે આપણે બ્રહ્મચર્ય પાળી શકીએ. ખરૂં બ્રહ્મચર્ય પાળવાને માટે તો બહુજ અઘરા નિયમનું પાલન કરવું પડે છે. અને કઠણમાં કઠણ જીવન ગાળવું પડે છે. જો આપણે વીર્ય રક્ષણનો આગ્રહ રાખીને દૃઢ મનથી તે તરફ મંડયા રહીશું તો જ તે સ્હેલું થવાનું.

હવે વીર્યનું રક્ષણ કરવા માટે ખાસ ત્રણ બાબતો, સ્નાન, ભોજન અને શયન તરફ ધ્યાન રાખવાનું છે.

**સ્નાનઃ** સવારે વહેલા ચાર અને પાંચની વચ્ચે ઉઠવું. જો નહિ ઉઠીએ તો નિદ્રામાં વીર્યસ્ખલન થવાનો ભય રહે છે. ખૂબ અંગમર્દન કરવું બહુજ લાભકારી છે. જેમ જેમ અંગમર્દન વધારે કરશું તેમ તેમ વીર્ય ટકાવવામાં તે વધારે મદદગાર બનશે. પછી બહાર નદી ઉપર અથવા તો ઘરે કુવાના ઠંડા જળથી સ્નાન કરવું. ઠંડા પાણીએ ન્હાયાથી મનોવિકાર શાંત થાય છે. એટલા માટે બને ત્યાં સુધી ઠંડીમાં પણ બિલકુલ ગરમ પાણીથી ન્હાવું નહિ અને જો ઠંડા પાણીથી શરદી કે કાંઇ રોગ થતો હોય તો બહુજ સાધારણ

ગરમ પાણીથી સ્નાન કરવું. ન્હાયા પછી જો શરીર બરોબર મસળવામાં આવે તો શરદી બહુજ ઓછા પ્રમાણમાં થાય છે પરંતુ શોખની ખાતર તો ગરમ પાણીથી કોઇ દિવસ ન્હાવું નહિ. આવી રીતે દિવસમાં એક વાર તો સ્નાન કરવુંજ જોઈએ.

**ભોજન:** જર્મનીમાં એક જુની કહેવત છે As a man eatheth so is he એટલે કે મનુષ્ય જેવું ખાય છે તેવોજ તે બને છે. માટે આપણે જો સારૂં (સાત્વિક અનાજ લેશું તો શુદ્ધ લોહી બનશે અને ખરાબનું ખરાબ બનશે. સાત્વિક અનાજ લેશું તો તેનું શુદ્ધ લોહી બનશે. અને તેમાંથી શુદ્ધ વીર્ય બનશે. પરંતુ વીર્યનું જે અનાજથી રક્ષણ થાય તેવું સાદું અને સાત્વિક અનાજ ન લેતાં જીભના ગુલામ બનીને તેલ, મરચાં, અથાણાં ઇત્યાદિ માદોત્તેજક પદાર્થો લેવાથી વીર્યમાં ચંચલતા આવશે અને તેનાથી શુક્ર-સ્ખલન થવાનું. એટલાજ માટે આપણા પૂર્વજોએ બ્રહ્મચર્યા-વસ્થામાં સાદું પરંતુ સાત્વિક ભોજન લેવાની આજ્ઞા કરેલી છે. બીજું જમતી વખતે પ્રસન્ન ચિત્તથી અને ચાવીને ખાવું. એટલે ચાવવાને લીધે અનાજનો જે રસ થઈ ગયો હોય તે પેટમાં જતાં વેંત જલદીથી પચી જઇને લોહી બને છે. અને તેથી ફરીનેજ શરીરના બધા અવયવો નિયમીત ચાલ્યા કરે છે.

**શયન:** ઘણાને શયન સબંધી થોડુંઘણું સામાન્યજ્ઞાન પણ હોતું નથી. તેથી જ ઘણી વખત તેઓની સૂવાની કુટેવને લીધે વીર્યસ્ખલન થાય છે. માટે સૂવામાં પણ કેટલાએક

નિયમોનું પાલન કરવાનું છે. કોઇપણ દિવસ રાત્રે સુતી વખતે દિશાએ જવાની હાજતને રોકી રાખવી નહીં. તેમજ અજીરણ પણ ન હોવું જોઇએ કારણ એથી રાત્રે વીર્યસ્ખલન થાય છે. જેમને દસ્તનો નિયમિત નિકાલ થતો ન હોય તેમણે રાત્રે સુતા પહેલાં બેએક કલાકે એક પ્યાલો ગરમ પાણી અને સવારે પણ એક પ્યાલો પાણી પીવું, જેથી દસ્ત સાફ આવશે.

પથારીમાં પડયા પછી જો કદી પાંચ સાતેક મિનિટમાં ઉંઘ ન આવે તો પથારીમાં આળોટવું નહિ. કારણ આળોટવાને લીધે વીર્યમાં ચંચળતા આવે છે. માટે પથારીમાં પડયા નહિ રહેતાં બહાર ફરવા નિકળી જવું અને ખૂબ શરીરને થકવી નાંખવું, જેથી કરીને ઝપાટાબંધ ઉંઘ આવી જાય છે.

પડખાભર સુવું એ પણ લાભકારી છે. કદી પણ એકલા સુવાની ટેવ રાખવી નહિ.

સત્સંગ એ પણ વીર્યરક્ષણમાં પરમાવશ્યક વસ્તુ છે. જો આપણને સારી સોબત નહિ હોય તો આપણે કોઈ દિવસ પણ વીર્ય રક્ષણ નહિ કરી શકીએ. કારણ ખરાબ સોબતને લીધે રાત્રે ચોક્કસ ખરાબ સ્વપ્ન આવવાનાં, કારણ ખરાબ સ્વપ્ન એ દિવસના વિચારોનું પ્રતિબિંબ છે. આવી રીતે જ્યારે ખરાબ સ્વપ્ન આવે ત્યારે સ્વપ્નમાં વીર્યસ્ખલન થવાનું. માટે હંમેશાં સારી સોબત રાખવી અને પ્રભુ પાસે પ્રાર્થના કરવી કે હે પ્રભુ ! મને મારૂં વીર્ય ટકાવવાની શક્તિ આપો !!!

કાર્તિક શુદ ૯,'૭૮
લીમડા

**છોટાલાલ વ. ભટ્ટ.**

# થોડી એક રમુજો

## (૧) છૂ મંતર

એક વખત એક શેઠ પોતાના કુટુંબ સાથે આગગાડીમાં બેઠા હતા. તેમનો પુત્ર કેશવ વારંવાર બારીની બહાર ડોકીયાં કરતો હતો. શેઠે કહ્યું "કેશવ જો તું વારંવાર બહાર ડોકીયાં કરશે તો તારી ટોપી ઉડી જશે". કેશવે આમ છતાં માન્યું નહિં. ત્યારે શેઠે છૂપી રીતે તેના માથા-ઉપરથી ટોપી લઈ લીધી અને કહ્યું, "જો હું નહોતો કહેતો કે તારી ટોપી ઉડી જશે ? જો હવે ઉડી ગઇ." કેશવ આથી રોવા લાગ્યો એટલે તેના બાપે કંટાળીને તેને છાના રાખવા કહ્યું, "જો હું છૂ મંતર કરૂં છું. તું આડું જોઇ જા." પછી ધીમેથી તેના માથાપર તેણે ટોપી મૂકી દીધી, અને કહ્યું, "હવે ડાહ્યો થઇને બેસજે." પછી તે ગૃહસ્થ વાતચીતમાં પડયા, એટલે કેશવે ટોપી બહાર ફેંકી દીધી અને કહ્યું, "બાપા, હવે ફરી છૂ મંતર કરો."

(૨) પાણી છાંટવાની ગાડી

કોઇ બે ગામડીયા એક વખત એક શહેર જોવા નીકળ્યા. રસ્તે જતાં એક પાણી છાંટવાની ગાડી તેમની નજરે પડી. આ જોઇ એક ગામડીઓ બોલી ઉઠ્યો, "એલા એ ગાડીવાળા, તારૂં પાણી ઢોળાઇ જાય છે." બીજો બોલી ઉઠ્યો, "એલા એ, એમ બોલ મા. શહેરમાં આવું બોલાય નહિ. એતો કોઈ છોકરો ગાડી ઉપર ચડી ન જાય એટલા માટે આ યુક્તિ કરવામાં આવી છે."

(૩) અક્કલવાન પહેરીગર

એક મોટા સંગ્રહસ્થાનના દ્વાર ઉપર કોઇ એક પહેરીગરને મૂકવામાં આવ્યો હતો અને તેને તેના ઉપરી તરફથી એમ હુકમ મળ્યો હતો કે લાકડી બહાર મૂક્યા સિવાય કોઇને અંદર આવવા ન દેવો. હવે એક ગૃહસ્થ પાટલુનના ખીસામાં બન્ને હાથ નાખીને અંદર જવા જતો હતો તેવામાં તે પહેરીગરે તેને રોક્યો અને કહ્યું, "સાહેબ તમારી લાકડી ક્યાં ?" ગૃહસ્થે કહ્યું "મારી પાસે લાકડી છે જ નહિ." તેણે કહ્યું "સાહેબ ત્યારે તો લાકડી લઇને આવો કારણ કે લાકડી બહાર રાખ્યા સિવાય અંદર આવવા દેવાનો હુકમ નથી".

(૪) ડાહી છોકરી

એક દિવસ એક છોકરી પોતાની મા સાથે બજારમાં જતી હતી. ત્યારે તેણે કહ્યું, "મા ગઇ કાલે નિશાળ છૂટી તે વખતે આ જગ્યાએ એક છોડી પડી ગઈ, તે વખતે બધી છોડીઓ હસી પડી, પણ હું ન હસી" માને આ વાતથી

ઘણો આનંદ થયો અને કહ્યું, "ત્યારે તું કેમ ન હસી?" છોકરીએ કહ્યું "મા એતો હું પડી ગઈ હતી તેમાં."

(૫) જોડાની વિચિત્ર જોડ

એક વખત એક શેઠને બહાર જવું હતું. કપડાં પહેરીને તેણે નોકરને કહ્યું, "જલ્દી બૂટ લઈ આવ" નોકર એકદમ ગયો અને એક કાળો તથા એક રાતો બૂટ લઇ આવ્યો. આ જોઈ શેઠે કહ્યું "આ કઈ જાતની જોડ?" નોકરે કહ્યું "મને પણ એ આશ્ચર્ય થાય છે. પણ એથી વધારે આશ્ચર્ય તો એ છે કે હજુ બીજી આવી જ જોડ બહાર પડી છે."

મૂળશંકર મોહનલાલ

(ચતુર્થ વર્ષ)

---

# એક જાદુઈ રમત

આ રમતમાં નીચેની વસ્તુઓની જરૂર છે.

૧ લાકડાનું સીધું પાટીયું.

૨ કોકરનો પ્યાલો.

૩ એ. બી. સી. ડી. થી ઝૅડ સુધીના કાગળના ન્હાના છવીશ કટકાઓ.

આ રમત ત્રણ જણથી રમી શકાય છે. સૌથી પહેલાં એક સીધું પાટીયું લ્યો; પછી તેનાપર કોકરનો પ્યાલો વચ્ચે મૂકો. પછી છવ્વીશ એ. બી. સી. ડી. થી ઝૅડ સુધી લખેલા કટકાઓ પ્યાલાની ફરતા ક્રમસર ગોઠવો. હવે ત્રણે જણ એકએક આંગળી પ્યાલાપર મૂકો.

તમારે મનમાં એવો વિચાર દૃઢ કરવો કે હમણાં આ પ્યાલો ચાલશે. જો આમ હશે તો પાંચેક મિનિટમાં તે પ્યાલો

ચાલવા માંડશે. આંગળી મૂક્યા પછી તે લેવી નહિ. પ્યાલો ચાલવા માંડે એટલે એક જણે નીચે પ્રમાણે કહેવું.

Sir what is your name ?
Sir what is your name ?

પ્યાલો જ્યાં જાય ત્યાં જવા દો. જે અક્ષર ઉપર તે આવીને અટકે તે અક્ષર ધ્યાનમાં રાખવો યા તો લખી રાખવો. દાખલા તરીકે M આવ્યો. હવે આમ કહેવું, M. Go on sir, Go on please, Make haste sir. જે શબ્દ ઉપર તે પ્યાલો ઉભો રહે તે ધ્યાનમાં રાખો. આમ થતાં આ અક્ષરના જથ્થાનું એક પ્રસિદ્ધ વિશેષનામ થશે. આ માણસ મ્હોટે ભાગે પ્રખ્યાત હશે. જ્યારે એક નામ પૂરૂં થાય ત્યારે કહેવું કે What is your father's name ? તેના પણ જે શબ્દો આવે તેનું ઉપલા પ્રમાણે કરવું.

બે જણે તે પ્યાલાને કહેવું કે Will you answer our questions ? જો y, e, s, આવે તો તમારી મરજીમાં આવે તે સવાલ ઇંગ્લીશમાં પૂછજો, અને તેને છેડે 'સર' શબ્દ લગાડજો.

જો No આવે તો પૂછ્યા વગર આ રમત બંધ કરવી.

ભાવનગર અ. શ્રા. શુદિ ૧૦/૭૬ | જમનાદાસ વ. કાછીઆ (ચતુર્થ વર્ષ)

---

# રમુજ

મેનેજર— (કારકુનને) કેમ ? કાગળો તો બરાબર સમયસર ટપાલમાં નાખ્યા હતા ને?

કારકુન— હા, પરંતુ ટીકીટો ચોડવામાં થોડી ભૂલ થઇ હતી. પરદેશના કવર ઉપર અર્ધા આનાની અને સ્થાનિક કવર ઉપર એક આનાની ટીકીટ ભૂલમાં ચોડાઇ હતી.

મેનેજર—અરરર, પછી તે ફેરવી કે નહિ ?

કારકુન— હા સાહેબ, કવરો ઉપરનાં સરનામાંજ ફેરવી નાંખ્યાં ? (મનોરંજનમાંથી)

એક વાર એક પ્રખ્યાત નાટક મંડળીનો 'ચાળીશ ચોર' નામનો ખેલ થવાનો હતો. તે ખેલમાં ભીડ બહુ થવાથી ૨) રૂ.થી ઓછી કિંમતના ટીકીટો શિલિકમાં નહોતી. એક ગામડીયા માણસે જઇને ટીકીટ માગી ત્યારે નાટકવાળાએ રૂ. ૨) માગ્યા. તે સાંભળી તે ગામડીઓ બોલ્યો; " શું કહો છો ? ચાળીશ ચોર જોવા માટે બે રૂપીઆ બેસે છે? ત્યારે હવે મારે બાકીના ઓગણચાળીશ જોવાની મરજી નથી." (મનોરંજનમાંથી)

હરનારાયણે બેંકમાં જઈ ત્યાંના કારકુન ને કહ્યું કે "ભાઈ મારા ખાતામાંથી મને બધી સિલિક આપો".

કારકુને તે પ્રમાણે જમાખર્ચ લખી ખાતું ચૂકતે કરી તેની બધી સિલિક ગણી આપી.

બધી રકમ ગણી લઇ તે રકમ પાછી કારકુનને સોંપતાં તે બોલ્યા. "આ હવે પાછી રાખો. ગામમાં ઘણી અફવાઓ ઉડી હતી કે લોકો હમણાં ખોટા રૂપીઆ ઘણા પાડે છે, એટલે મને વિચાર થયો કે લાવને! આપણા રૂપીયા તો જોઇ લઇએ! ક્યાંક એમાં ખોટા રૂપીયા આવી ન ગયા હોય!

**( મનોરંજનમાંથી )**

"અરે તમે આમ ક્યાં બહાર ચાલ્યા?"

"એ તો જરા હવા ખાવા બહાર જઇએ છીએ"

"ત્યારે તમે થાળી વાટકાઓ તો લઈ જાઓ? હવા ખાશો શેમાં?"

---

"હાં ગવૈયાજી, મારે સંગીત શીખવું છે, તો જરા શીખવશો ખરા કે?"

"ખુશીથી, શા માટે નહિ? પરંતુ સંગીતમાં તમારે આલાપ લેતા શીખવું પડશે."

"એ આલાપ કેમ લેવાય તે શીખવશો?"

"શિયાળામાં સવારના પ્હોરમાં ટાઢા પાણીના પીપમાં બેસવું એટલે એની મેળે આલાપ લેતાં શીખી જવાશે!"

ભાસ્કર ગજાનન.

શ્રાવણ–૧૯૭૬ ( પંચમ વર્ગ )

---

## બસ, કાંઇ ન પૂછો

---

એક દિવસ સાંઝે પાંચ વાગે એકાએક એટલું બધું અંધારૂં થઇ ગયું કે બસ કાંઇ ન પૂછો. આ વખતે શહેરના સર્વ દુકાનદારો પોતાની દુકાનો બંધ કરી ઘર તરફ જવા લાગ્યા કારણકે તીડ એટલા બધા આવ્યા હતા કે બસ કાંઇ ન પૂછો. ગામમાં કોઈ પણ માણસ ફરતું હતું નહીં, કારણકે વિજળીના ઝબકારા અને ગડગડાટ એટલા બધા થતા હતા કે બસ કાંઈ ન પૂછો. વરસાદ એવો તો મુશળધાર વરસતો હતો કે બસ કાંઇ ન પૂછો. આ વખતે મારા ઘરના છાપરાનાં નળીયાં ઉડી જવાથી પાણી ઘરમાં ઉતરતું હતું, તેથી હું તે સમારવા ઉપર ચડ્યો; પણ વરસાદના જોસને લીધે મને એવી તો ટાઢ ચડી કે બસ કાંઇ ન પૂછો.

હજુ વરસાદ તો પડયા જ કરતો હતો. વળી સાથે સાથે કરા પણ એકલા બધા અને એવડા મોટા પડતા હતા કે

બસ કાંઈ ન પૂછો. વરસાદ પડતો હતો છતાં કરા તો પહેલી વખત જોયેલા એટલે ખાવા મંડયો, અને એટલા તો ખાધા કે બસ કાંઇ ન પૂછો.

થોડી વારે પવનનું ઝાપટું એવું તો સખ્ત વાયું કે બસ કાંઈ ન પૂછો. ગામના ધૂળીઆ ઘરોની ભીંતો તથા નળીઆં એટલા બધા જોસથી નીચે પડવા લાગ્યાં કે બસ કાંઇ ન પૂછો.

થોડીવારે વળી વિજળીના ચમકારા થયા. ગામનાં બધાં માણસો એટલાં તો શાંત થઇને બેસી ગયાં હતાં કે બસ કાંઈ ન પૂછો પાંચેક મિનિટે એક એવો ભયંકર અવાજ થયો કે બસ કાંઇ ન પૂછો. તે શાનો અવાજ? વિજળીનો. આથી માણસો એટલાં તો વ્યાકુળ થઇ ગયાં કે બસ કાંઇ ન પૂછો.

આ વિજળીના ચમકારે સોનીના ત્રણ ઘરોનો ભોગ લીધો. એક નિર્દોષ બાળકનો હાથ બાળ્યો બીજું કાંઇ? હા, તેની ગરીબડી ગાયો તેના ન્હાના પુત્રોને મૂકી સ્વર્ગે સીધાવી. પુત્રનું શું? અરે પ્રભુ! તેનો પણ ભોગ જ!

આ સાથે સોનીના ખડની ગંજી સળગી અને એવી તો આગ લાગી કે બસ કાંઇ ન પૂછો. રાત્રિના દશેક વાગનાં તોફાન જરા ધીમું પડયું. શહેરને દરવાજે નદીમાં એટલું તો પૂર આવ્યું હતું કે બસ કાંઇ ન પૂછો. નદીને સામે પાર મારા ભાઈ તથા બીજા એટલા બધા માણસો ઉભા હતા કે બસ કાંઇ ન પૂછો.

પાણી એટલા તો જોસથી વહેતું હતું કે બસ કાંઈ ન ન પૂછો. હું ઘેરથી નાની છત્રી, અને એકલું ધોતીયું પહેરી નદી તીરે ગયો.

# વિદ્યાર્થી

આ કાંઠે ઉભેલા, સામા કાંઠાવાળાના સગાઓ, "એ કાકા, એ ભાઇ, એ અદા" આવા શબ્દો ઉચ્ચારતા ઉભા હતા. થોડીવારે પાણી ઉતર્યું. બળવાન માણસો કચ્છ મારી નદી ઉતરવા લાગ્યા.

થોડીવારે મારા ભાઇ પણ આવ્યા. આજે વળી કૃષ્ણ પક્ષની અમાવાસ્યા હતી એટલે અંધાઇ એટલું બધું હતું કે બસ કાંઈ ન પૂછો.

રાત્રીના અગિયારે અમે ઘેર આવી જમીને નિદ્રાદેવીને આધીન થયા; અને એવી તો ગાઢ નિદ્રા આવી ગઇ કે બસ કાંઇ ન પૂછો. !

આષાઢ શુદિ અષ્ટમી } જમનાદાસ વ. દાણી. (ચતુર્થ વર્ગ)

---